

ગુલ અફશાન માળા: ૨ જી.

# ઇન્ડીયન નાઇટ્સ

યાને

# હીન્દી વાર્તાઓ.

(INDIAN NIGHTS, BY M. E. VACHHA.)

ભાગ ૧ લો.

રચનાર

માણેકજી એદલજી વાછા

તે 'ગોલ્ડન ગુલ', 'શીવાજી', 'પાંડુરંગ હરી', 'એદલકાકા', 'બાપુ બ્રાહમણ', 'રોખીનારા', 'મગરૂર મેરોથા', 'શાપુર', 'શરમાલ સપલ' વગેરે પુસ્તકોના કર્તા.



પ્રગત કરનારાઓ

બ૦ જ૦ મીસ્ત્રી અને અ૦ ફ૦ સોલન.



મુંબઈ: કાલબાદેવી, રીપન પ્રેસ.

કીંમત: દશ આના.




૪૮૦૮

☞ ગુલ અફશાન કથા માળા—૨ જી.

# ઇન્ડીયન નાઇત્સ

અથવા

# હીન્દી વાર્તાઓ.

રચનાર—માણેકજી એદલજી વાછા

તે 'શીવાજી', 'એદલકાકા', 'પાંડુરંગ હરી' ઇ૦ ના કર્તા.

## ભાગ પહેલો.

### ઇન્ડીયન નાઇત્સની આ વાર્તાઓ રચનારના હાથમાં કેમ આવી તેની ટુંક તવારીખ.

ઑક્ટોબર માસની એક ખુશનુમા સાંજે આ લખનાર બુલંદ મથાલાંવાલી અને શીતલ વાયુવાલી માથેરાનની ટેકડી પર આવેલા એક બંગલામાં બેસી આસપાસની કુદરતી લીલા નીહાલતો બેઠો હતો, તે વેલા તેના રામા નામના સીપાઇએ એક કાગલ લાવી તેના હાથમાં મુકયું. આ કાગલ લેતાં વારજ મને અજાયબી લાગવા માંડી, અને તેના કારણો મારી પાસે હતાં. પેહેલું તો એકે તેનું પરબીડીયું ઘણું વીચીતર તરેહનું અને ઓર જાતના રંગનું હતું. બીજું કારણ એ હતું કે તેની પર મારે નામે મરાઠી ભાશામાં સરનામું કીધેલું હતું. ત્રીજું કારણ એકે તેની પરના અક્ષરો તદન અજાણ્યા હતા. ચોથું કારણ એ જે પોસ્તની 'ડીલીવરી' નો વખત ત્રણ કલાક અગાડી થઇ ગયો હતો, અને વલી તેની પર તપાલનો છાપ પણ નહી હતો. પાંચમું કારણ એ હતું કે હું તે વરસમાં તે દીવસેજ પેહેલ વેહેલો ઉપલી શીતલ ટેકડી પર, મનમાં ફાંટો આવવાથી, ગયો હતો, અને તેથી ત્યાં વસ્તા મારા મીત્રોને મારા આવ્યાની ખબર બીલકુલ પડેલી નહી હોવી જોઇએ. છઠ્ઠું કારણ એ હતું કે તેની પર સોનેરી શાઇએ અક્ષરો લખેલા હતા. સાતમું અને છેલ્લું કારણ એ હતું કે તે પરબીડીયું તદન ગોલ આકારનું હતું.

થોડીક પલ મેં તે પરબીડીયું મારા હાથમાં આમતેમ ફેરવ્યા કીધું, અને પછી હલવેથી અને ઘણી સંભાલથી તે પરબીડીયું ઉખેડયું તો અંદરથી નીચે પ્રમાણે લખેલું કાંગલ નીકલયું: એમાં કેટલાક શબ્દો ગુજરાતીમાં તો કેટલાક સંસ્કૃત ભાશામાં લખેલા હતા. મથાલે શાઇનો એટલો તો મોટો દાઘ પડયો હતો કે આ લખનારની ગમે તેટલી કોશેશ છતાં ઉકલી શકી નહી. પણ લંબાણથી વરણન કરવા કરતાં અને તે પર ટીકા કરવા અથવા વીચાર

જણાવ્યા કરતાં એ ચીઠી એમની એમ પ્રસીધ્ધ કરવા બેહેતર જાણી આ લખનાર તે વાંચનારની હજુર રજુ કરે છે, જેથી વાંચનાર પોતે તે માટે પોતાનું મત બાંધી શકશે:—

અએ પારસી! આ દુન્યામાં બનતી દરેક ચીજની, તેમાં વીધ્યાને લગતી બાબદોની, મને ખબર હોય છે, અને તેની રૂએ મને ખબર મલી છે કે તું નાની નાની બોધકારક, રમુજી, વાંચવા લાયક, પણ બીભીત્સ નહી હોય અને નબલાં મનના ગુજરાતી વાંચનારાંઓના, મનના જુસ્સા નહી ઉસ્કેરાય એવી, વારતાઓ સોધવા ફાંફાં મારે છે, પણ જો હું કહું છું તે પ્રમાણે અમલ કરશે તો તને તું માંગે છે તેવી પુસ્કલ વારતાઓનો એકંદર જથ્થો મલશે. અલબતાં! એ સઘલીઓ સંસકૃતમાં લખેલી હોવાથી, તે ઉંચે દરજજેની ભાષામાંથીજ બચ્ચાં પેઠે નીકલેલી, તારી ગુજરાતી ભાષામાં એનો તરજુમો કરવો પડશે. તું સંસકૃત જાણે છે: એટલે તને ઘણી મેહેનત પડવાની નથી. એ વારતાઓ જયારે તારા હાથમાં આવશે, અને તું વાંચશે ત્યારે તું જોશે કે એ સઘલીઓ પારસી, હીન્દુ, મુસ્લમીન, ફ્રેન્ચ, ઇંગ્રેજ વગેરે જાત જાતના લોકોને લગતી વારતાઓ છે, જે મારી ખાતરી છે કે જે પ્રમાણે આગલ ચોકકસ જણાંઓને એ પસંદ પડી હતી તે પ્રમાણે તારા વાંચનારાંઓને પણ પસંદ પડયા વના રહેશે નહી. પણ એ વારતાઓ એકદમ અને મેહેનત કરીયા વના તારા હાથમાં આવવાની નથી. તેને માટે તારે બીજે શેહેર મુસાફરી કરવી પડશે, અને ત્યાં બારીક શોધ ખોલ કરયા પછીજ એનો તને પતો મલશે. હવે હું લખું છું તે પર તારે બારીક ધ્યાન આપવું.

પહેલ વેહેલાં તો હીન્દુઓના પવીત્ર શેહેર, કે જેના ભીતરમાંથી પવીત્ર ગોદાવરી નદીમાતા ચાલુ વહે છે ત્યાં, તારે જવું જોઇએ. હું જાણું છું કે તું ત્યાં કદી પણ આગલ ગયો નથી, પણ જે પ્રમાણે તું બીજાં શેહેરો અને ગામો જોવા માટે ખુસીથી મુસાફરીઓ કરે છે તે પ્રમાણે ઊપર જણાવેલાં પવીત્ર શેહેર યાને નાસીકમાં તારે જવું જોઇએ. તારે ગમે તો એ શેહેરમાં તું થોડા દીવસ રહેજે, પણ તે શેહેરમાં પેલી વારતાઓનો કાંઇ પતો તને મલવાનો નથી; તેને માટે તો નાસીકની દક્ષીણે અને હડી કોશ પર આવેલી ટેકડીઓ, જેમાં ચોવીસ ગુફાઓ આવેલી છે ત્યાં, તારે જવું જોઇએ, અને ત્યાં તારી મેહેનત અજમાવવી જોઇએ. હું કોઇનેબી આઇતું આપતો નથી. પણ જે મેહેનત કરે તેનેજ તેના કામમાં મદદ રૂપે તેને જોઇતો વીધ્યાનો ખોરાક આપતો હોવાથી, તને પણ શા માટે એક ચોકકસ ગુફા વીષે જણાવી દઊં તેનું કારણ હું જોઇ શકતો નથી. હું તને એટલુંજ જણાઊં છું કે તારે દરેક ગુફાઓમાં ફરવું, અને જે ગુફામાં નીચલા ઉતારા પ્રમાણે કોતરેલું હોય ત્યાં તારે ઉભા રહેવું, અને પછી ત્યાં હું કહું તે પ્રમાણે તારે અમલ કરવો. પેલી ગુફામાં કોતરેલા લેખની નકલ આ પ્રમાણે છે:—

सिधं ओतराहस दंतामितियकस योणकस धंमदेवपुतस इंद्राग्निदतस धंमात्मना इम लेणं पवते तिरंण्हुम्हि खानितं अमंतरं च लेणस चेतियघरो पोढियो च मातापितरो उदिस इम लेण कारितं सवबुधपूजाय चातुदिशस भिखुसंघस नियातितं सह पुतेन धंमरखितेन

ઉપલા લેખ પરથી જોશે કે એની ભાષા તદન જુદી છે, પણ તે થોડી ઘણી સંસ્કૃતને મલતી આવે છે. આ લેખ કાંઇ ભેદી છે નહી. પણ એ લેખ ધરાવનારી ગુફા કોણે બંધાવી હતી તે ફકત તેમાં વરણન કીધેલું છે. પણ એમાં વરસ નહી લખેલું હોવાથી તારી જીજ્ઞાસા ઉસકેરાય માટે હું તને જણાઉં છું કે ઇસ્વીસન પુરવે પચાસ વરસની વાટ ઉપર એ બંધાવી હતી.

જેવી તુને આ લેખ વાલી ગુફા મલે કે જે બાજુ એ લેખ છે, તેની નીચે વરંડ યાને ઓટલા પર જવાનું એક બારણું નજર પડશે, જે વંરડમાં દાખલ થતાંજ તારે જમણા હાથ પર જવું, જયાં તને એક અધુંરૂં ભોંયરૂં આવેલું જણાશે, જેમાં દાખલ થઇને જમણા હાથ બાજુના ખુણા આગલથી તારે ખોદવું, એટલે પીતલનો એક દાબડો તને મલશે, જેમાં સંસ્કૃત ભાષામાં લખેલી પેલી વારતાઓના કાગલો છે. આ કાગલો કેમ આવ્યાં તે જો તું જાણવા માંગતો હોય તો તેની તવારીખ તું ઘણી સેહેલાઇથી મેલવી શકશે.

નાસીકની નૈરૂત્ય દીશાએ આવેલાં મુસાફરખાના આગલથી પસાર થતાં મુંબઇથી આગ્રા જવાના રસ્તેથી ઉપલી ગુફાઓ આગલ જવાય છે, તે રસ્તે હડી ગાઉ જેટલું આગલ વધતાં રસ્તાની જમણી બાજુએ અને સો વાર દુર ગોવાલ્યાઓના ઝુપડાંઓ આવેલાં તારી નજરે જણાશે, જે ઝુપડાંઓની નજદીકમાં બે ઘણાજ જુના આમલીના ઝાડો આવેલાં છે, જેના છાંયડાં હેઠલ એક સાંઇ બેઠેલો તને જણાશે. આ સાંઇ તદન મુગો હોવાથી તારા પુછેલા સવાલોના ઉતરો ફકત લખીને તને આપશે. પણ તે જયાં સુધી આ કાગલ, તથા પીતલનો પેલો દાબડો જોશે નહી ત્યાં સુધી કદીબી તને તારા પુછેલા સવાલોના ઉતર લખી આપશે નહી. એજ સાંઇ વલી તને પેલા લેખની મતલબ લખી આપશે.

મારા લખ્યા પ્રમાણે જયાં સુધી તું અમલ કરશે નહી, ત્યાંસુધી તને એ વારતાઓના કાગલોથી ભરેલો દાબડો તથા તેની તવારીખ તને મલશે નહી. એ તવારીખ બોલેબોલ ખરી છે.

હવે આ કાગલ પુરૂં કરતાં અએ પારસી! હું તને એટલુંજ જણાવું છું કે એ વારતાઓ જયારે તું છપાવે ત્યારે તેનું નામ 'ઇન્ડીયન નાઇટ્સ' અથવા 'હીન્દી વારતાઓ' કરી આપજે. હું ધારૂં છું કે એમાં તને કસીબી અડચણ હશે નહી. જોકે એ વારતાઓ પેલી 'અરેબ્યન નાઇટ્સ' ના જેવી ભુત પરીયાંઓ, કે જેમની હસ્તી તમો માણુવીઓ ના પાડો છો તે, થી બનેલી નથી, તોપણ તે તને તથા વાંચનારાંઓને તેના જેટલીજ રસીક લાગશે. લી૦ **વીદપ્ર.**

તાજે કલમ—મેં મારૂં સંસ્કૃત નામ વીદપ્ર લખ્યું છે, પણ તારે ગમે તો તું મને એક વખત રાજ કરી ગયલા તારી જ્ઞાતના પેલા હખામની વંસના પાદશાહોની ભાષામાં 'વીદફ્ર' કરી મને ઓલખજે; જોકે બન્નેની મતલબ તો એકજ છે.

આ પ્રમાણે ઉપલી વીચીતર ચીઠી લખેલી હતી. આ લખનાર તે વાંચી વીચારમાં ગરક થયો: નીચે સહી કરનારે ખરૂં લખ્યું હતું. બન્નેનો અરથ એકસરખો છે: એટલે કે 'જ્ઞાનનું રક્ષણ કરનાર.' એ પરથી વાંચનાર જોશે કે આ લખનાર પર ચીઠી લખનાર આ તદન તરાહેત સખસ પોતાને 'જ્ઞાનનું રક્ષણ કરનાર' તરીકે ઓલખાવતો હતો. આ લખનારની તે પર વીચાર કરતાં જીજ્ઞાસા વધુ અને વધુ ઉસ્કેરાતી ચાલી, જેનું પરીણામ એ આવ્યું કે આ લખનારે નાસીક ત્રીજે દીને ઉપડી જવા ઠરાવ કીધો. આ લખનારને એમાં કાંઇ ગુમાવવાનું નહી હતુંઃ કારણ કે નાસીક જવાથી તને બે ફાયદા થવાના હતા. પહેલું તો એકે નાસીક શેહેર તથા તેની આસપાસના ગામડાંઓ જોવાની આથી ટક મલી હતી, અને બીજું તો એકે આ લખનારની એક નવી વારતા માટે સ્થલ કયું લેવું તે માટે આ લખનાર ગુંચવાડામાં જે પડયો હતો, તે નીકલી ગયો હતોઃ કારણકે નાસીકને બનતાં સુધી આ લખનારની એક વારતામાંનું એક સ્થલ કરવાનો તેને તેજ ઘડી વીચાર આવ્યો હતો*

* આ લખનારની આશા ફલદરૂપ નીપજી હતીઃ કારણકે વાંચનારાંઓ જાણે છે તેમ આ લખનારની કલમથી લખાયલી 'ગોલ્ડન ગુલ' માં નાસીકનેજ વારતાનું એક સ્થલ કીધું છે.—રચનાર.

પણ હવે 'લાંબું પીજન' ટુંકમાં કરવા માટે આ લખનાર એટલુંજ જણાવે છે કે ઘણીજ—અતીષ્ય—મેહેનત પછી તેને એક ગુફામાંથી પેલો લેખ તથા એક ભોંયરામાંથી આ નીચે લખેલી વારતાઓના કાગલોનો દાબડો મલ્યો હતો. એ વારતાઓ પેલી ચીઠીમાં જણાવ્યા પ્રમાણે ખરેખર સંસ્કૃત ભાષામાં લખેલી હતી, જેનો તરજુમો વાંચનાર હજુર આ લખનારે ધરીયો છે.

દાબડો મલ્યો તો ખરો, એટલે આ લખનારની મેહેનત ફલદરૂપ થઈ હતી. તે વેલા તેને કેટલો સંતોષ મલ્યો હશે, તેનો વાંચનારને તો સેજ પણ ખ્યાલ નહી હશે. આ લખનાર તેજ ઘડી પેલા 'વીદમ' નો ખરા અંતકરણથી આભાર માનવા લાગ્યો હતો.

દાબડો મલ્યો: એટલે હવે આ લખનારને પેલા લેખનો તરજુમો મેલવવાની તથા પેલા સાંઈને સોધી કાહાડી તે વારતાઓથી ભરેલો પેલો દાબડો છેક પેલી ગુફાના એક ભોંયરામાં કેમ આવ્યો તેની હકીકત જાણી લેવાની ઇચ્છા થઈ. જે દીવસે આ લખનારને પેલો દાબડો મલ્યો તે રાતેજ તેને પુરી પાધરી ઉંઘ આવી. તેની આગલી રાતો તો આ લખનાર લગભગ ઉજાગરામાં ગુજારતો હતોઃ આસા અને નીરાસાએ તેનું મન ચકભમ કીધું હતું. ઉંઘમાં પણ પેલા દાબડાનાજ જાતજાતના આકારો તે જોતો હતો. છેલ્લી ઘડી સુધી આ લખનારને પેલા 'જ્ઞાનનું રક્ષણ કરનાર' પર વીસ્વાસ આવ્યો નહી હતો. પેલી ગુફાઓમાંજ સોધ કરતાં આ લખનારના એકવીસ દીવસ પસાર થયા હતા. આખી રાત પણ આ લખનાર એ ગુફાવાલી ટેકડીઓ પરજ વીસામો લેતો હતો, અને સહવારનું પરોઢ પડતાં દાતણ પાણી કરી તથા તે માહ કૃપાલુ ઇશ્વરની બંદગી કરી પેલા દાબડાની સોધમાં નીકલતો હતો. ખચીત! એ દાબડાએ તેને માહ મેહેનત આપી હતી, તોપણ જ્યારે આ લખનારે અંદરની સંસકૃત ભાષામાં લખેલી વારતાઓ વાંચી ત્યારે આ લખનારની મહેનતનો પુરતો બંગ વલી રહેલો આ લખનારે વીચારીયો. વાંચનાર! આ લખનારની ખાતરી છે કે જ્યારે તું એ સઘળી વારતાઓ એક પછી એક વાંચશે ત્યારે તું પણ આ લખનારની સાથે એકમત થયા વના રહેશે નહી.

હવે આ લખનાર પેલા સાંઈની વાતની ટુંક મતલબ લખીને આ ઇન્ડીયન નાઇટસમાંની નાની મોટી વારતાઓ વાંચનાર સન્મુખ ધરે છે.

પેલા સાંઈએ પેલા લેખની મતલબ લખી તે પરથી જણાયું કે તે ગુફા ત્રીરસ્મી નામની એક ટેકડી પર આવેલી હતી, અને તે ઇન્દ્રાગ્નીદતા નામના એક સખસે કોતરાવેલી હતી, અને તે દંતામીતીનો રહેવાસી હતો, ઇત્યાદી. પેલો દાબડો ત્યાં કેમ આવ્યો તે વીષે પુછતાં તે જઈફ સાંઈએ લખી જણાવ્યું કે એ વારતાઓ આ હીન્દ સરજમીન પર આવેલાં એક દેશી રાજની રાણીઓ આગલ થોડાંક વરષની વાટ પર જુદી જુદી જ્ઞાતનાં લોકોએ કહી હતી, અને તે સંસ્કૃત ભાષામાં વારતાઓની ધપે નવેસરથી લખી લેવામાં આવી હતી, પણ તે લખનારે એક ખુબી રાખી હતી, અને તે એકે દરેક વારતા શરૂ થતાંજ નીચે નોંધ મુકી તે વારતા કઇ રાત્રે શરૂ થઈ હતી, તે જણાવેલું હતું, અને તેથી આ લખનારે પણ તેજ પ્રમાણે કીધેલું વાંચનાર જોશે. વળી વીદમની ઇચ્છા પ્રમાણે આ લખનારે આ વારતાનું નામ 'ઇન્ડીયન નાઇટસ' જ રાખવા પસંદ કીધું છે. પેલા સાંઈને તે દાબડો પેલી ગુફામાંના ભોંયરામાં શા માટે છુપાવ્યો તથા પેલો 'વીદમ' તે કોણ તે વીષે પુછતાં તેણે વધુ ખુલાસો આ લખનારને આપવા ના પાડયું હતું, અને આ ઘણું દલગીરી ભરીયું છે કે આપણે એટલી બાબદ જાણી શકયાં નથી.

# બંદાનો કીનો.

ઔરંગઝેબ શેહેનશાહના મરણ પછી અને અજીત નાદીરશાહે હીન્દમાં હલ્લો કીધો તેણી ઘણા વરસ અગાડી, એટલે હીજરી સન ૧૭૦૮માં, સતલજ નદી અને જમના નદીની વચ્ચેના દેશમાં સીખ અને ઇસલામી જાતવાલાઓ વચ્ચે ચાલેલી લડાઇથી ધભરાટ ફેલાયલો હતો, તે વેલા એક રાતે અતીસ્ય વાયુ ફુંકવા લાગ્યો, અને આસ્તે આસ્તે વાદલ ઘેરાવા લાગ્યું. આસરે અરધો કલાક વધુ નહી થયો તેટલામાંતો એવુંતો સખત તોફાન ગાજવીજ સાથે થઇ આવ્યું કે તે બાજુના રહેવાસીઓ ઠરઠર કાંપવા લાગયા. મોટાં મોટાં દરખતો સપાતાબંધ જમીનદોસ્ત થતાં હતાં, જયારે સતલજ અને જમના નદીના નીર હેવાનોના શરીરના ખોલીયાંઓ અને ગરીબ ગામડયાંઓના ઉખડાઇ ગયલાં ઝુપડાંઓને લગતો સર સામાન ધસડી લઇ જતાં હતાં.

'અલ્લા આપણનું રક્ષણ કરે!' બુઢી માસુમબી પોતાના પતી બદરેદીન ખેડુત ભણી મોંહ કરી ધુજતી ધુજતી બોલી, 'જો જરા વધારે વાર તુફાન ચાલુ રહયું તો આપણી ઝુપડી કોણ જાણે કયાં ઉડી જશે.'

'માસુમ! તારૂં કહેવું બરાબર છે; પણ લડાઇના સમાચાર શું છે, તે હાલ હું જાણવા માંગુંછું. એ લડાઇએ આપણા ધંધાનો નાશ કરી નાખ્યો છે. બચ્ચીત! એ બંદા માણસના રૂપમાં સેતાન હોવો જોઇએ!' બદરેદીને જણાવ્યું.

'ત્યારે શું તે એટલોબધો કરપીન છે?' માસુમબીએ પુછયું.

'શું તેણે પહેલાં સરહીંદના સુબા ફોજદારખાનને લુટીને તેનાં નીરદોસ બાળકોને તેણે રીબાવી મારી નહી નાખ્યાં? અને એટલાંથી પણ સંતોશ નહી પામી શું તેણે મસીદો ભાંગી નહી નાખી અને કબરોમાંના મુડદાંઓને પાછાં બાહેર કહડાવી જંગલી જાનવરોને ખોરાક તરીકે નહી આપ્યાં? શું તું એ વાત વીસરી ગઇ કે? વલી એટલાંથીજ સંતોશ નહી પામી દીલહીનાં નાકના દાંડા આગલ આવેલાં શાહારનપુરમાં અચબુચા હુમલાઓ કરી રઇયતને શું તે કંગાલે—'

આ વેલા તેઓની ઝુપડીનું કોઇએ જોસથી બારણું ઠોકવાથી બદરેદીન બોલતો મુંગો રહી ગયો, જયારે માસુમબી બાપડી કોઇ લુટારાઓ આવ્યા છે એવું ધારી ઠરકરવા લાગી.

'એ કોણ છે?' બદરેદીને પુછયું.

'જખમી થયલો અને ભુખે મરતો ઇસલામી મુસાફર!' બાહેરથી ઉતર આવ્યો.

'બાવીંદ, કદાચ એ કહેછ તેમજ હશે. આવી દરામણી રાત્રીએ આપણે આપણી જાતવાલાઓને મદદ કરવી જોઇએ,' માસુમબીએ જણાવ્યું.

વલી બારણું જોશમાં અફાલાયું, અને બાહેર ઉભેલો સખસ વધારે આજીજીથી કાલાવાલા કરવા લાગયોઃ આથી બદરેદીનનું હઇયું પીગલ્યું, અને તેણે બારણું ઉઘાડી નાખ્યું, કે એક પાતલો, લાંબો, અરધ-નગ્ન, પાઘડી વગરનો, અને પાણીથી તરબોર થયલો સખસ ઉંબર ઓલંગી દાખલ થયો. તેની ઉમ્મર આસરે પીસ્તાલીસ.વરસની જણાતી હતી; અને જોકે તે ચીકડે હાલ જણાતો હતો, તોપણ તે કોઇ લશ્કરી અમલદાર તરીકે જણાતો હતો.

બદરેદીન અને તેની બીબીએ પેલાની આગતાસ્વાગતા કીધી, અને તેમાં આસરે અરધો કલાક પસાર થયો. ખાણાથી ફારેગ

થયા પછી પેલા અજાણ્યાએ થોડા કલાક ઉંઘ ખેંચી કાહડવાની રજા માંગી. બદરેદીને તે આપી, પણ માસુમબીબીએ તે સુઇ જાય તેની અગાડી થોડીક ખબર જાણવા માંગી.

'શેહેનશાહે સીખો સાથે લડાઇ કીધી કે?' માસુમબીબીએ પુછયું.

'હા?' પેલાએ હલવેથી જણાવ્યું.

'અને આપણું લશકર, શું પાછું હારી ગયું કે?'

એના ઉતર તરીકે પેલા અજાણ્યાએ 'હા' તરીકે ડોકી હલાવી.

'ત્યારે આપણી આશા ધુલ બરાબર થઇગઇ. એ કંગાલ બંદા અને તેની સાથના સીખ લોકો જે —માંથી ઉઠી આવેલા હોવા જોઇએ.' બદરેદીને પોતાનો વીચાર જણાવ્યો.

'ચુપ, ચુપ!' માસુમબીબીએ જણાવ્યું 'હું ઘોડાઓના પગલાં સાંભળું છું. એઓ સીખજ હશે—આપણના કકડા બુકલા કરી નાખશે.'

'બાઇ' મને કેહેથી સંતાડો!' પેલા અજાણ્યાએ આતુરતાથી કાલાવાલા કરી જણાવ્યું 'જો તમે આ વેલા એ પ્રમાણે કરશોતો આખી જીંદગી તુલીક હું તમારો બંચાવ કરીશ, મોટું ઇનામ આપીશ. તેઓ મને પકડવા આવ્યાં છે. જો તેઓ મારે વીશે પુછેતો કાનપર હાથ મુકજો; પણ જો તમે મારે વીશે ખબર આપશોતો યાદ રાખજો કે તમે મને ફસાવશો એટલુંજ નહી પણ તમારો જીવ જોખમમાં આવી પડશે.'

'પણ આપણે એને કયાં સંતાડયે?' બદરેદીને આતુરતાથી પોતાની બાયડીને પુછયું.

'ખાંવીદ, કુવામાં! કુવામાં!' માસુમબીબીએ જણાવ્યું 'કોસમાં એને બેસાડી કુવામાં અધર બેસાડયે.'

'અએ રફીક! ચાલ મારી સાથે' બદરેદીને પાછલે બારણેથી ખેતર ભણી જતાં પેલા અજાણ્યાને જણાવ્યું.

'અને માસુમ, હું જયાં સુધી પાછો નહી આઉં, ત્યાં સુધી ખનતાં તલીક તું પેલાઓને ઝુપડાંમાં દાખલ થવા દેતી ના.' બદરેદીને જતાં જતાં પોતાની બાયડીને જણાવ્યું.

આ પ્રમાણે જણાવી બદરેદીન પેલા અજાણ્યાને કુવામાં સંતાડવાને લઇ ચાલ્યો. તેણે પેલા અજાણ્યાને ચામડાની કોસમાં બેસાડયો, જે તદન નવી હતી. વલી દોરડું પણ નવું હોવાથી અંદર બેસનારની જીંદગી જોખમમાં આવે એવું કાંઇ નહી હતું. કુવો ઝુપડાંથી થોડાક વારને ટફાવતે આવેલો હતો.

જયારે બદરેદીન પાછો પાછલે રસ્તેથી ઝુપડાંમાં દાખલ થયો ત્યારે તેણે તેની બાયડી માસુમબીબીને પેલા ઘોડેસ્વારોને અંદર દાખલ કરવા માટે બારણું ઉઘાડતી દીઠી.

પણ જયારે તેઓમાંના થોડાક અંદર દાખલ થયા, ત્યારે તેઓની શી અજાયબી? સીખોને બદલે તેઓના પોતાનાજ શેહેનશાહની નોકરીમાંના એઓ હતા!

તેઓને પુછતાં જણાયું કે શેહેનશાહનું લશકર નહી પણ સીખો પોતે હારી ગયા હતા, અને તેનો સરદાર બંદા એ તરફ નાસી આવ્યો હતો, જેને તેઓ પકડી લઇ જવા આવ્યા હતા.

પેહેલાંતો બદરેદીને અને તેની માસુમબીબીએ અંજાણપણું બતાવ્યું, પણ જયારે ઘોડેસ્વારોએ જણાવ્યું કે બંદા વીશે ખબર આપનારને એક મોટું ઇનામ શેહેનશાહે આપવા જાહેર કીધું છે, ત્યારે તેઓએ કબુલ કીધું કે તેઓએ 'એક ત્રાહીત સખસને છુપાવ્યો છે.'

'લાંબો છે કે?'

'હા, ઘણોજ.'

'અને જખમી થયલો છેની?'

'સેજ.'

'એ એજ છે. ચાલ અમને દેખાડે, નહીતો આ ઘડી તું મરણ પામેલો ધારજે.'

'યા અલ્લા!' માસુમબીબી ઘભરાઇને બોલી ઉઠી. 'હું તમને દેખાડું છું.'

તેણી ત્યાર પછી પેલા કુવાભણી ગઇ; જયારે તેની પાછલ સઘલાઓ જવા લાગ્યા.

પણ એવું બન્યું કે કુવો ઝુપડાંની છેક નજદીક હોવાથી પેલા 'બંદા'એ સઘળી વાત સાંભલી હતી. તેણે હવે જોયું કે બનચવું મુસ્કેલ હતું, તોપણ તે ખરો પોહોંચેલ હતો. તે હીમ્મત હારીયો નહી. તેણે આસપાસ નજર ફેંકી તો તેની અતી ઘણી ખુશાલી વચ્ચે તેને માલમ પડયું કે કુવાના તે તરફના ભાગની ભીંતમાં એક મોટો ખાડો હતો. આ ખાડો, પેહેલાં જયારે કુવો ખોડવામાં આવ્યો ત્યારે, સુરંગથી અથવા તો કોડાલીના મારાથી પડયો હતો. તે તરતજ ચામડાનાં પેલા કોશમાંથી કુદી પડયો અને પેલા ભોયરાં રૂપી ખાડામાં ભરાયો. જયારે પેલાંઓ પાછું દોરડું તથા કોશ નીચે ઉતારી નીરાશ થઇ જતા રહે ત્યારે તેણે દોરડાં વાટે ઉપર આવી નાશી જવાનો ઠરાવ કીધો હતો. સઘલાંઓ કુવા આગલ ગુપચુપ ઉભાં રહયાં, અને ઘોડેસ્વારોએ પોતાની તલવારો મ્યાનમાંથી કહાડી તઇઆર રાખી કે બદરેદીન અને એક બીજો સીપાઇ હલવે હલવે કોશ ઉપર ખેંચવા લાગ્યા; પણ તેમને કોશનો સાધારણ વજણ લાગ્યો, તોપણ તેઓ એક શબ્દ પણ બોલ્યા નહી. જયારે તેઓ ઉંચે વેર ખેંચી રહયા કે કોશમાં બંદાને બેઠેલો જોવાને બદલે તદન ખાલી જોઇ ત્યારે તેઓ બેએક પલ અકેકનું મોંહ જોવા લાગ્યા. લસ્કરી માણસો સમજયા કે તેઓની બદરેદીન અને માસુમબીએ મશકેરી કીધી હતી, અને તેથી તેઓ તેમને ખુબ ધમકી આપવા અને ગાલો ભાંડવા લાગ્યા, જયારે બદરેદીન અને માસુમબી સમજયાં કે કુવામાંના પીરનું એ કામ હતું.

હવે હું પ્રીય વાંચનારાંઓનું ધ્યાન એક બીજી બાબદ પર રોકું છું—સીખ લોકના વડા બંદાને બે છોકરા હતા. એકનું નામ અજીતસીંહ અને બીજાનું નામ ઝોરાવરસીંહ હતું. બન્ને ભાઇઓમાં ઝોરાવર નાનો હતો. આ બન્ને ભાઇઓના ખવાસમાં આસમાન જમીનનો ફરક હતો. વડો ભાઇ યાને અજીતસીંહ પોતાના બાપની પેઠે ઝનુંની અને ધરમચુસ્ત હતો, જયારે નાનો યાને ઝોરાવરસીંહ દયાલુ અને જોરેમંદ હતો. હવે એવું બન્યું કે પોતાની નાની ફતેહોથી છલકાઇ બંદાએ દીલ્હીથી થોડા કોસ પર આવેલાં શાહારનપુર શેહેર પર હલ્લો કીધો: આથી શેહેનશાહ ફરકશીએરે લુટારા બંદાને કચડી નાખવા પોતાના સેનાધીપતી સામદખાનને મોટું લશકર આપી મોકલ્યો. આથી સીખ લશકર અને ઇસલામી લશકર વચ્ચે એક મોટી લડાઇ થઇ, જેમાં સીખો હારી ગયા, અને બંદાનો નાસી જવા વગર છુટકો રહયો નહી. તેણે જયારે લડાઇનું પરીણામ પોતાની વીરૂધ જતું જોયું ત્યારે તેણે તંબુમાં પોતાના બન્ને છોકરાઓને બોલાવ્યા, અને જયાં સુધી તેઓ જીવતા હોય ત્યાં સુધી તેઓ સીખ ધરમ પ્રમાણે ચાલે અને તે ધરમનો ફેલાવો કરવા બનતું કરે, પછી તેમ કરતાં જીવ પણ ખોય, એવા સોગંદ તેમને તે ઘડી લેવા જણાવ્યું. અજીતસીંહે તરતજ તે સોગંદ મોટી ખુશીથી લીધા, પણ જયારે ઝોરાવરસીંહની વારણ આવી, ત્યારે તંબુની બાહેર મોટો ઘોંઘાટ થયો, જેથી બાપ દીકરાઓ તેનું કારણ જોવા બાહેર નીકલ્યા તો બંદાએ પોતાની છાવણીની આસપાસ દુશમનોના લશકરને ફરી વલેલા દીઠા, જેથી તેઓ ઝડપમાં બીજા સીખો સાથે જોડાયા. એક મોટી ઝપાઝપી ઇસલામી લશકર સાથે થઇ, પણ તેમાંબી સીખ લશકર હારી ગયું. બન્ને બાજુએ ઘણા મારયા ગયા; કેટલાક સીખો ઇસલામીઓને હાથ કેદ પકડાયા, જેઓમાં ઝોરાવરસીંહ એક હતો, જે એમ સમજયો કે તેનો બાપ અને ભાઇ પેલી ઝપાઝપીમાં મરણ પામ્યા હતા. પણ આપણે જાણ્યે છીએ તેમ બંદાતો જીવતો હતો, અને તે નાસી બદરેદીનને ત્યાં ગયો હતો; જયાર પછી શું થયું તેતો સઘલાંઓ જાણે છે.

હું જણાવી ગયો તેમ ઝોરાવરસીંહને બંધવા તરીકે કેદ પકડયો હતો. ઇસલામી લશ-

કરના વડા સામદખાનને ઝોરાવરસીંહની પદવી તથા કુટુંબ વીશેની ખબર માલમ નહી હતી, તેથી તે સાહારનપુરના પોતાના કીલ્લામાં કેદ કરવા લઇ ગયો. તે ઝોરાવરસીંહને બીજાઓની પેઠે તરતજ મારી નાખવાનો હુકમ આપતે, પણ ઝોરાવરસીંહની બાહદુરી, થયલી ઝપા ઝપીમાં તેણે જોઇ હતી તેથી, અને તેની જુવાનીથી છક થઇ સામદખાને તેને જીવતો રાખ્યો હતો.

હવે એવું બન્યું કે જે કીલ્લામાં ઝોરાવરસીંહને કેદી તરીકે રાખવામાં આવ્યો, તે કીલ્લામાં સામદખાન પણ પોતાના કુટુંબ સાથે રહેતો હતો. સામદખાનની અમીના નામની એક ખુબસુરત બેટી પણ હતી, જેની પર ઝોરાવરસીંહ મોહીત પડયો, જોકે તે જાણતો હતો કે તેણી જુદો ધરમ પાલનારી હતી. ઝોરાવરસીંહના ખુબસુરત ચેહેરાથી અને તેના હસમુખા સ્વભાવથી અમીના પર પણ તેવીજ અસર થઇ, તોપણ તેણી પોતાના બાપના ગુસ્સાની બીહીકથી ખુલ્લી રીતે સીંહને મલતી નહી હતી. ઘણું ખરૂં બન્ને રાત્રીએ એકાંતમાં મલતાં અને પરચુટણ બાબદો પર વાદવીવાદ ચલાવતાં હતાં. આખરે ઝોરાવરસીંહે પોતાનો પ્યાર તેણીને જાહેર કીધો: જેથી તેણી ધરમનું બહાનું લાવી, પણ ઝોરાવરસીંહ તેણીના ધરમમાં વટલવા તઇઆર થયો.

'પણ ઝોરાવર, એતો થયું, પણ મારા પીતાજી એ કેમ કબુલ કરશે?' અમીના ધ્રુજતી બોલી 'તેવણતો પેલા અદીનબેગના છોકરા કાસમ સાથે મને પરણુ—'

'વ્હાલી. તારે એ વીષે કસી ચીંતા કરવી નહી.' ઝોરાવરસીંહે તેણીને દીલાસો દીધો.

પણ જે રાત્રે ઉપલા સવાલ જવાબો થતા હતા, તેની બીજે દીને સામદખાન ફરકઘીઅરના હુકમથી એક લશ્કર લઇ સીખ લશ્કરને હરાવવા કીલ્લામાંથી બાહેર નીકલ્યો; તે ઓછામાં ઓછા છ દીવસ સુધી કીલ્લામાં પાછો ફરવાનો નહી હતો. ઝોરાવરસીંહે તેની ગેરહાજરીનો લાભ લેવા ઠરાવ કીધો, અને તે એકે પોતાની વ્હાલી પ્રીયા અમીનાને લઇ રાત્રીએ ન્હાસી જવું.

એવું બન્યું કે જે રાત્રે તેઓ ન્હાસી જવાના હતા, તેજ રાત્રે સીખ લશ્કર પેલા કીલ્લા પર અચબુચ ધસી આવ્યું. કીલ્લામાં ધભરાટ થઇ રહયો. કોઇને કાંઇ સુજે નહી. સરદાર સામદખાનની ગેરહાજરીમાં કીલ્લામાંનું લશકર લાઇલાજ થઇ ગયું, અને તેથી દરેક જણ જેમ બને તેમ ન્હાસવા કોશેસ કરવા લાગ્યાં. આ હુમલો કરનાર સીખ લશકરનો વડો કોઇજ નહી પણ ઝોરાવરસીંહનો પીતા બંદા પોતે હતો.

જેવો ધભરાટ જરા નરમ પડયો કે ઝોરાવરસીંહ અમીનાના ઓરડા ભણી ઝડપથી ગયો, પણ ઓરડો તદન ખાલી તેણે દીઠો; ત્યાં તેની પ્યારી અમીના નહી હતી! ઝોરાવરસીંહ તેણીને જખમી થઇ મરણ પામેલી ધારવા લાગ્યો, અને તે વીચારથી તેણે દરેકે દરેક મુડદાંને તપાસી દીઠું, પણ મુડદાંના ઢગોમાં તેની અમીના નહી હતી.

'અમીના! અમીના! તારૂં શું થયું હશે? તું હાલ કયાં હશે?' એવા સવાલો તે પોતાના મનમાં પુછતો, પણ તેને જવાબ દેનારૂં કોઇ નહી હતું.

બીજે દીને તેને ખબર મલી કે સામદખાનની બેટી, તે તેની પ્રીયા અમીના, ને રાત્રીએ થયલા પેલા હુમલા વખતે, બંદા કેઠે ઘસડી લઇ જતો માલમ પડયો હતો. ઝોરાવરસીંહ આ ખબર સાંભલી તરતજ પોતાની પીતા આગળ દોડી ગયો, અને તેને પુછયું કે પોતે જે ખબર સાંભલી હતી તે ખરી હતી કે નહી. બંદાએ તેની વાત બેદરકારપણે સાંભલી, અને પોતાના બેટા ઝોરાવરસીંહને બરાબર કોહું આપ્યું નહી. પણ જ્યારે ઝોરાવરસીંહે આજુજીથી તેને ફરજ પાડી, ત્યારે તે ચુપચુપ ઉઠયો. આ વેલા બંદાનો ચેહેરો એક ખરા ખુનીને મલતો આવતો હતો.

ખંદાએ પોતાના બેટા ઝોરાવરસીંહનો હાથ પકડયો, અને તેને *કીલ્લાના એક ઉજડ ભાગ તરફ ચુપચુપ લઈ ગયો. ઝોરાવરસીંહ આતુર ચેહેરે તેની સાથે જવા લાગ્યો. આખરે ખંદા એક એકાંત ઓરડાના બારણા આગલ જઈ ઉભો, અને બોલ્યો :—

'ઝોરાવરસીંહ ! આ બારણું ખોલી જો, અને તારી કંગાલ પ્રીયાને નીહાલ !'

'કંગાલ!' શબ્દ પોતાના પીતાને મુખથી સાંભલી ઝોરાવરસીંહ જરા ચમકયો, તોપણ તેણે તે બારણું ઉઘાડયું તો તેની નજરે જે દેખાવ પડયો તેથી તે બે ચાર દગલા પાછલ હઠી ગયો. ઓરડાની વચ્ચે વચ્ચમાં તેની પ્રીયા મરણ પામેલી પડેલી હતી. તેણીનું ધડ તનથી જુદું પાડવામાં આવેલું હતું.

દશેક મીનીટ સુધી તો ઝોરાવરસીંહને કશું ચેન પડયું નહી, પણ પછી જયારે તે જરા સાંત થયો ત્યારે તે એ કામ કોણનું હતું, તે તરત સમજી ગયો, અને ખંદા તરફ મોંહ કરી દલગીર ચેહેરે બોલ્યોઃ 'પીતા! પીતા! તેં મારા સુખનું નખોદ વાલ્યું છે. ઓ પીતા! એ તેં શું કીધું?'

'મેં ફકત મારા દુશમન પર કીનો લીધો છે.' કરૂર ખંદાએ દઈત્યની પેઠે હસીને જણાવ્યું.

'પણ તેમ કરતાં પોતાના બેટાના સુખનો નાસ કીધો છે.'

'બેટો? તું કાંઈ મારો બેટો છેજ નહી.'

'નહી?'

'નહી' ખંદાએ જણાવ્યું 'મારો હકદાર બેટો કદીબી કાફરી ધરમમાં વટલવા તઈઆર થાય નહી, અને દુશમનની બેટી સાથે શેહાદી કરવા માટે ન્હાસવા પ્રપંચ રચે નહી. ઝોરાવરસીંહ! તમો બન્નેએ રચેલાં સઘલાં કાવત્રાંની મને ખબર છે, અને તેથીજ એક તીરે બે પક્ષી મેં મારીયાં છે!'

'પણ ત્યારે મારો ખરો પીતા કોણ છે? તે શું તમે ન જણાવો?' ઝોરાવરસીંહે આતુરતાથી પુછ્યું.

'હમણા નહી. વખત આવશે ત્યારે હું જણાવીશ.' ખંદા એટલું બોલી ઉસકેરાઈ ચાલી ગયો.

આગલ જણાવી ગયા તેમ ખંદા ગુસ્સા ભેર ઝોરાવરસીંહને અમીનાના મુડદાં આગલ રાખી ચાલી ગયો હતો, પણ બે કલાક રહી જ્યારે તે સાંત થઈ પાછો પેલા ઓરડા આગલ ગયો, ત્યારે અમીનાના મુડદાં આગલજ ઝોરાવરસીંહને મુએલો જેવો પડેલો દીઠો. ઝોરાવરસીંહે આપઘાટ કીધો હતો, એમ તેના શરીર પર થયલા જખમ પરથી ખંદા ચેતી ગયો. આવો દેખાવ જોઈ પોતાની જીંદગીમાં ફકત પેહેલીજ વખત ખંદાના શરીરમાં દયાનો ઝરો હલવે હલવે વહેવા લાગ્યો. હજારો સ્ત્રી પુરૂષોને તેણે રીબાવી મારી નાખ્યાં હતાં, અને તેમની ચીચારીઓ સાંભલી તથા મરતી વખતના તેમના તરફડયાં જોઈ તે હમેસાં મોજ માની લેતો, પણ ઝોરાવરસીંહવાલો દેખાવ જોઈ આ પેહેલીજ વખત તેની આંખ્યો સેજ આંસુઓથી ભીંજાઇ ગયલી જણાઈ. તેણે ઝોરાવરસીહનું શરીર તપાસ્યું તો તેની અતી ખુશાલી સાથે ઝોરાવરસીંહને હલવેથી દમ લેતો જોયો. તેણે તેના જખમ પર તરતજ પાટા બાધી લોહી વહેતું અટકાવ્યું, અને પછી મદદ માટે પોતાના હકીમના ઓરડા તરફ ખંદા દોડયો.

હકીમ તરતજ આવ્યો, અને તેણે ઝોરાવરસીહની નાડી તપાસી ડોકું ધુનાવ્યું. ખંદાના પુછવાથી તે બોલ્યો 'જે વખત જાય છે તેમા ઝોરાવરસીંહ મરણ—'

આ વેલા ઝોરાવરસીંહે પોતાની આંખ્યો ઉંઘાડી અને થોડીક પલ ખદા અને હકીમ તરફ જોયા કીધું. તેના ચેહેરા પરથી જણાતું હતું કે તે કાંઈ યાદ કરતો હતો.

'તમને કોણે જખમી કીધા?' હકીમે પુછ્યું. તે એવું ધારતો હતો કે ઝોરાવરસીંહને ખંદાએ જખમી કીધો હતો.

'આ હાથે.' ઝોરાવરસીંહે ઘણી મુસ્કેલીથી પોતાનો હાથ ઉંચો કરી દેખાડી જણાવ્યું.

'શા માટે?'

ઝોરાવરસીંહે એના જવાબમાં પોતાની પાસે પડેલી અમીના ભણી નજર કીધી. હકીમ એની મતલબ સમજી ગયો.

'હવે તો મને જણાવશો કે મારો ખરો પીતા કોણ હતો?' ઝોરાવરસીંહે બંદા ભણી નજર કરી આસ્તે આસ્તે પુછ્યું.

'શીખ લોકોના દશમાં યાને છેલ્લા ગુરૂ ગોવીંદનો તું એક પુરો બેટો છે.' બંદાએ જણાવ્યું.

'હું માનવંત ગુરૂ ગોવીંદનો દીકરો?' ઝોરાવરસીંહે જરા ખુશાલીથી પુછ્યું.

'હા!' બંદાએ ઉતર વાલ્યો.

'બસ, જાઓ! હવે હું સુખી દીલે મરૂં છું!' ઝોરાવરસીંહે જણાવ્યું.

આ તેના છેલ્લાજ શબ્દો હતા. પાંચ મીનીટમાં તો તેનો પ્રાણ તનમાંથી નીકલી ગયો.

થોડા દીવસ પછી કરપીણ બંદા સામદખાનને હાથે પકડાઇ ગયો, જેણે તેને કેદમાં રાખ્યો. પણ જે દીવસે તેને ફાંસીએ લટકાવવાનો હતો, તે દીવસે તેના બંધીખાનાનું બારણું ઉઘાડતાં ફકત તેનું શરીર ઓરડામાંથી મલી આવ્યું હતું. તેનો પાપી જીવ તો આગલી રાત્રે નીકલી ગયો હતો. તેણે ઝેહેર ખાઇ આપઘાટ કીધો હતો.

સમાપ્ત.†

# હુશેનમીયાંનો કુટુંબી ભરમ*.

કહેનાર—હુશેનમીયાંનો બેટો ઇબ્રાહીમ પોતે.

રે ઘર માટીના ચુલા! આ કેહેવત હીન્દુઓએ, ઇસ્લામીઓએ, યા પારસીઓએ શોધી કહાડી હતી તે મને માલમ નથી, પણ આટલું તો સઘલાં કબુલ કરશે કે એ કેહેવત સચ્ચાઇના મજબુત પાયા પર રચાઇ છે. જેને એ કહેણી પેહેલાં શોધી છે, તેના નામ પર હજારો હજાર આફરીન હોજો! હું ધારૂં છું કે એ કહેણી હમેસના નીયમ પ્રમાણે મારા જાતભાઇઓમાંના એકાદે શોધી કહાડેલીજ હોવી જોઇએ, અને મારા ઇસ્લામી ભાઇઓ પોતાના હમેસના નીયમ પ્રમાણે મને ટેકો આપશે એવી મારી ખાતરીજ છે. પણ એથી કોઇ અદેખા જાતવાલાઓની આંખમાં અદેખાઇનો આતશ જલશે, અને બોલશે કે 'હાલતો હાંક સલેમાન! અલ્લાહ સચ્ચા હએ!' આથી એ તકરાર પડતી મુકી હું મારી વારતા આગલ ચલાવૂં છું.

જે પ્રમાણે દરેક ઘરમાં ચુલા હોય છે, તે પ્રમાણે દરેક ઘરમા વસ્તાં કુટુંબનો એકાદ ભરમ પણ હોવો જોઇએ, એ હું લાંબી અજમાયસથી કહી શકું છું. હું ઘણા શેહેરોમાં ફરાયો છું, અને ઘણા ઘરોમાં મેં ઉતારો લીધોહતો, અને ત્યાં મેં ઘણી ઘણી વાતો સાંભલી હતી, તથા પુસ્કલ બનાવો બનતા દીઠા હતાઃ આ સઘલું હાલ હું પાછું યાદ કરૂં છું, અને તે પર વીચાર કરૂં છું, ત્યારે તેના પરીણામ તરીકે મને માલમ પડે છે કે જયાં જયાં બીબીઓ હોય છે, ત્યાં ત્યાં કાંઇ નહી તો એકાદ ભરમ હોય છે. આ સૃષ્ટીમાં એવું કાઇબી પ્રાણી નહી

† *A NUWAB'S LEISURE HOURS, BY W. B. HOCKLEY, C. S.*

* આ વાર્તા ચોથી રાતે શરૂ થઇ હતી.

હશે જે બીબીઓ જેટલો મોભો ધરાવી શકે. લઢવામાં કહો, નીદાં કરવામાં કહો, ખાવીંદને ખુવાર કરવામાં કહો, પતીને નીહાલ કરવામાં કહો, ખાવીંદ સાથે લાડ કરવામાં કહો કે તેને આડુ આડુએ આડી કહાડવામાં કહો, ભરમ રાખવામાં કહો કે તે ખુલ્લો કરવામાં કહો, ટુંકમાં આ બીબીઓ ચઢે છે. મરદો તેમની આગલ કુચ બીસાદમાં નથી જો એક બીબીએ ઠરાવ કીધો હોય કે ફલાણી વાત કહેવી નહી તો તેનો તમે જીવ લેવો તોપણ તે કહેશે નહી જો તમને કોઈને અપમાન આપવું હોય અને તેની રીત નહી આવડતી હોય તો તરતજ તમારે એકાદ ઓરત યાને બીબી આગલ જવું, અને તેમાં તેણીની મદદ માંગવી, જે તેણી અજાયબ જેવી રીતે ઘણાજ ટુંક વખતમાં તેની રીત તમને કહેશે આવાં કામમાં એઓ પોહેલી હોય છે. ખરૂં કહું તો એમાં તેઓ મોઝ માને છે. પણ હું બધી ઓરત માટે એમ કહેતો નથી. 'પાચે આંગલાં કાઇ સરખાં હોતાં નથી.' હું ધારૂં છું કે એ વીશે મારે હવે ચુપ રહેવું જોઈએ, નહી તો જો બેચાર બીબીઓને આ કહેનાર વીશે ખબર પડશે તો સઘલીઓ સાથે મલી જઈ એકાદ દીવસે અને ભર રસ્તામાં ઝુટી ઝુટીએ મારો ભરડો સેકી નાખશે. આ હું મારા અનુભવથી કહુ છું: કારણકે એક વેલા ચાર બીબીઓ વચ્ચે ઉદર બીલાડી જેવું વેર હતું. પણ ભોગ લાગા મારા કે એવો બનાવ જોઈ સેવકના મગજનો કીડો ચવરી આવ્યો, અને મેં તેઓની હસી કીધી. તે વેલા તેઓ કાંઇ બોલી નહી, પણ બીજે દીને જયારે હું નીરાંતે બજારે ગયો હતો, ત્યારે ત્યાં તેઓ સઘલીઓ છુટી છુટી ઉભી રહેલી મને માલમ પડી. આ વેલા મેં તેમને એક શબ્દ પણ કહયો નહી, તોપણ મારી ઘણી અજાયબી વચ્ચે તેઓ સઘલીઓ એકાએક મારી પર ભર બજારમાં ટુટી પડી અને મને ખાસડે ખાસડે મારવા લાગી. દરેક જણ મને ઝુટીએ મારતી અને બીજીને તેમ કરવા ઉસ્કેરતી. પાંચ મીનીટ વેર આ પ્રમાણે ઝુટીઆંનો મારો સેવક પર ચાલ્યો, પણ ત્યાર પછી આસપાસ ઉભેલાં કેટલાંકોને મારી દયા આવવાથી, તેઓએ પેલી જાલમોના હાથમાંથી મારો છુટકારો કીધો. પેહેલાં તો સઘલાંઓ ખુબ હસવા લાગ્યાં અને બોલવા લાગયાં કે હુશેનમાયાંનો બહાદુર બેટો તો જુઓ?' મેં પેલી બીબીઓની માફ માંગી અને તેમને કદીબી નહી છેડવા મેં કબુલાત આપી ત્યારેજ તેઓએ મારવાનું બંધ કીધું. આપણો ભરડો તો ખુબ ઠોકાયલો હતો તેનું દુઃખ, અને વલી ભર બજારમાં સેવકની હસી થઈ અને બંદાનું અપમાન થયું, તે તો જુદું! અને તે સઘલું કોણથી? પેલી બીબીઓ હો! હું દરેક જણને ભલામણ કરૂં છું કે કદીબી ઓરત જાતને ફફરાવવાનો અખ્તરો અજમાવવો નહી. જો તમને કુંદીપાખ ખાવાનું મન થાય તોજ તમારે બેલાશક એ ઉપયોગી અખ્તરો અજમાવવો! જો તેઓ એકેકની હરીફ હશે, અને જો તમોએ તેઓ સઘલીની એકાંતમાં પણ મશકેરી કીધી હશે તો તેઓ પોતપોતાની દુશમનાઈ ભુલી જઈ તરતજ એકેક સાથે મલી જઈ ઘણી ખુશાલીથી તમારો ઘાટ રચવા માટે દોસ્તી કરશે, અને એકાદ અકસીર યોજના શોધી કહાડી તે પર જરૂર અમલ કરશે. પણ હું મારી વારતાથી વલી પાછો વેગલો ગયો છું. હવે હું આડો ફાટીશ નહી, તેની તમને ખાતરી આપુ છું. એ તો ઓરત જાત માટે કેટલું મોટું માન ધરાઉ છું તેનો સેજ ખ્યાલ તમને આપું છું, અને તેમ કીધા વગર મારેથી રહેવાતું નથી.

હું કહી ગયો તેમ દરેક કુટુંબને લગતો એકેક ભરમ હોયછે, તેમ મારા કુટુંબને લગતો પણ એક હતો. આ ભરમ મારા કાકા (ચચા) આદમજી વીશે હતો. આ ભરમનો પરડો રફતે રફતે ખુલ્લો થયો હતો, તેથી હું પણ તે રફતે રફતેજ ખુલ્લો કરીશ.

તમારો સેવક જયારે નાનો લાડકો હતો ત્યારે તેને કાંઇ શક ગયો હતો કે કુટુંબમાં કાંઇ ભેદી ભરમ હતો, અને જયારે સેવકબે ફીટ

પરથી પાંચ ફીટ જેટલા લાંબા થયા ત્યારેજ તમારા બંદાનો આ શક ખરો પડયો હતો.

મારા પીતાજી ધંધે હકીમ હતા, અને હીન્દુસ્તાનના એક મોટાં શેહેરમાં તેવણુની ઘરાકી બોહોલી હતી. આ શેહેરનું નામ ચોકકસ સબબ સર હું કોઇને કેહેતો નથી. હકીમજીનું નામ હુશેનમીઆં હતું, અને તે હકીમજીનો બેટો તે તમારો સેવક ઇબ્રાહીમ પોતે! મેં સાંભળ્યું કે સેવકનો જન્મ થયો તેની થોડાં વરસ અગાડી હુશેનમીયાં હકીમજીએ પોતાના કુટુંબના માણસોની આજ્ઞાની વીરૂધ સેવકને જન્મ આપનાર સાથે શેહાદી કીધી હતી. તેઓથી મારી માના કુટુંબ માટે, ઘર સંસાર ચલાવવાની તેણીની કેલવણી માટે, અથવા તેણીની ચાલ ચલણ માટે, એક પણ વાંકો શખુન ઓચરી સકાતો નહી હતોઃ કારણકે તેઓ જાણતાં હતાં કે એથી તેઓની અદેખાઇ ખુલ્લી પ્રગટી નીકલે–અને તોપણ અજાયબ જેવું તો એ હતું કે તેઓ અંતકરણથી મારી માને ધીકકારતાં હતાં. મારાં મમાઇ, બપાઇ, ફુઇ, માસી, કાકી વગેરે સઘલી બીબીઓ મારી માને ધીકકારતાં, અને તેના કારણમાં એવું જણાવતાં કે 'એ ઠગારી છે.' સઘલાઓ વલી જણાવતાં કે તેણીના સઘલા વીચારો, ચાલચલણ અને વલી બોલવાની રીત વટીક ઇસ્લામી ધરમની વીરૂધ છે. પણ જયારે હું એક કેહેવત બોલીશ ત્યારે તે પરથી વાંચનાર ચેતી જશે. આ કહેણી ફકત એ કે 'કમલાની આંખે સઘલું પીલું પીલુંજ દેખાય!' ખરી બાબદ તો એ હતી કે તેઓ સઘલાં મારી માની અતી ઘણી ખુબસુરતીથી અદેખાં થયાં હતાં. આ કારણથી બીબીઓજ નહી પણ એક સીવાય કાકા, મામા, ફુઆ, મમાવા, બપાવા, વગેરે સઘલાંઓ તેણી વીશે બુરૂં બોલતાં. અલબતાં! આ પાછલાઓ પોતાની મોહોરદારીના કાન ફુંકવાના એલમથી હોવા જોઇએ હું કહી ગયો તેમ મારા પીતાજીની આ શેહાદીની વીરૂધ્ધ એક સખસ સીવાય સઘલાંઓ હતાં; આ એક કોઇજ નહી પણ તમારા બંદાના પીતાજીના સઉથી નાનો ભાઇ તે સેવકના કાકા આદમજી હતા.

હકીમજી હુશેનમીયાંનું કુટુંબ સારાં ગામમાં પ્રખ્યાત હતું, અને આ પ્રખ્યાત કુટુંબનો સેતારો હુશેનમીયાં પોતે હતો. હકીમજી પાસે કેટલાંક બીકટ દરદોના ઘણા અકસીર યુનાની ઉપાયો હતા, અને વલી તેવણ થોડું ઘણું ઇંગ્રેજી પણ જાણતા હતા, તેથી ઇંગ્રેજી દવાની પણ તેવણને ઠીક માહીતગારી હતી. હકીમજીના કુટુંબમાના સઘલાં ઘણા સબકતાં નસીબના હતાં, પણ આદમજી કમનસીબના હતાં. સઘલાંઓ હુસ્યાર યાને ચંચલ હતાં, જયારે આદમજી ઢોંડા ભોત ગણાતા હતા. સઘલાંઓ સારા ઘાટ ઘટમનાં હતાં, જયારે આદમજી એવા તો નમુનેદાર હતા કે કોઇબી ઓરત તેવણ તરફ બીજી વેલા જોવાની તજદી લેજ નહી. સઘલાંઓએ ધંધે લાગી ઠીક પુંજી એકઠી કીધી હતી, જયારે આદમજીએ ધંધામાં 'લાખના બાર હજાર' કીધા હતા. એવા એવણ ધંધામાં કુશલ હતા, જો કે એવણનો ધંધો તેજ તમારા સેવકના પીતાનો હતો. તેવણ ફતેહમંદ નહી થયા તેનું કારણ એકે બે ચાર ઘરાક તેવણે મેલવ્યાં કે તેવણ પોતાનો મોભો વધી ગયલો ધારવા લાગ્યા, અને પોહોલા ચોલા થઇ ગયા! તેવણ તરતજ બબે ઘોડાની જોડીમાં તરાકાબંધ શેહેરમાં ફરવા નીકલતા, જેમની આગલ બબે ઘોડાવાલાઓ મોટે મોટે હાંક મારતા ચાલતા. ટુંકમાં તેવણ જાણે શેહેરના નવાબ! પણ એ રાહ ઘાટ થોડાજ મહીના ચાલ્યો, અને એક દીવસે નીરાંતે તેવણ આવક જાવકનો હીસાબ કહાડવા બેઠા ત્યારે તેવણને જણાયું કે આવક કરતાં ખરચનું તરાજવું એકદમ નમી પડયું હતું, અને 'અવલી પાઘડી પેહેરવાનો વખત' નજદીક આવી પુગ્યો હતો. દમન ખાતે નાસી જવાનો વખત નજદીક આવેલો તેવણ ધારવા લાગ્યા અને એક દીવસે તેમ કરવા તેવણે પોતાનાં

મનમાં ઠરાવ પણ કીધો હતો, પણ તેટલાં મારા પીતાને પોતાના ભાઇ આદમજીની આ વાત ખબર પડવાથી અને તેથી કુટુંબને ખરાબ લાગશે એવી ધાસ્તીથી તેવણ વચ્ચે પડયા, અને માંગનારાઓ સાથે છુપા છુપ સમજુતી કરી આદમજીએ કીધેલાં કરજ પર ધાંકણું વાલ્યું, અને આદમજી પાસે કબુલાત લીધી કે તેવણે કદીબી એવો ખોટનો ધંધો કરવો નહી. આદમજીના ગાડી ઘોડા, પાલખી ઇત્યાદી સઘલું સાતરે સાત થઇ ગયું, અને તેની સાથે તેવણના જે થોડાં ઘણા ઘરાકો હતાં તે પણ ખસી ગયાં. ઘણાજ ગરીબ દરદીઓ તેવણની સલાહ લેવાને પસંદ કરતાં અને તેવણને ચાહતા, પણ જયારે બીજા હાથ પર તવંગરો—તેમાં મુખ્ય કરી સ્ત્રીઓ—બનતાં લગી આ મારા કાકાને બોલાવવા પસંદ કરતાં નહી.જો કોઇ તબીબ નહીંજ મલે અને હકીમજીની તરતજ અગતય હોય તોજ નાચારીથી, તેઓ આદમજીને યાદ કરતાં હતાં. તોપણ હું કહી ગયો તેમ ગરીબોમાં તેવણની ઠીક ઘરાકી હતી, અને તેનું પરીણામ એ આવ્યું હતું કે જોકે તેવણને તબીબી ઘણો અનુભવ મલ્યો હતો, તોપણ નામ અને નાણાંના બાબમાં તેવણ કમનસીબ હતા. આ પાછલાંઓ સાથે તેવણને 'ડોલે દીઠું વેર' હતું. તેવણ જણાવતા કે જયારે કીસ્મતમાંજ લખેલું નહી ત્યારે તે કેમ બને?

બીજાંઓ મારા આ કાકા માટે ગમે તે વીચાર આપે, તોપણ મારે તો ખુલ્લે ખુલ્લું અને ખરૂં કહેવું જોઇએ કે મારા પીતાજીને અંતકરણથી ચાહનાર અને માન આપનાર આ આદમજી સીવાય બીજું કોઇબી નહી હતું. જો મારો પીતાજી હુશેનમીયાં એમ કહે કે 'આદમ! જો પેલી ચલ્લી ઉડી!' તો જોકે તે પક્ષી કાગડો યા મેના હોય તોપણ આદમજી પોતાની દહાડીમાં ગંભીરતાથી હાથ નાખતા અને બોલતા 'એમજ હોવું જોઇએ!'

આદમજી પોતાનાં વડા ભાઇને અતી ઘણા વ્હાલથી ચાહતા હતા, બલકે એમ કહીકે તેવણ તેની પુંજા કરતા હતા તો તે ખોટું કહેવાય નહી. દુન્યામાં પોતાના વડા ભાઇ હુશેનમીયાં જેવા બીજા અસરાફો થોડા-જ હશે, કરી તેવણ ખુલ્લું જણાવતા.

હું આગલ કહી ગયો તેમ જયારે હુશેનમીયાં પોતાની પસંદગીની સાથે શેહાદી કરવા તઇઆર થયા ત્યારે આદમજી સીવાય કુટુંબમાંના બીજાં સઘલાં તેની સામે વીચાર આપવા લાગ્યાં. પણ આદમજી તેથી ખુશાલી દેખાડવા લાગ્યા. જે ભવીશ્યની ભાભીની તેવણ બીજાંઓ આગલ તારીફ કરતા તેજ સ્ત્રી કદાચ તેવણને છુપી રીતે ધીકકારે, અથવા તેવણના કદરૂપા ચેહેરા અને વીચીતર ચાલચલન પર હસેબી, પણ આદમજી તેથી પોતાનો આગલો વીચાર ફેરવે એવા માણસ નહી હતા. તેણી તેવણના વડા ભાઇ હુશેનમીયાંની બાયડી હતી, એજ બસ આદમજીને મનસે પુરતું હતું.

જયારે મારા પીતાજીએ શેહાદી કીધી ત્યારે પોતાના ભાઇ આદમજીને પોતાના મદદનીસ તરીકે રાખ્યો: જેથી બન્ને ભાઇઓ સાથે અને એકજ ઘરમાં રહયા.

જો આદમજી એમ૦ ડી૦ થયા હતે તોપણ હું નહી ધારતો કે તેવણ પોતાના ભાઇના મદદનીશની પદવી કરતાં તેને વધારે માનવાલી ગણતે. હુશેનમીયાંનાં મદદનીશ તરીકે લેખવામાં આદમજી મગરૂરી લેતા, અને તેથી સુખી પણ હતા. પણ હું ધારૂં છું કે હુશેનમીયાંને પોતાના ભાઇના તેની પરના અનંત પ્યારની વાત માલમ નહી હોવી જોઇએ. હુશેનમીયાંના મદદનીશ તરીકે આદમજી થયા: એટલે સઘલું ભારી કામ આદમજીને માથે આવી પડયું; રાત્રીએ લાંબી મુસાફરીઓ, કેટલાંક તાહેલાંબોરોને દવા આપવાનું કામ, છાકટાઓને દવાની મદદથી ઠેકાણે પાડવાનું કામ, વગેરે સઘલું ભારી કામ આદમજી બજા લાવતા;

અને તોપણ અજાયબ જેવી રીતે જરા પણ બબડવા વગર આદમજી આ કામો ખુશાલીથી બજા લાવતા જણાતા હતા. જ્યારે તેવણના ભાઈ તથા ભાભી બાહેર રેહાદો ઇત્યાદીમાં ખાવા જાય ત્યારે પોતાને વીસારી દેવા માટે અફસોસ કરવાનો વીચાર વટીક આદમજીના મનમાં પેવસ થતો નહી હતો. જો બીજાઓ બેગા હુરીનમીયાં હુક્કાની લેહેજત લેતા હોય અને તે વખતે આદમજીને બોલાવવામાં આવ્યા હોય પણ તેટલાં તેવણની હાજરીની વાત વીસરાઈ ગઈ હોય તો આદમજી એકાદ ખુણામાં બેસીને દહાડીમાં હાથ નાખી બાલો પસવારતા, અથવા એકાદ હરડી લઇ નેમાજ પઢતા બેસતા. તેવણ તે માટે કશુંબી અપમાન લેતા નહી હતા.

આ પ્રમાણે આદમજી હતા. એ સઘલું મેં બીજાઓને મોંહડેથી પાછલથી સાંભલ્યું હતું. મારા પોતાના અનુભવ વીશે જો તમો પુછો તો હું એટલુંજ કહીશ કે તે વેલા હું ઘણો નાનો હતો, અને સેજસાજ વાત મને હાલ યાદ છે, જે હું આગલ ચાલતાં જણાવીશ. તોપણ હવે મને મારા માતપીતા, તથા મારી બેહેન તથા સેવકને પોતા વીશે થોડું ઘણું બોલવા દેવો.

સેવકનો જન્મ થયો તેની અગાડી મારી બેહેન આ દુન્યાની હસ્તીમાં આવી હતી, અને તેથી તેણી વડી હતી, એટલુંજ નહી પણ મારાં કરતાં વધારે લાડકી હતી. તેણી કરતાં હું ચાર વરસ નાનો હતો; મારી બેહેનનું નામ રોશનઆરા હતું. રોશનઆરા જ્યારે પેહેલેથીજ તંદરોસ્ત અને ખુબસુરત હતી, ત્યારે સેવક નાના કદના, નાતવાન, અને ખુલ્લે ખુલ્લું કહું તો સાદા આદમજીના જેવા રૂપાલા(!) ચેહેરાના હતા. મારા માતપીતા મારા કરતાં રોશનઆરાને વધારે ચાહતાં હતાં; એ વાતમાં સચ્ચાઈનો અંશ હતો કે નહી તે હું કાંઇ કહી શકતો નથી; અને જો તેમ કહેવાનું ડોલ ઘાલું તોપણ હું મારાં વહાલા માતપીતાનો ના ફરમાન બેટો ગણાઉં. હું ફકત એટલુંજ ખુલ્લી રીતે કહી શકું છું કે કુટુંબમાં બીજાઓ ગમે તે બોલે પણ મારો અભીપરાય તો એ છે કે મને અને મારી બેહેનને મારાં માતપીતાથી નારાજ થવાનું કાંઇબી કારણ મલ્યાં નહી હતાં. તેઓ અમને સુખી રાખવા માટે કાલજી રાખતાં હતાં.

મારી માનું નામ નુરચશમ હતું. હું કહી ગયો તેમ તેવણ ઘણા ખુબસુરત હતાં, અને તેથીજ તેવણની અદેખાઇ કુટુંબમાંના બીજાઓ કરતાં હતાં; મારાં મા પોતાની બેટી રોશનઆરાની ખુબસુરતી માટે મગરૂર હતાં, અને મને આટલું યાદ છે કે તેવણનો તેણી પરનો પ્યાર અનંત હતો. મારી બદસુરતીથી તેવણ છુપી રીતે અફસોસ કરતાં હોય પણ, તોપણ ખુલ્લી રીતે તે માટે એક શબ્દ પણ તેવણના મુખમાંથી નીકલેલો મેં સાંભલેલો નહી હતો. મારાં માતાજી તથા પીતાજી મને તથા મારી બેહેનને સરખીજ નજરથી જોતાં હતાં. તેઓ જે જે ચીજો રોશનઆરાને આપતાં તે તે દરેક ચીજ મને પણ આપતાં. જ્યારે મારાં માતપીતા રોશનઆરાને હાથમાં લઇ બોકીઓ લેતાં ત્યારે તેઓ મને પણ તેમ કરવા વીસરી જતાં નહી હતાં. તોપણ મને એટલી સુરત છે કે જ્યારે તેઓ અમને ઉંચકી હસ્તાં ત્યારે તેમના હસ્વામાં સેજ તફાવત હતો. મને એટલુંબી ભાન છે કે રોશનઆરાને તથા મને બોકીઓ લેવાની રીતમાં થોડો ઘણો ફરક હતો; તોપણ આ તો હમેસનો નીયમજ છે. કોઇનો એક પર પ્યાર હોય છે તો કોઇનો બીજા પર હોય છે, તેથી હું કાંઇ મારાં માબાપને ઠપકો દેતો નથી. બન્નેએ મને ચાહ્યો હતો, અને બન્નેએ મારા તરફની પોતાની ખરી ફરજ બજાવી હતી. આ હું મારાં ખરા અંતઃકરણથી અને ઘણી ખુશાલીથી જાહેર કરૂં છું.

વલી આદમજી પણ જો કે મને ઘણા પ્યારથી ચાહતા હતા, તોપણ રોશનઆરા પર

તેવણનો પ્યાર થોડા ટકા વધુ હતો એમ મને લાગતું હતું. હું જ્યારે તેવણની કેડ પર અથવા ખોલા પર બેસીને નીરદેશીપણે ખુશાલીથી તેવણની દહાડીના બાલો પીખતો, ત્યારે તેવણ હસીને ઘણી નરમાસથી મારા હાથો પકડતા, અને નીચે કરતા; પણ જ્યારેબી રોશનઆરા મારી પેઠે કરતી ત્યારે આદમજી જ્યાં સુધી પોતાની આંખ્યોમાંથી આંસુઓ ટપકે નહી ત્યાં સુધી પોતાની દહાડીના બાલો ખેંચવા દેતા હતા. જ્યારે પણ હું તેવણના ખભાં પર બેસ્તો ત્યારે તેવણ એક ઘોડાની પેઠે કુદકા મારતા બાગમાં આમથી તેમ દોડતા, પણ જ્યારે રોશનઆરા તેવણની પીઠ પર અસ્વાર થતી ત્યારે તેવણ ધીમે ધીમે કદમે અને ઘણીજ નાજુકાઈથી તેણીને બાગમાં ફેરવતા. જ્યારે તેવણ અમને બાહેર ફરવા લઈ જતા ત્યારે તેવણ હમેસાં રોશનઆરાને રસ્તાની મેરે મેરે ચલાતા, જ્યારે મને ગાડી ઘોડાની બાજુ પર ચલાવતા. જ્યારે તેવણ દવાખાનાનું ગંધીનું કામ કરતા, અને હું તેમને અડચણ કરતો, ત્યારે તેવણ મને બાહેર જવા તથા તેવણ સાથે રમવા માટે થોડો વખત થોભવા મને જણાવતા, પણ જો રોશનઆરા તેવણના કામમાં ખલલ કરતી તો તેવણ તરતજ પોતાના હાથમાંના હથીઆરો અથવા સીસીઓ મેજ પર મુકી દેતા, પોતાના ખભાં પર નાખેલાં સુરીયાની(!) કપડાંના કટકાએ હાથો લુછતા, અને જાણે રોશનઆરા આ દુન્યાની કોઈ મોટી બાનું હોય તેમ તેણીને સંભાલથી દવાખાનામાંથી બાહેર લઈ જતા.

જ્યારે હું આઠ વરસનો થયો અને રોશનઆરાની ઉમર બાર વરસની હતી, ત્યારે હું થોડો વખત મારાં માતપીતાથી, મારી બેહેનથી, મારા કાકાથી, અને ટુંકમાં મુજના વ્હાલાં ઘરથી જુદો પડયો. થોડા મહીના થયા મને એક જાતનો તાવ લાગુ પડયો, અને હું દહાડે દહાડે નાતવાન થતો આવ્યો; આથી મારી તંદરોસ્તીને અરથે મને કોઈ દરીયાની નજદીકની જગ્યા પર રાખવા મારાં વ્હાલાં માતપીતાને માથે ફરજ આવી પડી. મારાં કામ ચલાઉ રેહેઠાનમાં મને મુકી આવવા માટે મારા કાકા આદમજીએ પોતાના આકા હુશેનમીયાંને અરજ કીધી, પણ તેવણની અરજ એવાં કારણ સર ઊદાડી મુકવામાં આવી કે દવાખાનામાં કામ કરવા માટે કોઈ નહી હતું. આ અરજ જો મંજુર રહેતે તથી આદમજી એકજ દહાડો ગેરહાજર રહેતે. આદમજી મારા સાથે આવવાના નથી એ વાતની ખબર જ્યારે મને પડી ત્યારે હું તેમજ આદમજી પોતે ઘણા દલગીર થયા, તોપણ મારી આ દલગીરીમાં ઘટાડો કરવા માટે આદમજીએ પોતાને હાથે એક વ્હાણ બનાવી આપવા ઇચ્છા જણાવી. આ વ્હાણ અતી નાના રમકડાં જેવું હતું. તેનો આકાર પણ બેડોલ હતો. તેની પર મારવાડીઓ જે જાતનો સુંદર (!) રંગ પોતાની દુકાનો પર લગાડે છે તેવો રંગ આદમજીએ આ વ્હાણ પર લગાડવા દરૂસ્ત ધારીયું હતું. ખરૂં કહું તો હાલ બજારમાં વેચાતાં સસ્તામાં સસ્તાં વ્હાણરૂપી રમકડાં કરતાં પણ જોકે મને બનાવી આપેલું આ વ્હાણ બેડોલ હતું, તોપણ હજુ સુધી મેં એ મારી કબાટમાં સંભાલથી જાલવી રાખ્યું છે. હાલ તેના સઢ, દોરડાં, વગેરે સઘલું જોકે લગભગ કોહી ગયું છે, તોપણ હું આદમજીની આ બેટ જાલવી રાખું છું. આ પરથીજ સઘલાંઓ જોશે કે આદમજીનો પ્યાર મારી પર કેટલો બધો હતો.

મારૂં નવું રેહેઠાન મારી તંદરોસ્તીના બાબમાં તેમજ સુખના બાબમાં ઘણું સારૂં નીપજયું હતું; દરીયાની નજદીકના જે ગામમાં હું રહયો હતો, ત્યાં મારી કાકી રહેલી હતી, અને ત્યાંજ હું પણ એક વરસ કરતાં વધુ વખત રહયો હતો. મારાં મા મને મલવા માટે વરંવાર ત્યાં આવતાં હતાં; અને પેહેલાં તો તેવણ પોતા સાથે મારી બેહેન રોશનઆરાને

પણ લાવતાં હતાં. પણ મારી કાકી સાથના મારાં છેલ્લા વસ્વાતના આઠ મહીના અગાડીથી મારી બેહેન મારાં મા સાથે આવતી બંધ પડી ત્યાર પછી મેં તેણીને કદી દીઠી નહી. તે વખતથી મારાં માની રીતભાતમાં પણ મને ફરક દીસ્યો. તેવણ વધારે ને વધારે ફીક્કા ચેહેરાનાં અને વધારે ઇંતેજાર રહેતાં મને જણાતાં, અને હમેસાં મારી કાકી સાથે લાંબો વખત સુધી ખાનગી રીતે વાતો કરતાં હતાં. આખરે મારાં મા પણ હવે આવતાં બંધ પડયાં, અને ચીઠીની મારફતે મારી તંદરોસ્તીની ખબરો તેવણ મંગાવવા લાગ્યાં. મારા પીતા પણ હવે મારી મુલાકાતે આવતા તદન બંધ પડયા. વલી મારા કાકા આદમજી, જેવણ આજે આઉં, કાલે આઉં, કરી ચીઠીઓ લખતા હતા, તેવણ તરફથી પણ હવે કાગલો આવતાં બંધ પડયાં.

આ ફેરફારથી કુદરતી રીતે મારી જીજ્ઞાસા વધી. હું ચીંતાતુર સાથે અજાયબ થવા લાગ્યો, અને હું મારી કાકીને એ વીશે તરેહવાર સવાલો પુછી કંતાસો આપવા લાગયો, પણ તેવણ હમેસાં બીજી બીજી વાતો છેડી મને ઉડાવતાં હતાં. જયારે મેં તેવણને ઘણોજ કંતાલો આપ્યો ત્યારે તેવણે કબુલ કીધું કે મારાં ઘરમાં કાંઇ ઘભરાટ ચાલતો હતો; અને છેલ્લાં જ્યારે તેવણે જોયું કે હું તેવણને સવાલો પુછી ઘણો-જ હેરાન કરતો હતો, ત્યારેજ તેવણે કબુલ કીધું કે ઘરમાં ઘભરાટનું મુલ મારી બેહેન રોશનઆરાના આજારી પડવાથી હતું. મારી બેહેન કયા દરદથી પીંડાતી હતી, તે વીશે પુછતાં મારી કાકી જણાવતી કે મને બરાબર રીતે સમજ પાડવા તેણી તદન અસકત હતી. આથી મેં નોકરો તરફ મારી નજર દોડાવી. તેઓમાંનો એક મારી કાકી કરતાં જરા ઓછો સાવધ હતો, પણ તેણે મારા સવાલનો એવી રીતે જવાબ દીધો કે હું તેના બોલવાની પુરતી મતલબ સમજી શકયો નહી. ઘણી કાકુત પછી મને જે સાર જણાયો તે એ હતો કે "રોશનઆરાની ડોકી પર એવી જાતનું એક દરદ થયું હતું કે તે જો દુર કરવામાં નહી આવે તો તેણીનો જીવ જોખમમાં આવી પડમો હતો, અને જો દુર કરવામાં આવે તોપણ તેણી જન્મ સુધી બેડોલ દેખાવની થાય.'

આહ! તે પલે મારા દીલમાં જે ધ્રુજરાં છુટાં હતાં, તે હજી મને યાદ આવે છે. રોશન-આરાનું આ ભયંકાર દરદ મારી નજરે જોવા આથી મારી જીજ્ઞાસા વધી. મારી પીડાતી આ બેહેનની સારવાર કરવા માટે મને મારે ઘર જવા દેવા માટે મારી કાકીને મેં આજીજીથી અરજ કીધી, પણ અલબતાં! આ અરજ નામન્જુર રખાઇ.

અઠવાડયાંઓ પસાર થયાં, અને તોબી મારી બેહેન જેમની તેમ ધાસ્તી ભરી બીમારી-માં છે, એવી ખબર સાંભલ્યા સીવાય બીજી કોઇબી ખબર મને મલી નહી.

આખરે એક દીવસે, મારી છોકરવાદી રીત પ્રમાણે, મેં મારા કાકા આદમજીને છુપી રીતે એક ચીઠી લખી તપાલમાં નાખી. મેં તેમાં મારા કાકાને મારી આગલ આવીને મારી બેહેનના દરદ વીશે સઘલું વરણુન કહેવા અરજ કીધી હતી. ટપાલ ઓફીસ કયાં હતી તે હું જાણતો હતો, તેથી એક દીવસે સવારના પોહોરમાં બાગમાં ફરવાને મનસે બાગની દીવાલ છુપી રીતે કુદાવી હું બાહેર નીકલ્યો, અને દોડતો દોડતો જઇ મેં તે ચીઠી ટપાલની પેટીમાં નાખી, અને કોઇ જોય નહી તેમ હું પાછો બાગમાં દાખલ થયો. પણ જેવાં હું ઘરમાં પેવસ થયો તેવોજ મને ઉપરના મારાં કાકીના ઓરડામાંથી ડચકાં ખાવાનો અવાજ મને સમજાયો. મારાં કાકી અજાયબ જેવી કઠણ હઇયાંના અને શાંત સ્ત્રી તરીકે જણાય-લાં હતાં, તેથી મારા કાકીના ઓરડામાં એ કોણ રડતું હતું, તે પુછવા રાધનશાલા ભણી નોકરોને તે વીશે પુછવા હું ગયો.

પણ બબરચીખાનામાં દાખલ થતાંજ મેં જોયું કે મારી દાસી અને રસોઇ કરનાર હલવે હલવે કાંઇ વાતો કરવામાં ગુંટાયાં હતાં.

મને જોતાંજ તેઓ જરા ચમકયાં.

'એ હાલ નાદાન છેઃ તેથી એને ઘણું લાગવાનું નથી!' મેં એક જણને બોલતી સાંભલી 'એટલું ઠીક છે કે એ બનાવ એની નાદાન વયેજ બન્યો.'

થોડી પલમાં તેઓએ મને સઘલું જણાવ્યું. મારે માટે ઘણીજ ખરાબ ખબર હતી. જેનો મેં રડવાનો અવાજ સાંભલ્યો તે મારાં કાકીનો પોતાનો હતો. રોશનઆરા બેહેસતનસીન થઇ હતી.

નોકરોએ અથવા બીજાઓએ ધારીયું હશે તેના કરતાં આ ખબર સાંભલી મને ઘણું લાગ્યું હતું. તોપણ ગમે તે કહો, તોબી હું નાદાન અને છોકરવાન! એટલે કુદરતી નીયમ પ્રમાણે હું જલદીથી મારો સોગ વીસરી જવા લાગ્યો. જો મારી ઉમ્મર વધારે હતે તો હું નહી ધારતો કે એટલો જલદીથી હું મારો સોગ મુકી દેતે.

હું એક ખુણામાં બેસી રડવા લાગ્યો, અને બપોર પડયા પછીજ હું મારાં કાકીના ઓરડામાં દાખલ થયો. તેવણની આંખ્યો રડવાથી લાલ લોહી થવા સાથે સુજી આવેલી હતી. મને જોતાં વારજ ઘણા હેતથી પોતાની છાટીસે દાબ્યો, અને પછી પાછાં રડવા લાગ્યાં. પણ તે પલે મેં ખુલ્લું જોયું હતું કે તેવણ ઘભરાયલાં જેવાં દીસ્તાં હતાં. હું તેથી ઘણો અજાયબ થયો. મારાં મનમાં સંકા ઉત્પન્ન થઇ. મારી બેહેનના મરણ માટે તેવણ રડે એ કુદરતી હતું, પણ પેલી ઘભરાટની અને બીકની નીશાણ શા માટે તેવણના ચેહેરા પર જણાતી હતી?

રોશનઆરાના મરણ સીવાય શું કાંઇ બીજી માઠી ખબર મારાં ઘરથી આવી હતી, કરી પુછતાં મારાં કાકીજીએ 'ના'માં ઉતર વાલ્યો, પણ તે વેલા તેવણે પોતાનું મોંહ મારી નજર આગલથી ખસાડી મુકયું હતું. શું મારા પીતા મરણ પામ્યા હતા? નહી. મારાં માતાજી? નહી. મારા કાકાજી? મારાં કાકીજી 'નહી' કરીને બોલતાં એકાએક ધ્રુજીયાં, અને મને વધુ સવાલો નહી પુછવા જણાવ્યું, તથા મને ઓરડામાંથી બાહેર જવા કહયું.

ત્રીજે દીને હું મારાં માતપીતાના ઘરમાં જવા ઉપડયો, પણ હું ત્યાં જઇ પુગ્યો તેની અગાડી તો મારી બેહેનને છેલ્લી આરામગાહની જગ્યાએ લઇ જવામાં પણ આવી હતી. પણ હું મારાં કાકીજીને ત્યાંથી નીકલ્યો તેની એક દીવસ અગાડી એક અજાયબ જેવો બનાવ બન્યો, જે જણાવવા હું દરૂસ્ત ધારૂં છું. તે દીવસની સાંજે હું હમેસના શરેસ્તા પ્રમાણે મારી એક દાસી સાથે સમુદ્રને કાંઠે ફરવા ગયો હતો. ત્યાં બેસીને હું મારી મરનાર બેહેનને લગતી વાતો મારી દાસી આગલ કરવા લાગ્યો, જે સાંભલવામાં મારી દાસી એવીતો ગુંટાઇ અને હું તે કહેવામાં એટલો તો લીન થયો કે સુર્ય પશ્ચીમના બુરૂજમાં ગયો, અને ઝઝકલું થયું, તોબી પાછાં ફરવાનું અમારૂં ધ્યાન રહયું નહી.

આખરે એક મોટું વા-વીજોડું થયું, જેથી અમારી સુધ્ધ ઉંઘડી, અને અમો જેમ બને તેમ જલડીથી ઘરે જવા ઉડયાં. આ વેલા અંધારૂં પુસ્કલ હતું. રસ્તામાં બટી એકે નહી હતી. વખત થઇ ગયલો હોવાથી દાસી જરા ઘભરાવા લાગી, તોપણ અમને રસ્તો માલમ હોવાથી બેધડક અમે આગલ વધવા લાગ્યાં; વચ્ચમાં અમને એક નાની ટેકડી ચહડીને ઉતરવી પડતી હતી. છેક મઠાલે જઇ પોંહોંચ્યાં, અને પાછાં ઉતરવા લાગયાં કે તરતજ મારી પીઠ પાછલથી કોઇના પગલાંનો અવાજ મને સમજાયો. તે મારી નજદીક આવ્યો, અને એકાએક મને પકડીને દાસીથી જરા દુર લઇ ગયો, અને એક પણ શબ્દ બોલવા વગર પોતાના બન્ને હાથોમાં પકડીને મને ઘણા હેતથી બોકીઓ લેવા લાગ્યો. અંધારૂં ઘણું હતું, તેથી હું તેનો ચેહેરો પીછાણી શકયો નહી, તોપણ મારા ગાળો પર ગરમ ગરમ આંસુંના જે ટીપાં પડતાં હતાં, તે પરથી મને જણાતું હતું કે તે અજાણ્યો સખસ રડતો હતો. પણ

હું કહી ગયો તેમ અંધારાંથી હું તેનો ચેહેરો પીછાણી શકયો નહી, એટલુંજ નહીં પણ તેણે શું કપડાં પેહેડયાં હતાં, તે પણ જોઈ શકયો નહી. તેણે મને ભાગ્યે અરધી પલ પોતાના હાથમાં રાખ્યો હશે, તેટલાં તો મારી દાસીએ ચીચારીઓ પાડી: જેથી પેલા અજાણ્યાએ હલવેથી મને નીચે મુકી દીધો, અને અંધારાંમાં કેહે તે ગરક થયો.

જ્યારે આ અસાધારણ બનાવ વીશે મારાં કાકીને જણાવવામાં આવ્યું ત્યારે તેવણ પહેલાં તો એ સાંભલી અજાયબ થયાં; પણ એક પલમાં તેવણના ચેહેરા પર કાંઇ ફેરફાર થયો: જેથી ખુલ્લું જણાતું હતું કે તેવણને કાંઈ યાદ આવી ગયું હતું. તેવણનો ચેહેરો તદન ફીકકો પડી ગયો હતો, અને પછી ઝીણે સાહડે પણ અતી ઝડપથી જણાવ્યું:—'એમાં શું છે? એ વીશે કોઇ આગલ વાત કરતો ના. હું ધારૂં છું કે કોઇએ તને બીહવડાવવા એ યુકતી રચી હતી. બેટા! એ સઘલું તું વીસરી જજે. એ વીશે મનમાં ખ્યાલ વટીક ના લાવતો.'

સલાહ આપવી તો ઘણું સેહેલું છે, પણ તેપર અમલ કરવાનુ અતીષ્ય મુસ્કેલ્યત ભરીયું છે: કારણ કે ઘણીક રાતો સુધી મને પેલો બનાવ સ્વપનામાં પણ દેખાતો હતો. એ કોણ હશે? તે મને અતી ચાહતો હોવો જોઇએ, પણ ચોક્કસ સબબ સર દલગીર હોવો જોઇએ. પણ હું કહી ગયો તેમ તે વેલા મારી ઉમર ફકત નવ વરસની હતી, તેથી તે કોણ હશે તે વીશે મને શક આવ્યો નહી. પણ હું ત્યાર પછી પુરતી ઉમરમાં આવ્યો, ત્યારેજ મને શક ગયો કે તે કોઇજ નહી પણ મારા કાકા આદમજી હોવા જોઇએ.

ઠરાવેલે દીવસે હું મારા જન્મ-ધામમાં જઇ પુગ્યો. અહીં મારે માટે અતી કરૂણાશીક દેખાવ જોવાનો બાકી હતો. મારી માને મેં માહેતમ કરતી અને મારા પીતાને છુપી રીતે વીલાપ કરતો હું જોતો હતો. મારાં કાકીજી મારી સાથે આવ્યાં હતાં, તેવણે મને મારી માતા સાથની એ વેલાની પહેલી મુલાકાત જેમ બને તેમ ટુંકી કરવા ડહાપણ ભરેલું ધારીયું હતું. મારી મા મને થોડીક પલ પણ પોતાની નજર આગલથી વેગલો રાખવા આનાકાની કરતી દીસી; પણ મારાં કાકીજીની આગ્નાથી હું ઓરડામાંથી બાહેર નીકલી ગયો. હું તે વેલા ખુબ રડતો હતો. હું ઓરડામાંથી બાહેર નીકલતાં વારજ દવાખાના તરફ ગયો કે જેથી આદમજી પાસેથી મારી બેહેનના મરણ વીશેની સઘલી ખબર જાણી લઉં, અને મારી બેહેનના સદાના ગુમ થવા વીશે અફસોસ કરૂં.

મેં દવાખાનાનું બારણું ઉઘાડીયું, પણ અંદર કોઇ નહી હતું. મેં મારાં આંસુ લુછી નાખ્યાં, અને ઓરડાની આસપાસ બારીકીથી નજર ફેંકી: તે ખાલી હતો. હું આદમજીના સુવાના ઓરડા તરફ હવે દોડીયો, પણ આદમજી ત્યાંબી નહી હતા; તેવણનો વળી દહાડીના બાળ સાફ કરવાનો સસતો બ્રશ તથા પેલી હરદી ત્યાં નહી હતી. શું તેવણ કોઇ બીજા ઓરડામાં હતા? હું 'આદમજી' કરી હાંક મારતો દરેક ઓરડા આગલથી પસાર થવા લાગ્યો, પણ કોઇએ ઉતર વાલ્યો નહીં. એક ઓરડા આગલથી હું આદમજીનું નામ પોકારી પસાર થતો હતો, તેટલાં મારાં કાકીજી મારી આગલ એકદમ આવ્યાં, અને બોલ્યાં 'ચુપ! હવે પછી એ નામ તું કદીબી ઉચારતો ના.' આ વાકય બોલતાં તેવણ ઘભરાયલાં જેવાં દીસ્યાં.

'શું આદમજી કાકા પણ મરણ પામ્યા?' મેં પુછયું.

પણ મારાં કાકીજી ઉતર દેવાને બદલે ફીકકા પડી ગયાં, અને ધ્રુજવા લાગ્યાં.

તેવણે ત્યાર પછી મને જવાબ દેવા માટે મોંહ ઉઘાડયું, પણ હું તે સાંભલવા ઉભો રહયો નહી. હું મારાં માતાજીના ઓરડામાં ધસારા બંધ દાખલ થયો. ત્યાં મારા પીતાજી પણ હતા. હું રડતો રડતો તેઓ આગલ ગયો અને મેં પુછયું:—'શું આદમજી કાકા પણ ગુજરી ગયા કે?'

આથી મારાં માતાજીએ એવી તે મોટી ચીચારી પાડી કે બીહીકથી હું મુંગો મંતર થઇ ગયો. એક બે પલ મારા પીતાજીએ મારી ભણી ટીકીને જોયું, અને પછી મારી દાસીને મોટેથી હાંક મારીને મારૂં પાંખડું પકડી મને ઓરડામાંથી બાહેર લઇ જવા લાગયા. તેવણ મને પોતાના ઓરડામાં લઇ ગયા, અને પોતાની માનીતી એક સેતરન્જી પર બેસી મને પોતાની પાસે બેસાડીયો. તેવણુનો ચેહેરો આ વેલા તદન ફીકકો પડેલો હતો. તેવણુ પોતાના બન્ને હાથો મારાં ખભાં પર મુકયા હતા, પણ તે ધ્રુજતા હતા.

'તારે આદમજીનું નામ કદી પણ ઉચારવું નહી' તેવણે ઝડપથી, ગુસ્સાથી, પણ ધીમે સાહદે મને કહયું 'મારી હજુરમાં નહી, તારી માની હજુરમાં નહી, તારી કાકીની રૂબરૂમાં નહી, અને ટુંકમાં કોઇની આગલ પણ એ નામ તારે ઉચારવું નહી. બેટા! એ નામ કદીબી તારી જીભની બાહેર જાય નહી!'

આ જવાબથી હું એટલો તો બીધો કે હું ઠરઠર ધ્રુજવા લાગયો. તેવણુ મારી પર થયલી આ અસર જોઇ, તેથી પોતાનું બોલવું ચાલુ કરે તેની અગાડી તેવણ જરા નરમ થયલા મને દીસ્યા.

'તારે આદમજીને જોવાની કદીબી યતન કરવી નહી.' મારા પીતાએ જણાવ્યું 'તારી મા તથા હું અતી વ્હાલથી તારી જતન કરીશું; પણ મારી આજ્ઞાની વીરૂધ જો તું જતો જણાશે તો તને આ ઘરમાંથી અમો બાહેર હાંકી કહાડીશું. એ નામ તું કદીબી બોલતો ના—કદીબી નહી. હવે મને ભેટ, અને જા'.

આહ! તેવણ મને ભેટતાં કેટલા બધા ધ્રુજયા હતા? હજી પણ મને તે દેખાવ યાદ આવે છે.

હું તરતજ ઓરડામાંથી બાહેર નીકલ્યો, અને બાગના એક ખુણામાં છુપાઇ બેસી મારૂં દુઃખ રડવા લાગયો.

'આદમજી કાકા જતા રહયા હતા; હું તેવણને કદીબી જોવાનો નહી હતો; મારે તેવણ સાથે હવે પછી વાત ચીત નહી કરવાની હતી.' મારા પીતાજીની આજ્ઞાની આ મતલબ હતી. જો કે હું તે વેલા નાદાન પોરીયો હતો, તોપણ એમાં મને કાંઇ ભેદ જેવું દીસ્યું. મારા વ્હાલા કાકાજી શા માટે જતા રહયા, અને મારે તેવણનું નામ વટીક શા માટે નહી ઉચારવું તેની મતલબ હું સમજી શકયો નહી. હું જાતજાતની અટકલો કરવા લાગયો. મારૂં મન ચકભમ થયું. મારા પીતાજી, મારાં માતાજી, તથા મારાં કાકીજી મારી સાથે કાંઇ પણ સગાઇ નહી ધરાવતાં હોય એમ મને હવે દીસવા લાગયું. રોશનઆરાના મરણથી અને વ્હાલા આદમજીના ગુમ થવાથી મને મારૂં ઘર જાણે કરડવા આવતું હતું. તોપણ મારા પીતાના હુકમનો ખુલ્લો અનાદર કરવા મેં દરૂસ્ત ધાર્યું નહી. વારંવાર મને આદમજી યાદ આવતા હતા.

બે વરસ પસાર થયાં તોપણ આદમજી વીષે મને કસો સંસારો વટીક જણાયો નહી હતો. મેં છુપી રીતે નોકરોમાં પર પુછ કીધી તો તેઓએ જણાવ્યું કે એક સહવારે આદમજી ઘરમાંથી એકાએક કેઠે જતા રહયા હતા. તેવણ બાહેર નીકલ્યા પછી પાછા ફરીયાજ નહી. સગાંઓમાં જુસ્તેજો કરવા મારેથી બનતું નહી હતું.

બે વરસની આખેરીએ મને મારા પીતાએ વ્હાણના નાખુદાનું કામ સીખવા માટે એક વ્હાણમાં નોકરીએ રખાવ્યો. આ કામ મને ઘણું પસંદ હતું. મારાં કાકીજીને ઘર હું રહેતો હતો ત્યારે દરીયામાંથી જતાં આવતાં વ્હાણો મારી પર ઘણી અસર કરતાં હતાં.

ચાર વરસ મેં વ્હાણ પર નોકરી કીધી, અને ત્યાર પછી જયારે હું મારાં ગામમાં પાછો ફરીયો તો મને માલમ પડયું કે મારા વ્હાલા પીતાજી થોડા દીવસની વાટ પર બેહેસ્તનશીન થયા હતા. વળી મારી મા પણ આજારી પડી હતી. આ વેલા મારાં કાકીજી મારી માની સારવાર કરવા રહયાં હતાં. વળી પાછા આદમજી મને યાદ આવી ગયા. આખરે

મેં તેવણુ વીષે મારાં કાકીજીને પુછવા ઠરાવ કીધો, અને એક દીવસે ટક જોઇ મેં એ વાત છેડી, પણ કાંઇ નહી. પીતાજી મરતી વેલા મને ફરમાસ કરી ગયા હતા કે મારે એ વીષે તજવીજ કરવા મોકુફ કરવું. આથી ઘણીએ નાખુસી છતાં મને એ વીષેની પરપુછ બંધ કરવી પડી.

હવે હું થોડાં વરસનો ગાલો મુકી જણાઉંછું કે મારાં કાકીજી પણ બેહેસ્તનશીન થયાં. તેવણુને પેટે એક પણ છોકરૂં નહી હતું, તેથી તેવણુ મનેજ પોતાનો દીકરો કરી લીધો હતો. આથી તેવણુના મરણ પછી સઘલી અસકેઆમત મારે સવાધીન થઇ. મેં તેવણુના સઘળાં કાગલ પતરો ખોરીયાં; પણ જે વેલા હું તેવણુ સાથે રહેતો હતો, તે વેલાની સઘલી ચીઠીઓ તેવણુના આ કાગલ્યાંઓમાં મને જણાઇ નહી: મારી ખાતરી છે કે તેવણુ તેનો નાસ કીધેલો હોવો જોઇએ.

થોડાંક બીજાં વધારે વરસ, અને મારી વ્હાલી મા પણ મારી કાકીજી પાછલ આ દુન્યામાંથી ઉડાંગરી કરી ચાલ્યાં. તેવણુ મને મારા કાકા આદમજી વીશે એક હરફ પણ જણાવ્યા વગર મરણ પામ્યાં હતાં. બીજા છએક મહીના થયા નહી કે હું ઘણો આજારી પડયો, તેથી તબીબોની ફરમાસથી બીજે ગામ હવા ખાવા જવાની મને ફરજ પડી. મેં મારી આ મુસાફરી માટે તઇઆરી કીધી, અને હું હીન્દુસ્તાનનાજ એક ગામમાં જઇ રહયો. આ ગામનું નામ ચોકસ સબબ સર હું જણાવતો નથી, તોપણ હું એટલું તો જણાવીશ કે તે ગામમાં મુસલમીનોની વસ્તી જયાદા છે. તે ગામમાં ઇસલામીઓ માટે બે સીરાઇઓ છે, જેમાંની એકમાં મેં પહેલા થોડા દીવસ ઠરીઠામ કરવા ઠરાવ કીધો હતો. આ સીરાઇની પાસેજ એક કાજીનું ઘર આવેલું હતું, જેની પાસે મસીદ, અને થોડે કટકે કબ્રસ્તાન આવેલું છે.

પહેલા ત્રણેક દીવસ સુધી તો કાંઇ જાણવાજોગ બનયું નહી, પણ ચોથે દીવસે મને કાજી સાથે ઓલખાણ પડી, અને અમે થોડા કલાકમાં ભીતરો થઇ ગયા. હું દરરોજ નમાજ, વેલા સર, મસીદમાં જઇ પઢતો હતો, અને આંધલાં પાંગલાંઓને, મારા નીયમ સર, ખેરાત કરતો હતો: તેથી કાજીસાહેબનું તથા બીજાંઓનું ધ્યાન મારી ભણી ખેંચાયું હતું: જેનું પરીણામ શું આવ્યું તે હું હમણા તમને જણાવી ગયોછું.

કાજી સાથે ઓલખાણ પડી તે દીવસે કાજીજી હુક્કાની લેહેજત ચાખવા મને પોતાના મકાનમાં લઇ ગયા. આ દીવસે મારા આ નવા પણ બુજરગ ભીતરે મારાં કુટુમ્બને લગતા જરાએ સવાલ પુછયા નહી હતા; પણ મેં તે ગામની હવા, લોકોની રીતભાત, વેપાર, વગેરે પરચુટણ બાબદોને લગતા જે સવાલો પુછયા, તેના ઉતરોમાં અમારો વખત પસાર થયો, તે જણાયો નહી. પણ મને તે વખતે જરા ખ્યાલ પણ નહી હતો કે બીજા ચોવીસ કલાકમાં હું તે ભેદ જાણવા માટે આટલાં વરસ અધીરો બન્યો હતો, તેનો અન્ચીતો ખુલાસો મને મલવાનો હતો, તે કેમ તે હું જણાઉંછું. મારાં કુટુમ્બનો આ ભરમ કાજીએ ખુલ્લો કીધો હતો: તેથી તેના શબ્દોમાં તે જણાવી ખરેખરી બનેલી આ મારી વારતાનો છેડો લાઉંછું.

જે દીવસે મને કાજી સાથે ઓલખાણ પડી તેને બીજે દીને સીરાઇમાં, કે જ્યાં હું ઉતરેલો હતો ત્યાં, એક તવંગર ઇસલામી વેપારી મરણ પામ્યો, જેની લાસને છેલ્લો સેજદો કરવા હું બીજાઓ ભેગો કબ્રસ્તાનમાં ગયો. રવઇઆ પ્રમાણે સઘળી કીરીયા કરવા પછી પેલા ઇસલામીની લાસને દફનાવવામાં આવી, અને પાયદસ્તે જનારાઓ છુટા પડીયા. આખરે હું તથા પેલો કાજી ફકત ત્યાં એખલા રહી ગયા. મારૂં ચીત મારા જાતભાઇઓની આ છેલ્લી આરામગાહની જગયા આસપાસ નજર ફેંકવામાં રોકાયલું હતું. આ કબ્રસ્તાનમાં એક સીવાય દરેક જણુની કબર સુસોભીત પથરોથી બાંધેલી હતી, તથા ઘણી ખરી દરેક પર કોરાનમાંના ફકરાઓ કોતરેલા હતા; પણ અને

મુખય અજાયબી એ લાગી કે એક કબર અતી સાદી અને સુનાકામથી બાંધેલી હતી, અને તે પણ સઘલીઓ કરતાં જુદી આવેલી હતી. ઘણી ખરી દરેક કબર પર વાસી ફુલોના હારો મુકેલા હતા, ત્યારે આ સાદી કબર પર એકબી હાર નહી હતો, એટલુંજ નહી પણ તેની આસપાસ પણ સુકાઇ ગયલું એકાદ ફુલ પડેલું મને જણાયું નહી. તોપણ આટલું તો મને જણાવવું જોઇએ કે જોકે તે તદન સાદી હતી, તોપણ તેને સારી હાલતમાં રાખેલી હતી.

હલવે હલવે હું માતબરોની કબરો આગલથી પસાર થઇ પેલી સાદી કબર આગલ ગયો, અને ત્યાં બેદયાનપણે વીચાર કરતો ઉભો. એમાં અલ્લાહની બસારત હશે કે શું? કારણકે હું તે કબર આગલ આસરે પા કલાક સુધી એબલો ઉભો રહયો, અને જો કાજી મારી આગલ તે વખતે આવતે નહી તો હું કોણ જાણે બીજા કેટલા કલાક ત્યાં ઉભો રહયો હતે.

કાજીએ આ પ્રમાણે મને ઉભો રહેલો દુરથી દીઠો હતો, તેથી તેવણ મારી આગલ આવ્યા, પોતાનું માથું હલાવ્યું, અને દયાથી એક નીસાસો નાખ્યો.

'ભલા કાજી સાહેબ! આ કબ્રસ્તાનમાં આ એક સીવાય સઘલાંઓની કબરો સુંદર પથ્થરોથી બાંધી છે, તેનું કારણ હું સમજી શકતો નથી. શું અહીંનાં સઘલાંઓ તવંગર છે?'

'બેટા, નહી!' કાજીએ ગમ્ભીરાઇથી જણાવ્યું 'જો આ દુન્યામાં સઘલાંઓ તવંગર હોય તો પછી પુછવું શું? જેમ પાંચ આંગલાં સરખાં આવતાં નથી, તેમ અલ્લાએ સઘલાંઓને તવંગર બનાવ્યાં નથી; પણ તેમાં તેનું અખુટ દહાપણ સ્પષ્ટ દીસે છે. પણ એ વાત પડતી મુંકી હું તને તારા સવાલનો ઉતર દઉં છું તે શાંભલ! આ ગામમાં બે કબ્રસ્તાનો છે. એક આ અને બીજું અહીંથી એક કોશ દુર. આ કબ્રસ્તાન તવંગરોની અને વચ્ચલે વાંગેનાઓની છેલ્લી આરામ-ગાહ છે, જ્યારે પેલી બીજીમાં ગરીબ મુફલેસો છેલ્લો આરામ લે છે. અને તેથી આ કબ્રસ્તાનમાં જે આ સઘલો દમામ જોય છે, તે પઇસાના પ્રતાપથી છે.' 'પણ ત્યારે અહીં આ તદન સાદી પણ સારી હાલતમાં રાખેલી કબર કેમ આવી છે?'

'આહ!' બુજરગ કાજીએ એક નીસાસો નાખી જણાવ્યું 'આપણીજ કોમના એકને અહીં દાટવામાં આવ્યો છે. તેના મરણ વખતે હું હાજર હતો. એણે પોતાના પાછલા દીવસ હાય અફસોસમાં ગુજરીયા હતા. તે ઘણા વરસ સુધી અહીં વસ્યો હતો, અને તેની ચાલ ચલણથી અને ધરમ પરના ભાવથી અંહીનો એવો કોઇબી ઇસ્લામી નહી હતો કે જે એને ચાહતો નહી હોય અને તેની તરફ દયાની નજરથી જોતો નહી હોય. નાના થી મોટા દરેક જણ આ સખસની દયા ખાતાં અને તેને માન આપતાં હતાં.'

'પણ ત્યારે એને આ કબ્રસ્તાનમાં કેમ દાટવામાં આવ્યો? તેની આ કબર તો તદન સાદી છે.' મેં પુછયું.

'આહ! બેટા! હું તે તને જણાઉં છું. જો કે એ ગરીબી અવસ્થામાં જીંદગી ગુજારતો હતો, તોપણ તેની છેલ્લી આરામ-ગાહ, જે કરવામાં આવી છે તે, લોક વીચારથી હતી. એ જીવતો હતો ત્યારે અને એને આં જગયા પર દફનાવવામાં આવ્યો તે દીવસે જો કે લોકો તેને પૈસાની બાબમાં ગરીબ ધારતાં હતાં, તોપણ તે તેમ નહી હતો. તે પોતા પાછલ એક સારી જેવી રકમ મુકી ગયો હતોઃ જે, તેની મરતી વેલાની ફરમાસથી, એક મસીદ બાંધવા પાછલ ખરચવામાં આવી હતી. વલી તેની મરતી વેલાની આજ્ઞા એ હતી કે તેની કબર તદન સાદી બાંધવી, અને તે પણ બીજી સઘલીઓથી તદન અલાહેદી બાંધવી.

'બુજરગ કાજી સાહેબ! તમારી વાત પરથી આ સખસની સઘલી તવારીખ જાણવા મારૂં મન લલચાય છે. શું તે તમે મને નહી જણાવો?' મેં પુછયું.

"પોતાની છેલ્લી ઘડીએ તેણે મને જણાવ્યું કે તે એટલાં વરસ સુધી અહીં ધારણ કીધેલાં નામે રહયો હતો" કાજીએ ઘણી આનાકાની કીધા પછી જણાવ્યું "મેં તેનું ખરૂં નામ પુછ્યું, જે તેણે મને જણાવ્યું. તે સાથે તેણે મને પોતાની દુઃખી જીંદગીનો, ઘણી દયા આણવા જોગ, હેવાલ કહયો. પોતાના મરણ સાથેજ પોતાની હસ્તીની વાત વીસારી દેવાના તેની પાસે કારણો હતાં. તેના મુખમાંથી બાહેર પડેલા છેલ્લા શબ્દો આ હતાઃ 'મારી સાથેજ મારાં નામની હસ્તી પણ ખતમ થવી જોઈએ.' પણ આ શબ્દો તે બોલ્યો તેની સેજ વખત અગાડી તેણે મને અરજ કીધી હતી કે એક ચોકકસ સખસ સીવાય બીજા કોઈને પણ મારે તેની ઓલખ તથા તેની કહાણી કહેવી નહી."

'તે સખસ કોઈ તેનું પોતાનુંજ સગું હશે.' મેં મારો વીચાર જણાવ્યો.

'હા! તેનો ભત્રીજો.' કાજીએ ઉતર વાલ્યો.

કાજીના મુખમાંથી જેવો છેલ્લો શબ્દ બાહેર પડયો કે મારાં શરીરમાં એકાએક અજાયબ જેવી લાગણી ઉતપન થઈ. હું ધારૂં છું કે તે વેલા મારા ચેહેરાનો રંગ પણ બદલાયો હશેઃ કારણકે કાજી મારો ચેહેરો અજાયબીથી નીહાલવા લાગ્યો.

"એક ભત્રીજો, જેને તે પોતાના દીકરા પેઠે ચાહતો હતો" કાજીએ બોલવું જારી રાખ્યું "તેણે મને જણાવ્યું કે જો તેને આ ભત્રીજો કદાચ આ ઠેકાણે આવે તો તેને મારે સઘલો હેવાલ કહેવો; પણ જો તે નહીજ આવે તો એ સઘલી વાત મારે મરણ સુધી મારાં શરીરના ભીતરમાં છુપાવી રાખવી. 'હું મારા નાના ઈબ્રાહીમને સઘલી ખરી વાતથી વાકેફ થયલો જોવા ઈચ્છું છું.' તેણે મને જણાવ્યું. 'જો કે અમારી ઉમરમાં બોહલો તફાવત હતો તોપણ વરસો અગાડી અમે નાના બચ્ચાંઓની પેઠે રમતા હતા.' આ પ્રમાણે તે બોલ્યો હતો."

કાજીને મોંહડેથી જ્યારે મેં 'ઈબ્રાહીમ' શબ્દ સાંભલ્યો ત્યારે તો મારાં શરીરમાં અજાયબ જેવી લાગણી વધારે ને વધારે થવા લાગી. હું તદન ઉસ્કેરાઈ ગયો. ઘણે વારે મેં મારો જુસ્સો અતી મેહેનતથી દાબી નાખ્યો અને પછી મારાં કુટુંબને લગતી જે વાત હું થોડી ઘણી જાણતો હતો તેનો ઈશારો મેં કીધો. હવે કાજીની અજાયબ થવાની વારણ આવી હતીઃ કારણકે જેમ જેમ હું મારાં કુટુમ્બને લગતી ઓલખ આપતો ગયો તેમ તેમ તે વધારેને વધારે અજાયબ થવા લાગ્યો. પહેલાંતો તે અજાયબીથી બે ચાર દગલાં પાછલ હટી ગયો હતો.

'શું ત્યારે તુંજ તેનો ભત્રીજો?' કાજીએ મારી ભણી ટીકી ટાકીને જોઈ કહયું 'શું એ ખરૂં હશે?'

હું વધુ બોલી શકયો નહી. આદમજી સાથે ગુજારેલાં આગલાં વરસોની યાદ બેવડાં જોસથી મારાં હઈયાંમાં ઉભી થઈ, અને મારી આંખ્યોમાં આંસુ આવી ગયાં. હું તે વેલા મારી સુદ્ધીમા હતો નહીઃ હું શું કરતો હતો તેનું ભાન મને તે વેલા રહયું નહી હતુંઃ તોપણ હું પેલી કબર આગલ ગુઠણ મંડીએ પડયો, ત્યાં થોડાં ઘણા ઉગેલાં જંગલી ઝાડપાનો મેં ઉખેડી નાખ્યાં, અને પછી બુલંદ સાહદે કોરાનમાંના ફકરાઓ હું પેલી કબર આગલ મારૂં મોહ રાખી લલકારવા લાગ્યો.

જ્યારે નેમાજ પુરી થઈ ત્યારે કાજીએ મારાં ખભાં પર હલવેથી પોતાનો હાથ મુકયો અને પોતાને ત્યાં આવવાની મને અરજ કીધી. રસ્તામાં ચાલતાં ચાલતાં હું મારા આ કાકા વીશેજ વાત કરતો હતો. આખરે અમે કાજીને ઘરે પુગયા, જ્યાં ભોજણ જમ્યા પછી કાજી મને પોતાના એક ખાનગી ઓરડામાં લઈ ગયો, અને મારી અરજથી તે મારા કાકાને લગતો હેવાલ કહેવા તઈયાર થયો.

'જોકે હું તને કુટુમ્બને લગતો હેવાલ હમણા કહુંછું તોપણ હું ધારૂં છું કે તે સાંભલી તું ઘણો દલગીર થશે.' કાજીએ જણાવ્યું.

આથી મેં તને જણાવ્યું કે ગમે તેવોબી તે હેવાલ હશે તોપણ હું તે સાંભળવા તઇયારછું.

'બેટા, તેં મને જણાવ્યું કે જે દહાડે તારી બેહેન ગુજરી તેજ દીવસથી તારા કાકા ગુમ થયા.' કાજીએ મારી ભણી મોંહ કરી ગંભીરતાથી જણાવ્યું 'હવે હું તને પુછુંછું કે તારી બેહેન શાથી મરણ પામી તેનો તને સેહેજ પણ ખ્યાલ નથી આવ્યો?'

'મેં તમને જણાવ્યું તેમ મને એટલીજ ખબર છે કે મારી બેહેન ગરદન પર થયલાં એક દરદથી મરણ પામી હતી.' મેં જણાવ્યું.

'તારી બેહેનના ગરદન પર થયલા તે દરદ પર વાઢકાપ કરી દુર કરતાં તારી બેહેનનું મોત નીપજ્યું હતું.' કાજીએ હલવેથી જણાવ્યું 'અને તે વાઢકાપ કરનાર તારા કાકા આદમજી પોતે હતા.'

કાજીના ટુંક શબ્દોથી સઘલો ભેદ ખુલ્લો થઇ ગયો.

"બેટા! તારે સંતોષ પામ્વું જોઇએ કે તે વખતના સઘલાંઓ હાલ એવી દુન્યામાં છે કે જ્યાં મરણ, દુખ, કંગાલ્યત, વગેરે જેવું કાંઇ નથી. તારા કાકા પણ હાલ ત્યાંજ છે. સઘલાંઓ પાછાં સાથે ભેલાઇને હાલ ત્યાં જોડાયાં હશે, અને આપણા પવીત્ર કોરાન મુજબ તેઓ ત્યાં સુખથી જીન્દગી ગુજારતાં હશે. તારા કાકા આદમજી તારી બેહેનને પોતાની દીકરી માફક ચાહતા હતા, અને તેવણ મારી સાથે વાત કરતા ત્યારે હમેસાં 'મારી દીકરી રોશનઆરા' કરીનેજ બોલતા હતા. જ્યારે તેવણ મોતને બીછાણે પડયા ત્યારે તેવણ બોલતા હતા કે તેવણની રાહ પેલી દુન્યામાં રોશનઆરા જોતી હતી કે જેથી તેણી મોહડે મોહડું તેવણને માફીના શબ્દો કહે અને તેવણને દીલાસો આપે. અને એવું કોણ હશે કે જે તેની સચ્ચાઇ ના પાડતું હોય?"

બચ્ચીત, હું તો નહીંજ!

'રોશનઆરા પરના કાકા તરીકેના પોતાના અત્યંત પ્યારના આવેસમાં આવી જઇ તેણીના દરદ પર વાઢકાપ કરવાને તેવણે કમનસીબ ભુલ કીધી હતી તેવણ આ જોખમ ભરીયો અખ્તરો અજમાવવા જે તૈયાર થયા તે ફકત તેવણના ખાલેસ પ્યારથી હતું.' કાજીએ બોલવું જારી રાખ્યું 'કુદરતી રીતે તારા પીતાએ એ ઘણોજ બીકત અખ્તરો અજમાવવા માટે હાથ ખાંચ્યો. તેવણના ધંધાદારી ભાઇબંધો પણ વાઢકાપ કરવાનો જોખમ માથે લેવા આનાકાની બતાવતા હતા, અને એથી સારૂં પરીણામ આવશે તે માટે શક બતાવતા હતા. પણ તારા કાકા તેમના મત સાથે મલતા થતા નહીં હતા. તેવણ પોતાના શરમાલપણાને લીધે આ વીચાર ખુલ્લો જણાવતા નહી હતા, તોપણ તારી માએ કોણ જાણે કઇ રીતે આદમજીનો આ વીચાર જાણી લીધો હતો. પોતાની દીકરી બદસુરત થાય એ વીચારથી તેવણ કમકમવા લાગ્યાં. તારી મા વીશે સઘલું ખુલ્લું કહેતાં મને ઘણી આંચકી લાગે છે' કાજીએ મને જણાવ્યું 'તોપણ જ્યારે તું સઘલું ખરૂં જાણવાજ માંગે છે ત્યારે મારે જણાવવું જોઇએ કે એક દીવસે જ્યારે તારા પીતા હુશેનમીયાં ધંધા સર પાસેના ગામમાં ગયા હતા ત્યારે તારાં માએ આદમજીને જણાવ્યું કે હુશેનમીયાંએ રોશનઆરા પર વાઢકાપ કરવા કબુલ કીધું હતું, પણ તેવણ નજરે નજર તે વખતનો દેખાવ જોવા માંગતા નહી હોવાથી અને તેમ જોવા તેવણનું દીલ નહી ચાલવાથી તેવણ બાબખા પાસેના ગામમાં ગયા હતા. આ પ્રમાણે આદમજીને તારી માએ જણાવ્યું. પણ તે ખોટું હતું. હુશેનમીઆંએ વાઢકાપ કરવા કદીબી રજા આપી નહી હતી. તારી માએ આદમજીને જુઠું કહયું હતું, તોપણ આદમજી તો એમજ ધારવા લાગ્યા કે તારી માએ જે કહયું તે ખરૂં હોવું જોઇએ, અને તેથી તે દીવસે તેવણ રોશનઆરાના દરદ પર વાઢકાપ કરવા તઇઆર થયા. તેવણ ફતેહ માટે આશાવંત હતા. જો વાઢકાપ કરતી વેલા તેવણનામાં પુરતી હીમ્મત રહે અને હાથ સાબુત રહે તો સારાં પરીણામની આદમજીને

તદન આશા હતી. તેવણ ફકત બીહતા હતા કે એટલાજ માટે રોશનઆરા પરના વ્હાલની લાગણીથી રખેને તેવણની હીમ્મત તે પલે કમી થાય, અને તેવણના હાથ ધ્રુજે. સઘલું વીસ્તારીને વર્ણન કરવું નકામું છેઃ તોપણ એટલું કહેવું પુરતું થશે કે જે પલે અતી ઘણી હીમ્મતનું કામ હતું તે પલેજ તારા કાકાની સમજ શકતી જતી રહી, અને તેવણના હાથ ઠરઠર ધ્રુંજવા લાગયા, અને ટુંકમાં તેનું પરીણામ એ આવ્યું કે અખ્તરો તદન નીસફલતામાં ઉતરીયો. જયારે તારા પીતા પાછા વલ્યા ત્યારે તેવણે પોતાની દીકરી રોશનઆરાને મરવાની અણી પર આવેલી દીઠી. તેવણ તે વેલા એટલા તો ઝનુની બન્યા કે તેવણ તારા કાકાને મારવા લાગયા, અને ગાલો ભાંડવા લાગયા. તારા પીતાને તારી માના જુઠા શબ્દોની માહીતી નહી હતી; તેવણ તારા કાકાને ઇન્સાફની અદાલતમાં ઘસડવા માટે સોગન્ડ પર સોગન્ડ ખાવા લાગયા. તારા કાકા પર આ બનાવ દુઃખ પર દહામ દેવા જેવો હતો. આદમજીએ પોતાની ભાભી ભણી એક બે પલ જોયું, એવી આશાથી કે તેણી પોતાનો અપરાધ પોતાના ધણી આગલ કબુલ કરે છે કે નહી. પણ તેણી તો ચુપચુપ ઉભી રહી, અને જયારે તેણી બોલી ત્યારે તેણી જે શબ્દો બોલી તેથી આદમજીની લાગણી સખ્ત રીતે દુખાઇ. તેવણે પોતાની ભાભીથી એટલાં બધાં નગુણાંપણાની આશા રાખી નહી હતી. તેણી પોતાના પતીને આદમજી સામે બોલવા તથા તેની ઉપર કીનો વરસાવવા ઉસ્કેરવા લાગી, અને આદમજીને પોતાની દીકરીના ખુની તરીકે જાહેર કરવા લાગી. આ પ્રમાણે તેણીએ શા માટે કીધું તેનું કારણ આદમજી જાણી શકયા નહી હતા.'

કાજી હવે બોલતા ચુપ રહયા, અને તેવણ મારી ભણી ઇંતેજારીથી જોવા લાગયા. તે પલે હું એકબી શબ્દ બોલી શકયો નહી. વાત આગલ ચલાવવા માટે ફકત મારી ડોક હલાવી મેં ઇસારત કીધી. આથી કાજીએ મારા કમનસીબ કાકા આદમજીને લગતી અધુરી વાત નીચલા શબ્દોમાં આગલ ચલાવીઃ—

"જયારે આદમજીએ પોતાની ભાભીને પણ પોતાની વીરૂધ બોલતાં દીઠી, ત્યારે તેવણ પોતાના વડા ભાઈ હુશેનમીયાં ભણી ફરી જઇ ગંભીરતાથી નીચલા છેલ્લા શબ્દો બોલ્યા; 'તમારા ગુસ્સાને હું પુરતી રીતે લાયક છું, પણ અદાલતમાં દોડી જવાથી આપણા કુટુમ્બને લગતી એવી કેટલીક બાબદો અજવાલામાં આવશે કે જેથી આપણા કુટુમ્બમાંના કેટલાંકો વીશે લોકોમાં ખરાબ મત બેસશે, અને કુટુમ્બની હસી થશે. પણ જો હું મારા બચાવમાં તે બાબદ ખુલ્લી નહી કરીશ તો ઇનસાફની અદાલત ઘણામાં ઘણી મને દેશનીકાલની સજા કરશે, અને તેથી મારાં ગામને તથા મારા મીત્રોને ઘણી કઢંગી હાલતે છેલ્લી સલામ કરવી પડશેઃ માટે બેહેતર છે કે કુટુમ્બ પર અપજસનો ટોપલો નહી આવે અને હું સાફ હઇયે અહીંથી ચુપચુપ વીદાય થાઉં. અલ્લાહ મારો નીગેહબાન થશે. અલ્લાહજ જાણે છે કે મેં કેવી રીતે કામ કીધું હતું. હું ધારતો હતો કે વાઢકાપ કરી રોશનઆરાને બચાવીશ. પણ જે પલે મારે દ્રઢતાથી કામ લેવું જોઇતું હતું તેજ પલે મારા હાથો ધ્રુજયા. હું હવે કાંઇ કામનો નથી, અને તેથી સઘલાંઓની નજર આગલથી હમેસનો ગુમ થઇ મારૂં દુઃખ એકાંતમાં છુપો ભરાઈ રહી રહું. હું અહીં કદીબી પાછો આવીશ નહી, અને મારા વડા ભાઇથી માફી તથા દયાની કદીબી આશા રાખીશ નહી. મારા ગયા પછી જો નધારેલી રીતે તમને કાંઇ ખબર મલે, અને તેથી મારી પરનો તમારો ગુસ્સો જો કમી થાય તો હું અરજ કરૂં છું કે તે બાબદ તમોએ કદીબી બાહેર પાડવી નહી, પણ તેને દાબી રાખવી. આ દુન્યાંમાં મારી હસ્તી હતીજ નહી એમ તમોએ ધારવું. કદાચ આપણે પેલી દુન્યાંમાં પાછાં સાથે મલીશું, કે જયાં સઘલાંનાં હઇઆંમાં છુપાવેલી વાતો હમેસ ખુલ્લી થાય છે.

"'અને જયાં ખરી ઇનસાફ સઘલાંને મલે છે.' આદમજીએ આ શબ્દો છુટા પડતી વેલા પોતાના વડા ભાઇને કહયા કે જે વેલા હુશેનમીયાંની ધણીઆણી પણ હાજર હતાં. તે દીવસ પછી હુશેનમીયાંએ પોતાના આ ભાઇને કદીબી દીઠા નહી હતા, એટલુંજ નહી પણ આદમજી વીશેતેવણને કસી ખબર પણ મલી નહી હતી."

આ પ્રમાણે કાજીએ આદમજીનો હેવાલ મને કહયો હતો. તે જાણ્યા પછીજ–હા! પછીજ–મારા પીતા તથા બીજાંઓ આદમજી વીશે વાતો કરવાના શા માટે અખાડા કરતાં હતાં તેનું કારણ મને માલમ પડયું. હું ધારૂં છું કે મારાં માતાજીએ પોતાનો અપરાધ કબુલ કીધેલો હોવો જોઇએ, અને તેથી તે વીશેની ચરચા આગલ વધતી અટકાવેલી હોવી જોઇએ.

'બેટા!' કાજીએ મારી ભણી જોઇ પોતાની વાત આગલ ચલાવી 'તારા કાકા આદમજીએ એક વખત મને કહયું હતું કે જો કે તેવણ પોતાના ભાઇથી છુટા પડીને પોતાના સગાં વહાલાંઓ તથા મીત્રોને છેલ્લી સલામ કરીયા વગર શેહેર બાહેર નીકલી પડયા હતા, તોપણ તેવણનું હેત અતીષ્ય જીયાદા હતું: જેથી, તું જે ગામમાં થોડાક મ-હીના રહયો હતો તે, ગામમાં તેવણ પેહેલાં ગયા, અને એક અંધારી રાતે ટક મલતાંજ તેવણે તને પોતાના બન્ને હાથોથી પકડી બોકીઓ લીધી હતી. બીજે દીવસે તેવણ તે ગામ છોડી ગયા હતા.'

'આ જગ્યામાં વસ્વાત કરવા માટે કે?' મેં કાજીને પુછી જોયું.

'હા! એવું જણાય કે આગલ પોતાના સારા વખતમાં તેવણ પોતાના એકાદ મીત્ર સાથે અહીં મોજ કરવા આવ્યા હતા, અને તેથી આ જગ્યાએ તેવણે પોતાના બાકીના દીવસ ગુજારવા ઠરાવ કીધો હતો. આ જગ્યાએ પોતાની હુલડાઇ માટે પશ્ચાતાપ કરવા, દુઃખમાં બાકીના દહાડા ગુજારવા તથા મરવા તેવણ આવ્યા હતા. જ્યારે તેવણ પેહેલ વેહેલા અહીં આવ્યા ત્યારે અમે સઘલાંઓએ જોયું હતું કે તેવણ કાંઇ મોટા દુઃખ તલે કચડાઇ જઇ ગુપચુપ બલાપો કરતા હતા. આ દુઃખ શું હતું તે અમે તે પલે જાણતાં નહી હતાં, તોપણ અમોને તેવણની ઘણી દયા લાગતી હતી. તેવણ સીરાઇમાં આખો દીવસ ભરાઇ બેસી બંદગી કરીયા કરતા, અને સાંજ પડતાં બાહેર નીકલતા, અને પેલી ટેકડી પર પોતાની જન્મભુમી તરફ મોંહ કરી ઉભા રહી વીચારમાં ગરક થતા હતા. તેવણ નીયમીત મસીદમાં પોતાની હાજરી આપતા હતા. મારા સીવાય બીજાં કોઇની આગલ તેવણે પોતાને લગતી વાત કીધી નથી. તેવણ કદીબી પોતાના ફેર-વાઇ ગયલાં નસીબ માટે અફસોસ કરતા જણાયા નહી હતા. તેવણનું સઘલું મન અલ્લાહની બંદગી કરવા પાછલ રોકાયલું હતું મરવાની બે કલાક અગાડી તેવણે બેસુધ્ધીમાં બકબકારો કરીયા કીધો હતો, અને તે વેલા તેવણે જણાવ્યું હતું કે તેવણની બ્હાલી દીકરી રોશનઆરા તેવણના બીછાણા આગલ હસ્તી ઉભી રહી તેવણને પેલી દુન્યાંમાં લઇ જવા માટે ખોટી થતી હતી. પણ વધારે અજાયબ જેવું તો એ છે કે જયારે તેવણ મરણ પામ્યા ત્યારે તેવણ હસ્તું મોંહ રાખી બેહસ્તનશીન થયા હતા—કે, જે બનાવ મારી હઇઆતીમાં મેં પેહેલ વેહેલોજ દીઠો હતો.'

આ પ્રમાણે કાજીએ મારા કમનસીબ કાકા આદમજીની દુઃખી જીંદગીની કહાણી પુરી કીધી હતી. મને તે પલે મારા કાકા વીશે કેવી દલગીરી લાગી હશે તેનો કોઇને પણ ખ્યાલ નહી હશે. પણ આતો સઉ કોઇ કબુલ કરશે કે આદમજીએ આ દુન્યામાં સુખને બદલે દુઃખ વધારે જોયું હતું. પણ તેવણ હવે પેલી સુખવારી દુન્યામાં છે: ફકત તેવણે ખમેલાં દુઃખની યાદ આ ફાની અને ઠગારી દુન્યામાં રહી ગઇ છે, આ પ્રમાણે મારાં કુંટુંબનો ભેદ મેં ખુલ્લો કીધો છે. એ પરથી સઘલાં-ઓને ઘણો ધડો લેવાનો છે; તે શું તે તો સઘલાં જાણતાં હોવાથી હું વધારે બોલી સકતો નથી.

**સમાપ્ત.***

---

* *BROTHER GRIFFITH'S STORY OF THE FAMILY SECRET—IN THE QUEEN OF HEARTS.—BY WILKIE COLLINS.*

# દાદાભાઇ દાકતરની દીકરીઓ*.

જ્યારે મે માસનો તેજસ્વી સુરજ પોતાની છેલ્લી આરામગાહની જગ્યામાં જવાની તઇઆરીમાં હતો, તે વેલા અઉરંગાબાદના એક બંગલા આગલ ગાડી ઘોડાઓની જબરી ધમાલ પડતી જણાતી હતી, અને તેનું કારણ એ હતું કે અઉરંગાબાદના જાણીતા દાકતર દાદાભાઇની પુતલીબાઇ નામની દીકરીના પેશોતન પાલનજી પટેલ સાથે લગ્ન તે દીવસે થયાં હતાં

અઉરંગાબાદમાં દાકતર દાદાભાઇ જાણીતા હતા. તેવણ ત્યાં તબીબનો ધંધો કરતા હતા. પણ તેવણને ત્યાં પાંચ લક્ષમીબાઇઓ પધારીયાં હતાં, અને આટલાં વરસ સુધી તેવણના પઇસાએ ખીચડો ખાયા કરતાં હતાં; પણ આપણે જોઇ ગયાં તેમ એક લક્ષમી તે દીવસથી દાકતરના ઘરમાં પોતાની ચાલુ હસ્તી દેખાડતી બંધ પડી હતી. એક બીજી બે મહીના અગાડી પરણી ગઇ હતી. એટલું ઠીક હતું કે દાકતર સાહેબને ત્યાંની આ લક્ષમીઓ જરા ખુબસુરત હતી, તોપણ દાદાભાઇના ધણીઆણી રતનવહુ રાતને દીવસ તેણીઓનો કેવી રીતે ઉઠાવ થશે તે માટે ફુરસદ મલતાં ફીકર ચીંતામાં ગુજારતાં હતા. તેવણ પોતાની દીકરીઓને સારે સારે ઘર ઠેકાણે પાડવાં માટે આતુર હતાં, પણ મુખ્ય પીડા પઇસાની વચ્ચમાં નડતી હતી. દાકતરની ઠીક ઘરાકી હતી, પણ તેવણ દુલ્લા જીવના હોવાથી છુટે હાથે તે ખરચી નાખતા, અને બાકી જે વધતા તે તેવણની આ લક્ષમીઓ સારીઓ, પોલકા, બુટસ ઇત્યાદીમાં પુરા કરતી હતી. દાદાભાઇની આ દીકરીઓને ભપકો સપકો કરવાનો ઘણો અભખરો, અને દાદાભાઇ મોટે મોટે ઘેર તબીબ તરીકે પલોતાયલાઃ એટલે આવક પાણીના રેલાની પેઠે ખરચાઇ જતી તે જણાતી નહી, અને તેથી સામેવાલાંઓ રીતમાં હજારો રૂપ્યા માંગે તે દાદાભાઇ પોતાના કયા કપાલમાથી લાવી આપે?

તોપણ આપણે જોઇ ગયાં તેમ તેવણની બે દીકરીઓનો ઉઠાવ થયો હતો. છેલ્લી પરણેલી દીકરી કોઇજ નહી પણ પુતલીબાઇ હતી. પુતલીબાઇને ઘરમાં 'પુતલી' તરીકે સઘલાંઓ બોલાવતાંઃ માટે આપણે પણ હવેથી તેણીને 'પુતલી' નામેજ બોલાવીશું.

દાકતરની સઘલી દીકરીઓમાં આ દીકરી નામેજ નહી પણ કામેબી ખરેખરી પુતલીજ હતી. તેણી તદન સાદી હતીઃ એટલુંજ નહી પણ તેણીનામાં હેંકાર તથા તચાકપણું જરાએ નહી હતું. બીજી દીકરીઓ કરતાં પુતલી જો કે ખુબસુરતીમાં સેજ ઉતરતી હતી; તોપણ તેનો બંગ વાલવા માટે ઇશ્વરે તેણીનામાં સારા ગુણોનો ભંડાર રેડયો હતો. પણ આપણે પુતલીના લગ્ન થયાં તેની બે મહીના અગાડી જે બનાવ બન્યો તે પર નજર કરીએ, કે જ્યારે દાદાભાઇની દીકરીઓમાંથી પહેલ વેહેલીજ એક દીકરીનો ઉઠાવ થયો હતો. પુતલી તો બીજી આવી હતી.

દાદાભાઇને ત્યાં જે પહેલાં લગ્ન થયાં તે મારચ માસમાં હતાં. તે વેલા તેવણની વડી દીકરી આલીનો ઉઠાવ થયો. આલી પોતાની બીજી બેહેનો કરતાં જરા વધારે ખુબસુરત હતી, અને તેવણના પોશાકનો ઠાઠમાઠ પણ જબરો હતો. આલીનામાં શું શું મુખ્ય ગુણો હતા, તે આપણે હાલ તરત જાણતાં નથી, પણ એટલું તો ખરૂં કે કાવજસા કુંવરજી કપટાને તેણીના હાથની માંગણી કીધી હતી, અને તે તરતજ મોટી ખુસાલીથી બહાલ રાખવામાં આવી હતીઃ

---

* આ વાર્તા ઓગણીસમી રાતે શરૂ થઇ હતી.

કારણકે કાવજસાનું કુટુમ્બ જરા વીખ્યાતી પામેલું હતું, અને વલી કાવજસાની પુંજી પચાસથી સાઠ હજારની સરકારી બાંડો વગેરેમાં રોકાયલી હતી. તેવણુનો અહરંગાબાગમાં એક નાનો પણ સુંદર બંગલોબી હતો. એટલે રતનવહુના વીચાર પ્રમાણે આલીનું સારે ઘેરથી માંગું આવ્યું હતું. કાવજસાનું માંગું જેવું કબુલ રાખવામાં આવ્યું કે લગ્નની ઉતાવલ ચાલી, અને આપણે જાણી ગયાં તેમ મારચ મહીનામાં આલી કાવજસા સાથે પરણી.

પહેલી રાતના આશીરવાદ સરાયા કે જમાડવાની ધમાલ ચાલી; પરોણાઓ જમી રહયાં કે પછી મોટો ભાગ જવાની ઉતાવલમાં પડયો, જેથી દશ વાગ્યા કે થોડાક અતલગના પીછાણવાલાઓ સીવાય દાદાભાઈના બંગલામાં કોઈ રહેલું નજરે પડતું નહી હતું. આ થોડાંઓ પણ પાછલી રાતના લગ્નની લેહેજત ચાખી સીધારવાના હતા; તેમનો મુખ્ય ભાગ દાકતર અને તેવણુના ધણીઆણી રતનવહુના કાલાવાલાથી રહયો હતો.

દશના ટકોરા પડયા કે આશીરવાદ સારવાના ઓરડામાં એક કોચ પર રતનવહુ જરા અલેટાયાં. આખાં દીવસની મેહેનતથી તેવણ ઠાકી ગયાં હતાં, તેથી હાલ જરા વીસામો લેતાં હતાં. તેવણુની નજદીકનાજ કોચ પર ધનાકાકી અલેટાયલાં જણાતાં હતાં. ધનાકાકી દાકતરના વડાં બેહેન થતાં હતાં. તેવણ વીધવા હતાં, અને તેવણુને ત્યાં એકબી છોકરાંની વૃધ્ધી થઈ નહી હતી, તોપણ તેવણુના બેહસ્તી પતી પોતા પાછલ ઠીક પુંજી તેવણુને માટે મુકી ગયા હતા: એટલે ધનાકાકી ચાર પઈસે સુખી હતાં. તેવણુનું નામ ધનબાઈજી હતું, પણ દાકતરની દીકરીઓ તેવણુને ધનાકાકી તરીકે બોલાવતાં, તેથી એજ નામ પડી ગયું હતું. દાકતરના ધણીઆણીનું નામ રતનબાઈ હતું, પણ તેવણુને બધાંઓ રતનવહુ કરીને હાંક મારતાં, તેથી તેવણુનું નામ પણ જુજ મુદતમાં રતનવહુ પડયું હતું. થોડા વખતમાં એકાદ નામ ચાલુ વપરાસથી કેવું બદલાઈ જાય છે, તે તો આપણે દરેક જણા જાણ્યે છીએ, અને તેનો દરેક જણાને અનુભવ છે. રતનવહુ નામની શરૂઆત પેહેલાં કોણે કીધી તે કાંઈ જણાતું નથી, અને આપણને તે જાણવાની કસી જરૂર પણ નથી.

ઉપર કહી ગયા તેમ રતનવહુ અને ધનાકાકી પાસે પાસેના કોચ પર સેજ અલેટાઈ બેઠાં હતાં, તેટલાં રતનવહુ એકાએક સીધાં બેસી જરા દુખી સાદે બોલી ઉઠયાં: 'અરેરે! મને જરાએ ચેન પડતું નથી!'

'એતો ઘણું કસ્તર ખાધાથી જરા પેટમાં બાદી થવાનું પરીણામ!' ધનાકાકીએ જણાવ્યું.

'કસ્તર ખાધું તેથી? હું શું કહું છું ને તમે શું બકો છો? પેલી મારી દુકતીઓ આગલ—એ કઈ છે વારૂ? પુતલી છેની? હા, તેણીજ આગલ—પેલો જવાન બેઠો છે તે જોયો કે? ધનાકાકી! તમે તેને દીઠો કે?'

'હા! ઘણા મજેહના ઘાટઘટમનો છે.' ધાનાકાકીએ જોઈ કહયું.

'મજેહના ધાટધટમનો! છટ,છટ! હું તો તેમ ધારતી નથી.'

'ઘણો મજેહનો મને તો એ લાગે છે! મને એના મોંહ પરથીજ જણાય છે કે એ સારી ચાલચલણનો હશે!' ધનાકાકીએ જણાવ્યું. તેવણ લોકોના મોંહ પરથી તેની ખાસ્યત પીછાણવાનો દાવો કરતાં હતાં, અને તેથી કોઈ કોઈ વેલા સાંભલનારાંઓમાં ઘણી ગમત પડતી હતી; મુખ્ય કરી દાકતરની દીકરીઓ તેથી મજાહ મેલવતી હતી 'પણ તેનું શું?' ધનાકાકીએ પુછયું.

'હું ધારૂં છું કે એ મારી બાકી રહેલી દીકરીઓમાંની એકુનો હાથ મેલવવા માંગે છે, અને તેથી હું ધભરાટમાં પડી છું. એક તો બીચારી આજેજ અહીંથી જશે, જયારે આટલી ઉતાવલથી બીજીને ગુમાવવાનું મારૂં દીલ ચાલતું નથી. થોડોજ વખત અગાડી એણે મારી આગલ એવીજ મતલબનો કાંઈ ઈશારો

કીધો હતો. સેવો જોયું કે! હવે એ દાદાભાઈ આગલ જઈને બેઠા છે. સેવો જોયું કે, તે કાંઈ હવે ખુબ વાતમાં રોકાઈ ગયો છે. હોરાવ દુકતીઓ! અહીંઆં જરા આવો!' રતનવહુએ મોટેથી હાંક મારી પોતાની દીકરીઓને પોતા હજુર બોલાવી. આલી સીવાય સઘલી દીકરીઓ તેવણુ આગલ આવી ખુરસી, કોચ, ઇત્યાદી પર બેઠી.

'એ તમારામાંથી કોણુની સાથે પરણુવા માંગે છે?' રતનવહુએ જરા છછણી પડી પુછયું 'પણુ પુતલી! તું એટલી બધી લાલ ભુંડ કેમ બની છે?'

પુતલીના ગાલ પર ખરેખરી લાલી ચહડી આવી હતી. તેણી તેથી માહીતગાર હતી. તેણી અને પેશોતન વચ્ચે લાંબો વખત થયાં છુપી ગોઠવણુ થઈ હતી, અને તે હવે જાહેર રીતે કરવા તેઓએ ઠરાવ કીધો હતો. પેશોતન ફરવા હરવાની જગ્યા આગલ તેઓ સાથે મલતો અને હસતો બોલતો હતો. તે દાકતરનો મીત્ર હતો, અને દાકતરેજ પેશોતનને પોતાના કુટુંબ સાથે પેહલ વેહલી મુલાકાત કરાવી હતી. પેશોતન તે પલે પોતાની એકાદ દીકરીના હાથની માંગણી દાકતર પાસે કરતો હતો એવો જે શક રતનવહુના મનમાં પેઠો હતો તે ખરો હતો. આગલે દીવસે પેશોતન અને પુતલી વચ્ચે એવો ઠરાવ થયો હતો કે બીજે દાને (યાને આલીના લગ્ણને દીવસે) પેશોતને પુતલીના હાથની માગણી દાદાભાઈ અને રતનવહુ પાસે કરવી, અને તે ઠરાવ પ્રમાણુ પેશોતન દાદાભાઈની ફુરસદનો લાભ લઈ તેવણુ આગલ ગયા હતા. થોડી વારમાં દાકતર પુરતી ખબર સાથે પોતાના ધણીઆણી રતનવહુ અને પોતાની બહેન ધનબાઈ આગલ આવી પુગ્યા.

'રતન! હું તને કાંઈ પુરા ખબર કહું—' દાકતરે બોલવું શરૂ કીધું.

'મેં તે અગાડીથી જાણ્યું?' રતનવહુ પોતાના ધણીની વચ્ચમાં બોલી ઉઠયાં 'પણુ તમે શું જવાબ દીધો?'

'અલબતાં! ઘણુાજ સહેલો!' દાકતરે જણાવ્યું "મેં પેશોતનને જણાવ્યું કે જો તેવણુ અને પુતલીએ જો ઠરાવજ કીધો હોય તો હું તેની વચ્ચે આવવાનો નથી. તેઓ બન્ને જો સમજી ચુકયાં હોય તો મારે તેમની વચ્ચે આવી 'ના' કરી કહેવું નથી. મેં પેશોતનને કાલે બપોરના તથા રાતના આપરે ત્યાં જમવા આમનત્રણુ કીધું છે. કેમ, ધના? મેં બરાબર કીધું છેની?" દાદાભાઈ દાકતરે હવે પોતાની બહેન ભણી ફરી તેવણુને જણાવ્યું.

'તમારી જગ્યા પર હું હોઉં તો હું પણુ તેમજ કરૂં.' ધનાકાકીએ જણાવ્યું 'મને તો લાગે છે કે એ મજાહનો છોકરો છે; અને તે મારી પુતલીને સુખી રાખશે. દીકરી પુત—' રતનવહુનું હવે ઘણું પાકી ગયું તેથી તેવણુ ધનાકાકીની વચ્ચમાં બોલી ઉઠયાં:—

'અને આવો તમે જવાબ આપ્યો કે?' રતનવહુએ પોતાના ધણી દાદાભાઈ ભણી જરા ગુસ્સાભેર જોઈ કહયું 'જાઓ! જાઓ! સદાના તમો એવાજ ઉલ્લુ રહયા! પેશોતને પુછયું અને તમે હા પાડયું? શા પર? તે અને દુકતી પુતલી શા પર કુદે છ? એના પાસે પુંજી શું છે જે?'

'તું ધારે છે તેટલું બધું ખરાબ નથી.' દાકતરે પોતાના ધણીઆણીને જણાવ્યું 'ગયેજ મહીને પેશોતનના પગારમાં વધારો થયો છે, અને બીજા છએક માસમાં હાલ જે મલે છે તે કરતાં દોઢ ઘણો મલવાનો સંભવ છે.'

'વલી હાલ તે કેટલા હશે?' રતનવહુએ જણાવ્યું.

'હાલ સવાસો રૂપ્યા દર મહીને મલે છે, અને છોકરાઓને ખાનગી રીતે સીખવવાના બીજા આસરે ત્રીશ મલે છે તે જુદા.' દાકતરે જણાવ્યું.

'ત્યારે એની પર એઓ કુદે છે કે?' રતનવહુએ તણુકો કરી જણાવ્યું. 'એટલી રૂપરડીની આવકમાં ઘર મંડાતું હશે કે? બોલની દુકતી?' રતનવહુએ બીચારી પુતલી ભણી જોઈ પુછયું.

'પુતલી!' દાકતરે પોતાની આ દીકરીને જણાવ્યું 'તારી માને પુછ કે તમે પરણ્યાં ત્યારે તમારો વર શું પગાર પાલતો હતો?'

'મુગા રહો! એમ ટકટક ના કરો!' રતનવહુએ તચકો કરી દાકતરને જણાવ્યું. 'હમણાની અને તે વખતની હાલત વચ્ચે આસમાન જમીનનો ફરક છે, તે તમે વીસરી ગયા કે?'

દાદાભાઈ દાકતર એનો ઉતર દેવાને બદલે ખડખડ હસ્વા લાગ્યા.

'પુતલી! આ વાત તારે ધ્યાનમાં રાખવી કે તે વેલા તારા પપાનો ધંધો વધ્યો જતો હતો.' રતનવહુએ હવે પોતાની દીકરીને જણાવ્યું 'તે વેલા તારા પપાની કીરતી વધતી જતી હતી. જ્યારે, તેથી ઉલટું, પેશોતનનો લવાજમ તો કડાચજ વધે? તારા પપાનો ધંધોજ એવો છે કે કોઈના ઓસ્યાલા રહે નહી, જ્યારે તેથી ઉલટું પેશોતનની નોકરી એવી છે કે જો કોઈ કડાચ વધુ લવાજમની જગ્યા ખાલી પડે તો તે મેલવવા માટે મોટો લાગવગ સરકાર (કેલવણી ખાતાં?)માં લગાડવો જોઈએ. પેશોતન બીજાઓને કેલવણી આપે છે, જ્યારે હું એને પુછુંછું કે આબરૂ દરકારથી અને મોભાથી બઈરી સાથે રહેવા શું એ સવાસો રૂપરડી પુરતી છે કે? તેવણ પોતાનો ખરચ હાલ સેહેલાઇથી કરતા હશે, પણ પરણ્યા પછી બઇરી માટે પણ ખરચ કરવો પડવાનો, તે શું એવણ વીસરી જાય છે કે? વલી જો છોકરાં આવે તો પછી તેઓનું શું?'

'પુતલી! તારી મમાને પુછ કે ત્યારે દર મહીને દશ, પંદર, વીસ, પચીસ રૂપ્યાનો પગાર પાલનારાઓ કેવી રીતે પોતાનો તથા પોતાના બાઇડી, બચ્ચાં, છોકરાં, વગેરેનો ખરચ કરે છે? અને વલી તેઓ આબરૂદાર પણ ગણાય છ કે નહી?' દાકતર દાદાભાઇએ પોતાની દીકરી પુતલી, જે પોતાની બેહેનો આલી, પીલી, મેહલ્લી, અને જીલી સાથે ચુપચુપ પોતાના મમાનું 'લેકચર' સાંભલતી બેઠી હતી તેને કહયું.

'વળી પાછા તમો મારી વચ્ચે બોલ્યા કે?' રતનવહુએ હવે પોતાના પતીને ધમકાવ્યા 'તમો માટીડાઓ એ બાબદમાં શું જાણો? એ તો હુવા માંગો અમો બઇરાંઓને કે અમે અખઇ રહયાં લાંબી પોંહોંચ દોડાવી કરકસરથી ખરચ કરીએ છીએ. તમો માટીડાઓ પઇસા મેલવી જાણોઃ કાંઇ ખરચી જાણો છો? બે આનાનો મુવો માલ હોય તો તમે તેનો અડધો રૂપ્યો કહાડી આપો. વેચનાર બે આનાના માલનો એક રૂપ્યો માંગે તો તમો તરતજ અડધો રૂપ્યો તેનો આપવા કહો, જ્યારે એ લુચ્ચા વેચનારાઓની અમો બઇરાંઓને સઘલી રીતની દફાંસીનો અનુભવ હોવાથી પેહેલાં, તે જો રૂપ્યો કહે તો, અમે તેનો એક આનો કહીએ. અને રકજીક પછી તેજ ચીજ બે આનામાં ખરીડયે! માટે તમો હવે મારી વચ્ચે ટકટક ના કરો!'

પોતાના ધણીઆણીનું આ લાંબુ 'લેકચર' સાંભલી દાદાભાઈ દાકટર ખડખડ હસ્વા લાગ્યા, અને પછી પોતાની દીકરી પુતલી ભણી મોંહ કરી બોલ્યાઃ—'પણ પુતલી! તું મુંગી શું કામ બેઠીછ? તારાં મમાને પુછની કે દશ પંદરનો દરમાયો પાલતો સખસ આબરૂ દરકારથી કેવી રીતે ગુજારો કરતો હશે?'

'ત્યારે તમારી દીકરીને તેવા એકાદની સાથેજ કાં નહી પરણાવતા?' રતનવહુએ પોતાના ધણીને પુછયું.

'જો મારી દીકરી પોતે તેવા સાથે પણ પરણવા માંગણી કરે તો હું તેની વચ્ચે આડો નહી!' દાકતરે ઉતર વાલ્યો.

'હવે એ તકરાર પડતી મુકોની તો.' ધનાકાકીનું ઘણુંજ ગરી ગયું તેથી હવે તેવણ વચ્ચે બોલ્યાં 'વારૂ, દાદાભાઇ! એ પેશોતન કેવું માણસ છે?'

'વલી માણસ જેવો માણુસ!'

'હું એમ પુછું છું કે તે આબરૂ દરકારવાલો છેની?'

'હા! એક ગ્રહસ્થ!' દાદાભાઇએ જણાવ્યું 'આટલા મહીના થયા તમો સાથે ઓલખાણ

છે, તોબી તમો લોકો જાણુતાંજ નથી કે? જેવી મારી આબરૂ છે, તેટલીજ એની પણુ છે. ફરક એટલોજ કે હું દવાઈ આપીને કમાઉં છું, જ્યારે એ મારો મીત્ર છોકરાંઓને કેલવણી આપીને કમાય છે. એની પાસે કેલવણીખાતાંના મોટા મોટા અમલદારોએ એની સારી ચાલ માટે આપેલી ઘણી સરસ સરટીફીકેટો છે. આથી બીજું વધારે શું જોઈએ? એનામાં એકબી ખરાબ ગુણ હું જોતો નથી. ફકત એ ઘણો સરમાલ છે, બાકી એનામાં ગ્રહસ્થને છાજતા દરેક સદ્‌ગુણો છે. વલી છ મહીનામાં એનો દરમાયો વધવાની આશા છે.'

'પણુ ધારો કે એની અહીંથી બદલી થઈ તો?' રતનવહુએ હવે જરા નરમ થઈને પુછ્યું.

'વલી તેવે વખતે પુતલી પણુ તેની સાથેજ જાય!'

'એટલે?'

'એટલે, ઓટલો! દાદાભાઈએ હસીને જણુાવ્યું 'એ તે કેવો સવાલ! જ્યાં ધણી જાય ત્યાં વલી તેની ધણીઆણી પણુ જાય!'

'ત્યારે શું મારી આ દીકરી મારેથી દુર વસે કે?'

'તેમાં શું છે? તમારી દીકરી તે મારી દીકરી નહી કે? આ દુન્યામાં લાખો બલકે કરોડો દીકરીઓ પોતાના મા બાપથી હજારો માઈલને તફાવતે રહેતી હશે, ત્યારે શું તેઓ સુખથી રહેતી નથી હોતી કે?'

'બીજાંઓ ગમે તેમ કરે; પણુ મારો જીવતો મનાય નહી બા! હું પેશોતનને મારી દીકરી આપવા ના પાડું છું.' રતનવહુએ જણુાવ્યું.

'શા માટે નહી?' ધનાકાકીએ હવે પુછ્યું.

'કારણકે પેશોતનનો પગાર બન્નેનો ખરચ આબરૂ દરકારથી ચલાવવા જેટલો પુરતો નથી.' રતનવહુએ જણુાવ્યું.

'હા! હા! હા!' દાદાભાઈ પાછા હસવા લાગ્યા. 'પણુ રતન! તું મને કહેશે કે એ કરતાં પણુ ટુંક પગારનો માણુસ કેવી રીતે રહે છે તે?'

'રતનવહુ! એમાં તમારી ભુલ છે!' ધનાકાકીએ ટેકો આપ્યો જો તમારી બીજી દુકતીઓમાંની એકાદના હાથની માંગણી પેશોતન જેવા આવકવાલા સખસે કીધી હતે તો હું પણુ તમારાં મત સાથે મલતી થતે. પણુ પુતલીની વાત તદન જુદી છે. તમારી બીજી દીકરીઓ બોડીસ, પોલકા, બુત, વગેરે ફાશીનોમાં ચરી રહેલી છે, અને તેમાં ઉડાઉપણુ પઈસો ફોકતમાં ગુમાવે છેઃ જ્યારે તેથી ઉલટું પુતલી તદન સાદી અને સ્યાનપણુ ધરાવનારી છે. જ્યારે એ મારે ત્યાં રહેલી હતી, ત્યારે મેં એને કરકસરથી પણુ આબરૂદરકારથી રહેવા માટે કેવી રીતે પઈસા ખરચવા તેની મેં એને તાલીમ આપી છે; પાછલથી જ્યારે હું સીક પડી ત્યારે મારાં ઘરનો કારભાર એનાજ હાથમાં હતોઃ તે વખતે એને જેવી રીતે કારભાર ચલાવ્યો તે પરથી મારી ખાતરી થઈ છે કે તમારી સઘલી દીકરીઓમાં એ પુતલી ડાહી છે, અને કરકસરથી ઘર ખરચ ચલાવતાં એને આવડે છેઃ માટે મારી તો ખાતરી છે કે એ સવાસોના દરમાયામાં આબરૂદરકારથી પોતાના ધણીનું ઘર ચલાવી શકશે.'

'બરેવો સીસ્ટર!' (ધન છે, બેહેન, તમને!) દાદાભાઈએ ખુસાલીથી પોતાના બન્ને હાથો ચોલીને જણુાવ્યું. પુતલીએ ધનાકાકી તરફ માયા અને પ્રેમ સહીત નજર ફેંકી; જ્યારે બીજા હાથ પર પુતલીની સઘલી બેહેનો જરા ધુમટો ચઢાવી ધનાકાકી ભણી જોવા લાગ્યાં.

'પણુ ધનાકાકી!' રતનવહુએ તકરાર ચલાવી 'તમો આવાં દુરઅંદેશ થઈને વીસરી કેમ જાઓછો કે જો પેહેલે વરસે દર મહીને સવાસોનો ખરચ થાય તો બે ત્રણુ વરસ રહીને દર મહીને બસો હડીસોનો તો જરૂર ખરચ થાય છે.'

'રતનવહુ!' ધનાકાકીએ જણુાવ્યું 'તમારી એ તકરારબી આગલ ચાલવાની નથી. મને એ બાબદ સર ગઈ કાલેજ પુતલી સાથે વાત થઈ, અને અમારી વચ્ચેની વાતચીત પરથી

જે સાર મને માલમ પડયો તે એ કે તેઓ પેહ-લે વરસે દર મહીને સવાસો રૂપ્યા ખરચવાનાજ નથી. તેઓ ઘણામાં ઘણા એંસી પંચ્યાસી રૂપ્યાથી ઘર ચલાવવા આશા રાખે છે, અને પુતલીએ મને જે હીસાબ આપ્યો તે પરથી મારી ખાતરી થઇ છે કે એટલા રૂપ્યામાં એઓ બન્ને માટી બઇએર આબરૂ દરકારથી રહી શકશે ખરાં! એ પરથી તમો જોશો કે પેશોતનની હાલનીજ આવકનો આંક દર મહીને દહોડસોનો (સવાસો પગારના અને પચીસ ત્રીસ ત્યુસન આપવાના મલી) આવે છે, જેથી એ દહોડસોમાંથી જો આપણુ નેવુંબી રૂપ્યા ઘર ખરચ માટે બાદ કરીએ તોબી તેઓ દર મહીને સાઠ રૂપ્યા બચાવે છે, જે અલબતાં તેઓ ખરચી નાખવાને બદલે સેવીંગ-બેંકમાં મુકવા માંગે છે. વલી થોડા મહીનામાં પેશોતનનો પગાર વધશે, તેથી સેવીંગ-બેંકમાં દર મહીને વધારે રકમ ભરવામાં આવશે, જ્યારે ઘર ખરચમાં સેજ વધારો થશે.'

'એ બધા એઓના અટકલના ફાટીયાજ તો!' રતનવહુએ જણાવ્યું 'હું અજબ થાઉં છું કે તમો તમારી અક્કલ કેમ વેચોછો? પરણ્યા પછી ફકત થોડાજ મહીનામાં ખરચ કેવો વધી જાય છે તેનો એ કુમારાંઓને જરા પણ ખ્યાલ હોતો નથી. ફરનીચરમાં ભાંગટુટ, ફાટી ગયલાં અને કોહી ગયલાં કપડાં પાછાં નવાં સાવડાવવાં, વગેરેનો ખરચનો ખ્યાલ અગાડીથી એઓને હોતો નથી.'

'મમા! તેની પણ અમે અગાડીથી ગણતરી કીધી છે.' પુતલીએ હવે જબાં હલાવી. 'કેમ ધનાકાકી! ખરૂં કેની? મેં તે પણ ખરચ ગણાવ્યો હતો ની?'

'પણ એ કરતાંબી વધારે મોટો ખરચ જુદી ચીજ પર થાય છે!' રતનવહુએ જણાવ્યું 'છોકરાંઓ?'

પુતલી બાપડી આથી ચુપ રહી; તોપણ તેણીની તરફથી ધનાકાકી પાછાં તકરાર કરવા બાહેર પડયાં.

'છોકરાંઓ?' ધનાકાકીએ રતનવહુ ભણી જોઇને કહયું 'ઘરમાં છોકરાંઓ હોય તો વલી વખત પસાર થતાં વાર લાગેજ નહી. છોકરાં જેવું ઘર હસાવનારૂં બીજું કોણ હોય છે જે?'

'એતો ખરૂં!' રતનવહુએ તકરાર ચાલુ રાખી 'છોકરાં' આપણને વહાલાં લાગે છે; છોકરાંથી વખત પસાર થાય છે તે જણાતો નથી; છોકરાંથી ઘર સદા હસ્તું હોય છે; પણ વેધુ ખરચનું કેમ? તેઓ કાંઇ પોતા સાથે પઇસાબી લેતાં આવતાં નથી તો?'

'હું ધારૂં છું કે છોકરાંઓ સાથેબી એઓ સારી રીતે રહી શકશે,' ધનાકાકીએ જણાવ્યું 'પુતલી માટે પેશોતન તરફથી આવેલું માંગું મને તો બા પસંદ છે. રતનવહુ! તમોએ એમાં ફાંચર નાખવી નહી જોઇએ.'

'જ્યારે તમો સઘલાંઓ બોહોસજ કરો છો, ત્યારે તો હું એ લગ્નની વચ્ચે આવતી નથી.' રતનવહુ આખરે ઠેકાણે આવ્યાં 'પુતલી! તારા પપા જે કરે તે ખરૂં!'

'પુતલી!' દાદાભાઇએ પુતલીને જણાવ્યું 'તારી અને પેશોતનની જ્યારે ખુશીજ છે, ત્યારે હું તે માટે મારી મન્જુરીઆત આપું છું, અને જણાઉં છું કે તમો બન્ને જન્મ સુધી સુખી રહો!'

'અને પુતલી!' ધનાકાકીએ ઓવારણા લઇને જણાવ્યું 'તારી ધનાકાકી ઇચ્છે છે કે તું વરદીકરાંઓનું સુખ જોય!'

અને વાંચનાર! આ પ્રમાણે પુતલીના લગ્ન પેશોતન પાલનજી પટેલ સાથે ગોઠવાયાં હતાં. તેઓ વલી પરણ્યાં પણ હતાં: કારણ કે આપણે આ વારતાની શરૂઆતમાં તે બનાવ જોઇ ગયાં છીએ. હવે જે જોવાનું અને જાણવાનું બાકી રહયું છે તે એકે રતનવહુની ધાસ્તી ખરી પડે છે કે, ધનાકાકીની અગાહી સફલ થાએ છે. એ જાણવા માટે હવે આપણે એ લગ્નના દીવસ પછીનો એક લાંબો કુદકો મારીએ: યાને બીજા શબ્દોમાં જણાવ્યે તો

લગણુ-દીવસ પછીના થોડા મહીનાનો ગાલો નાખી આપણી વારતા આગલ ચલાવ્યે.

અહરંગાબાદના જે લટામાં ડાકતર દાદાભાઈ રહેતા હતા, તે લટાથી આસરે એક માઈલને તફાવટે પુતલીબાઈ તથા તેવણુના ધણી, તે 'અહરંગાબાદ સ્કુલ'ના હેડ માસ્તર પેશોતન પાલનજી પટેલ, રહેતાં જણાતાં હતાં; તેઓ જ્યાં રહેતાં હતાં, ત્યાંનું ઘરભાડું સસ્તું હતું. વલી જગ્યા પણ કુસાદે વાપરવાની મલી હતી, અને તે ઉપરાંત ઘરની—કહોકે બંગલાની—આસપાસ એક નાનો સરખો કમ્પાઉંડ આવેલો હતો: જ્યાં આ માટી બઈએરે એક નાનો જેવો પણ ખુશનુમાં બાગ બનાવેલો દીસ્તો હતો. આ સુખદાયક મકાન સસ્તું હતું, તેનું કારણ સોધવાં દુર જવું પડવાનું નથી. જેઓ મોટાં શેહેરોમાં વસે છે તેઓ બરાબર જાણે છે કે ખુદ શેહેરના ભીતરના યાને કોટના ભાગમાં આવેલાં ઘરોનું ભાડું અતી ઘણું મોંઘું હોય છે, જ્યારે કોટની બાહેરના લટાઓ પર વાપડવા માટે જગ્યા કુશાદે હોવા છતાં ત્યાંનું ભાડું હમેસાં સસ્તું હોય છે; અને તેજ પ્રમાણે પુતલીના ભાડેના બંગલાના બાબમાં પણ હતું. એ બંગલામાં આજ કેટલાક મહીના થયા પુતલી સાથે તેણીનો વર પેશોતન સલાહ સંપજથી અને આબરૂ દરકારે સુખમાં રહેતો જણાતો હતો. તેઓ અહીં ગોઠવાયાં હતાં: તેમના લગણ સુખી નીવડશે કે દુ:ખી, તે આપણે આગલ ચાલતાં જોઈશું. એ જાણવા માટે આપણુને પુતલીના કુટુમ્બ સાથે તેણીની બેહેન આલીના કુટુમ્બ સાથે સરખામણી કરવી પડશે. રતનવહુએ પુતલીના લગણથી ધાસ્તીની અને આલીના લગણથી સારાંની આશા રાખી હતી, જ્યારે બીજા હાથ પર ધનાકાકીએ એથી ઉલટાંનીજ આશા તથા ધાસ્તીની આગાહી કાંપી હતી. ધનાકાકીની આગાહી રતનવહુ કરતાં ઉલટીજ હતી: યાને ધનાકાકીએ એવી આગાહી કાંધી હતી કે પુતલીના પેશોતન સાથે થયલાં લગણનું ફલ સુખી નીપજશે, જ્યારે આલીના કાવજસા કપટાન સાથના લગણનું દુ:ખી ફલ નીપજશે. એ બેમાં કોણ ખરૂં હતું, તે જોવા માટે આપણુને એઓ બન્ને વચ્ચે સરખામણી કરવી પડશે; એટલો ઇસારો કરી આપણી છોડી દીધેલી બાબદ પાછી હાથમાં ધરીએ.

પુતલીના લગણનાં દીવસ પછી પુતલી પોતાના પતી પેશોતન સાથે પેલા સસ્તા બંગલામાં જઈ રહી. પુતલી પોતાના પીતાને ત્યાંની એક આયા પોતાની નોકર દાખલ રતનવહુના કહેવાથી લઈ ગઈ હતી. પેશોતન પોતાના એક પારસી બબરચી નોકર લઈ આવ્યા હતા. એ પરથી વાંચનારાંઓએ જોયું હશે કે પુતલીના બંગલામાં સઘલાં મલી ચાર જણા વસ્વા આવ્યાં હતાં. આ નવા બંગલામાં બરાબર ગોઠવાયાંને પાંચેક દીવસ થયા કે આલી અને તેનો વર કાવજસા હવા ખાવા માટે અહરંગાબાદથી ઉપડયાં. બીજા બે દીવસ રહી રતનવહુ પણ પોતાની દીકરીઓ પીલીને, મેલ્લીને, તથા જુલીને લઈ હવા ખાવા ગયાં. રતનવહુએ પુતલીને પણ પોતા સાથે આવવા માટે માંગું મોકલ્યું અને પેશોતનને પોતાની પરણેતરને મોકલવા કશો વાંધો લીધો નહી, છતાં પુતલી પોતાની બેહેનો તથા મા સાથે ગઈ નહી. અલબતાં! દાકતર દાદાભાઈ તો અહરંગાબાદમાંજ રહયા. જો તેવણ પણ એમ દર વરસે જાય તો પછી ધંધો કેમ ચાલે? ધનાકાકીબી પોતાના વ્હાલા ભાઈનો સખુન ઉપર રાખવા માટે રતનવહુ સાથેજ ગયાં હતાં. એ સઘલાંઓ આસરે ચાર મહીને 'મોંહ પર લોહી પાણી લઈ સુખી સુખ્યારાં' પાછાં ફરીયાં. જે દીવસે રતનવહુ પોતાના કુટુમ્બ સાથે પાછાં ફરીયાં, તે દીવસે તેવણ મુસાફરીથી ઘણા ડાકી ગયલાં હોવાથી અને ઘરમાં ઠીકઠાક કરવાનું હોવાથી તેવણે પોતાની દીકરીઓ પીલી, મેલ્લી અને જુલીને પોતાની દીકરી પુતલીની ખબર અંતર લાવવા પુતલીને ત્યાં મોકલી. આથી આસરે સવા ચાર મહીને આ ત્રણ પોતાની બેહેન પુતલીને ત્યાં ગાડીમાં બેસી ખબર અંતર પુછવા ચાલી.

'પુતલી! તારા ઘેરમાં આ તે કેવું અંધેર!' પીલી જતાંને વાર બોલી 'હજી તો ત્રણ વાગ્યા નથી, તેટલાં તો કમ્પાઉંડનું બારણુંજ બંધ! ઘોડાવાલાએ ઘણી હાંક મારીયા પછી કોઇ પોરીઓ જેવો બાહેર ઓતલા પર આવ્યો, અને તેણે બારણું ઉઘાડયું! તું કયાં હતી? આયા કયાં છે?'

'જરા આસ્તે પીલી! જરા હલવે!' પુતલીએ હસીને જણાવ્યું 'મારૂં મોહડું એક છે, અને તું આટલા બધા સવાલો પુછે છે તો સઘલા સામટા જવાબો કેમ દઉં? આયા તો જતી રહી! અને તેને બદલે પેલા લાલ્યાના પોરીયાને ઉપલક કામ કરવા રાખ્યો છે. મજેહનો મેહનતુ છે, અને વલી તેથી ખરચમાં પણ દર મહીને ત્રણ રૂપ્યાનો ઉગાલો થયો છે.'

'તારા ખરચ ખરચની વાત અમને ના કહે' પીલીએ છછણી પડી જણાવ્યું 'હું કાંઇ મેહતા નથી કે બગલમાં ચોપડો મારી હીસાબ પુછવા આઉં? તુને જો મેહતો થવા ગમતું હોય તો થા; પણ હું પુછુંછું કે આયા કાંએ ગઇ? તારા આ કરકસર માટે તેં એ રૂના મોહર જેવી આયાને કહાડી મુકી કે?'

'નહી પીલી, તેવું કાંઇ નથી.' પુતલીએ ઠંડે પેટે જણાવ્યું 'તું એટલી બધી ઉતાવલી શું કામ થાએ છે? જરા ધીરજ પકડી હું કહુંછું તે સાંભલ! અને પછી તું તારા ટીક ચલાવ! મમા તથા તમો બેહનો અહીં (અઉરંગાબાદ) થી હવા ખાવા ઉપડી ગયાં, તેને એક મહીનો થયો નહી, તેટલાં તો એક દીવસે આપણી આયા મારી પાસે અન્ચીતી રજા લેવા આવી. મેં તેણીના જવા માંગવાનું કારણ પુછયું તો તેણીએ મને જણાવ્યું કે તેણીનો વર ઘણે વરસે ઝાંઝ (આગબોટ) પરથી પાછો ફરીઓ હતો, અને તે તેણીને પોતા સાથે ગોવે લઇ જવા આવ્યો હતોઃ આથી મને તેણીના માંગવા મુજબ રજા આપવાની ફરજ પડી. પેશોતને બીજી આયા રાખવા જણાવ્યું, પણ તેટલાંમાં મને એક વીચાર સુજયો; અને તે એ કે એક નાના છોકરાને ઉપલક કામ કરવા રાખું તો કેમ? મેં એ માટે મારા પેશોતનને પુછયું, જેવણે જણાવ્યું હું ઘરની શેઠાણી હતીઃ માટે મારે ગમે તે કરવું: આથી મેં આપણા ઘોડાવાલાના છોકરાને નાના પગારે મારી ચાકરીમાં રાખ્યો. એથી અમારા માસીક ખરચમાં દર મહીને ત્રણ રૂપ્યાનો ઉગાલો થયો છે; અને કામ તો આગલની પેઠેજ થાય છે.'



'જીલી, સમજેછ કે! કરકસર કરનારી આપણી આ બેહેનની વાત!' પીલીએ જણાવ્યું 'બીજી આયા રાખી નહીઃ અને તેને બદલે એક પોરીયાને રાખ્યો. શા માટે? કારણકે એથી કરકસર થઇ! વારૂં પુતલી? તુંને હીન્દુસ્તાનના નાણા ખાતાંના વડાનો ઓધો આપે તો કેવું? હીન્દુસ્તાનના ખજાનચીની જગ્યા તુંજ કાંએ નહી લેતી?'

પુતલી એનો ઉતર દેવાને બદલે ખડખડ હસી પડી, અને પછી બોલીઃ—'પણ પીલી! જો હું, તું કેહેછ તેમ, બનું તો પછી તો તમે લોકો બસ મારા પગારના સઘલા પઇસાબી પોલકા, બોડીસ, વગેરેમાંજ ખરચી નાખો. અને મારી પાસે કાંઇ રહેવા પણ દેવો નહી. વલી તે વખતે તમારો દમામ અને તમારી મગરૂરી જોઇ ખુદ ગવરનર-જેનરલ તો શું પણ લેડીઓ પણ દંગજ થઇ જાય, અને હું તમારી આગલ એક નોકરડી જેવી દેખાઉં! કેમ ખરૂંની? હી, હી, હી.'

'કેમ, આજે કંઇ ખુશ મીજાજમાંજ દેખાય છે. બોલ જોઉં તો! આજે શું છે?' જીલીએ પુછયું.

'આજે તો કાંઇ નહી! પણ પાંચમે દહાડે પેશોતનની વરસગાંઠ છેઃ માટે તમો મારે ત્યાં જરૂર આવશો એવી હું અને મારા પેશોતન આશા રાખે છે. કેમ પીલી? તું પણ આવશો ની?' પુતલીએ પુછયું 'જીલી! તું પણ હ'

'પણ પુતલી, હું તને પુછું કે અમે આવ્યાં ત્યારે તું કયાં હતી?' પીલીએ પુછયું.

'હું તે વેલા રાંધણીમાં ગઇ હતી.' પુતલીએ જણાવ્યું. 'મારી ચાહ કરવા.'

'તું ચાહ કરવા બબરચીખાનામાં ગઇ? પેલો બબરચી કયાં ગયો?' પીલીએ પુછયું.

'તેનેતો મેં કહાડી મુકયો.' પુતલીએ જણાવ્યું.

'કહાડી મુકયો!' પીલીએ અજાયબ થઇ પુછયું 'વલી પાછી તારી કરકસર વાસ્તેકે?'

'નહી, પીલી! તે વખતે તે મતલબ મારા ધ્યાનમાં નહી હતીઃ જોકે તેથીબી પાછલથી મને ખરચમાં ઉગાસો કરવામાં સેહેલાઇ થઇ હતી.' પુતલીએ જણાવ્યું.

'પુતલી! એ તું શું કરવા બેઠી છે? મમા જો જાણશે તો તેવણબી ગુસ્સે થશે. એ તું કરકસર કરવા કયાંથી સીખી?' પીલીએ પુછયું 'આપણા ધનાકાકીને ત્યાંથી કે?'

'નહી, પીલી! એમાં તારી ભુલ છે.' પુતલીએ જણાવ્યું 'તું જાણે છ તો ખરી કે ધનાકાકીને ત્યાંના દરેકે દરેક નોકર ઘણા વરસના જુના છે; તેથી તેવણને ત્યાંથી એ જાતની કરકસર કરવા હું સીખી આવી નથી. હું કહી ગઇ તેમ જે વખતે મે નવલા (બબરચી) ને રજા આપી તે વખત અગાઉ મને પોતાનેબી એ જાતની કરકસરની ખબર નહી હતી. હું કહું છું તે જો તમો સાંભલશો તો પછી તમો બહેનોનું મારે માટેનું મત ફેરવાઇ જશે. નવલા (બબરચી) ને કહાડી મુકવાનું કારણ આ હતું,' પુતલીએ બોલવું જારી રાખ્યું. 'સાધારણ બને છે તેમ નવલો આપરી આયા પર ખભરતો હતોઃ કારણ કે આયાના હાથમાં અનાજ પાણી આપવાનો કારભાર હતો. હવે એવું બન્યું કે આયા તેને ચાલે તેટલો પુરતો અનાજ, વગેરે કહાડી આપતી અને નવલો વધારે માંગતો. મારી સલાહથી આયાએ બે એક વખત તે માંગે તેટલો અનાજ આપ્યો, અને પછી નવલા પર બારીક નજર રાખી તો એ લુચ્ચો વધારાનો અનાજ ગાંસડા બાંધી બાહેર લઇ જતો જણાયો હતોઃ આથી વધુ અનાજ આપવાની મેં મના કીધી; અને આયા અમારા ઘરમાં બરાબર ચાલે તેટલોજ અનાજ આપવા લાગીઃ આથી નવલો તેણીનું પાકતતો, અને કેટલીક વખત અમારી ટેબલ પરનું વધેલું આયાને આપતો, અથવા તો કોઇ વખત તે બીચારીને અરધી ભુખી રાખતો. આથી ઘરમાં દરરોજ આયા અને તેની વચ્ચે પંચાતી થતી. પેશોતન સાથે હું બી ઘણી કંતલાઇ ગઇ, અને એક દહડે એ નવલાને કહાડી મુકયો. પણ એટલા પગારમાં બીજો કોઇ પારસી બબરચી આવવા માંગતો નહી હોવાથી પેશોતનની રજાથી મે એક ફરંગી બટલેર રાખ્યો. આથી મારૂં કામ તો આગલની પેઠેજ થાએ છે. વલી ઘરમાં દરરોજ જે પંચાતી થતી હતી; તે જતી રહી છે, અને વલી દર મહીને ખરચમાં પાંચ રૂપ્યાનો ફાયદો થાય છે; કારણ કે નવલા કરતાં આ બટલેર પાંચ રૂપ્યે ઓછે રહયો છે. આએ મહીનેથી બોલી પ્રમાણે અમે એના પગારમાં એક રૂપ્યાનો વધારો કરીશું. બટલેર ઘણોજ સરસ છે, તે ગુપચુપ પોતાનું કામ કરીઓ જાય છે, અને અમને કસોબી મેહેનત આપતો નથી. વલી તે સફાઇ સુગડાઇબી ઠીક રાખે છે.'

'પણ માયજી જો બટલેરની વાત જાણશે તો ખચ્ચીત ગુસ્સે થશે.' જીલીએ જણાવ્યું. 'આપણ જરથોસ્તીના ઘરમાં ફરંગી બબરચી!'

'જીલી! માયજી શું કહેશે તે વાત હું જાણુતી નથી.' પુતલીએ જણાવ્યું 'પણ પપાએ તો મારૂં એ કામ પસંદ કીધું છે, એટલી વાત હું જાણું છું. એક દહાડે સાંજે પપા અહીં આવ્યા, અને તેવણને મેં એ વાત જણાવી. તેવણ મારાં કામથી ઘણા ખુશ થયલા દેખાયા.'

'વલી પપા તારાં કયાં કામને વખોડી નાખે છે કે એને નાખે?' પીલીએ જણાવ્યું 'પણ હું પુછું છું કે જ્યારે તારે ત્યાં આવો બબરચીજ છે તો અમે આવ્યાં ત્યારે તું પોતે રાંધણીમાં ચાહ શું કરવા ગઇ હતી?'

'આજે બીચારાનો તેહેવાર છે, તેથી તે મારી રજા લઇ દેવલમાં બંદગી કરવા ગયો છે. તે પાંચેક વાગતામાં તો પાછો આવશે.'

'પણ તેને લીધે તું ચાહે તઇયાર કરવા ગઇ!' જુલીએ જણાવ્યું 'હવે તો બબરચીબી થઇ દેખું!'

'તેમાં શું છે? બબરચીનું બી કામ કરવું પડે તેમાં એબ કેવી? લેવોની? મેં વાંચ્યું છે કે આપણા મહારાણીજી વીકટોરીઆ અને તેવણને ત્યાંની દીકરીઓ વટીક કોઈ કોઇ વખતે પોતાને હાથે વાણીઓ બનાવે છે. તો શું તેઓ હલકાં થયાં કે?'

'પણ આપણા ફરેન્ડો જો જાણશે કે પુતલી કોઇ કોઇ વેલા બબરચીનું કામ કરે છે, તો પછી આપણા કુટુમ્બને કેવું હલકું લાગશે?'

'જુલી! એમાં તારી ભુલ છે.' પુતલીએ જણાવ્યું 'પણ જો તેઓ મારે વીશે હલકું વીચારે તો હું તેઓની દરકાર પણ કરીશ નહી. ઉલટું હું તેઓની બેવકુફી પર અને ઇતરાત પર હસીશ. જો તેઓ અહીં આવે અને મારા બંગલામાં હાલહવાલ કારભાર થતો જોય તો તેમાં તેઓ વાજબી છે; પણ તમો બેહુનો જુઓ છો કે તેમ નથી.'

'પણ આયા વગરનું ઘર તે કેવું?' પીલીએ જણાવ્યું.

'આયા રાખીએ તો શું આપણે મોટા લોક ગણાઇએ કે?' પુતલીએ પુછ્યું 'લેવોની! અમે આયા રાખી નથી તો શું અમને લોકો ઓછું માન આપે છે કે? પીલી! એમાં તારા જેવાંઓની મોટી ભુલ છે. પગ જોઇ પાંથરણું તાણયે, એ કેહેવત પર જેઓ અમલ કરે તે ઓજ સુખી થાએ છે. પેશોતન કાંઇ આપણુ-પપા જેટલું કમાતા નથી, અને તેથી આવક જોઇ અમારે ખરચ કરવો જોઇએ. વલી અમને આગલી પાછલીનો પણ વીચાર કરવો છે.'

'પણ તું આ હલકા પગારના ફકત બે માણસો સાથે ઘરની કેમ મેનીજ કરે છે?' મેહ્લીએ પુછ્યું 'આલીને ઘેર ત્રણ મોટા પગારના માણસો છે, અને તોબી તે ફરીઆદ કરે છે કે માણસોથી સઘલાં કામ પર પોંહોંચી વલાતું નથી.'

'કેટલાંક માણસોના મનમાં એવોજ ખ્યાલ બેસી જાય છે કે જેમ વધારે માણસો અને તેબી મોટા પગારના માણસો રાખીએ તેમ કામ ઘણું સરસ થાય છે. પણ તેઓ આ વાત ભુલી જાય છે કે જેમ વધારે માણસો તેમ ઘણી ધાંધલ; અને જ્યાં ઘણી ધાંધલ ત્યાં ઘણુંજ ઓછું કામ!' પુતલીએ હસીને જણાવ્યું 'મારા ઘરમાં કાંઇ ઘણી ખતપત જેવું નથી. અને તેથી માણસો થોડા વખતમાં કામથી પરવારી જાય છે. અમે સહવારના સાડા આઠ વાગતે નાસ્તો ખાઇએ છીએ, જેથી પેશોતનને—'

'શું? સાડા આઠ વાગતે?' જુલીએ અજાયબ થઇ પુછ્યું 'તું એટલા વખતમાં ઉઠીને તઇઆર કેમ થતી હશે?'

'એ તો જેને માથે પડે તે સઉ જાણે.' પુતલીએ જણાવ્યું 'પપાના ઘરમાં કાંઇ કામ કરવાનું નહી, એટલે આપણે આલસુની કાની પડી રહી નવ વાગતે ઉંઘમાંથી બીદાર થતાંતાં. પણ હાલ હું જોઉં છું કે નવ વાગતે ઉઠવા કરતાં છ વાગતામાં ઉઠવાથી મારૂં કામ વહેલું થાએ છે. વલી મને તે ગમે છે. નાસ્તો ખાયા પછી આસરે નવ વાગતે પેશોતન પોતાના કામ પર જાય છે. તેવણ ચાલતા જતા હોવાથી બરાબર નીયમસર સ્કુલમાં પોતાની હાજરી આપે છે. ઉલટા પા કલાક સકારે ત્યાં જઇ પુગે છે.'

'શું પેશોતન અહીંથી ચાલતા જાય છે?' મેહ્લીએ પુછ્યું 'હાઇ સ્કુલના હેડ માસ્તર ચાલતા જાય, એથી છોકરાઓ શું વીચારતા હશે?'

'એતો તમારો ખાલી વહેમ છે. પેશોતનને હલવે હલવે ચાલતાં જતાં ફકત અરધો કલાક લાગે છે. તેવણ કહે છે કે ચાલતાં જવાથી તેવણની તબીયત ઠીક રહે છે. જો તેવણ આખો વખત ગાડી ઘોડે ફરે અને પોતાના શરીરને કસીબી કસરત નહી આપે તો પછી

તેવણ આલસુ થઇ જાય, અને કામ પર બરાબર ધ્યાન અપાએ નહી. વલી આંગને કસરત નહી આપવાથી ખાધેલું પચે નહી, અને તેથી તંદરોસ્તીમાં પણ બગાડો થાએ. અલબતાં! ચાલતાં જવાથી વલી ખરચમાં પણ સારો જેવો ઉગાલો થાએ છે. આલસુ પાડાઓ જેઓ ચાલહાલ કરવાને બદલે ફકત એક ઠેકાણે બેસી પોતાનો વખત ગુમાવે છે, અને ફકત ગાડી ઘોડે ફરે છે, તેઓ પર તેવણ હશે છે.'

'પણ તું તારો વખત કેમ પસાર કરે છે?' જીલીએ પુછયું.

'હું છએક વાગે ઉઠું છું, અને દાંતણ પાણી કરી પેશોતન સાથે ચાહે પીવું છું.' પુતલીએ જણાવ્યું 'ત્યાર પછી નાહી ધોઇ પાક પરવરદેગારની બંદગી કરૂં છું, કે તેટલાં નાસ્તો તઇઆર થાએ છે. નવ વાગતે પેશોતનના ગયા પછી વાંચવા અને સીવવા સાંધવામાં મારો વખત પસાર થાએ છે તે જણાતો નથી. બપોરના એક વાગતે ભોજણ ખાઇ પાછું વાંચવા અને સીવવા બેસું છું, તે સાંજના સાડા ચાર વાગતે પેશોતન આવે ત્યાં સુધી તેમાં ગુંટાઇ રહુંછું. અલબતાં! ત્રણ સાડા ત્રણ વાગતે ચાહે પીવું છું. ત્યાર પછી પેશોતન આવે છે, કે અમો સાથે પાંચેક વાગતે ફરવા જઇએ છીએ.'

'શું? ચાલતાંજ કે? ખરચ મજેહનો બચતો હશે!' જીલીએ ઠઠાથી જણાવ્યું.

'તમે ગમે તો હશો; પણ મને તો બા ચાલતું જવા ઘણું ગમે છે. ચાલતાં ફરવા જવાથી એક તો કસરત મલે છે; બીજું તો ખુલ્લી હવામાં ફરવાનું મલે છે; અને ત્રીજું તો આપણેથી બરાબર જોવાઇ શકાય છે, અને લોકોની રીતભાતનો ખરો ખ્યાલ મલે છે.'

'પુતલી!' પીલીએ જણાવ્યું 'તું દાકતર કાંઇ નહી થઇ વારૂં?'

'હું તો ધારૂં છું કે આપણી બેહેન ભાષાણ કરનાર થાએ તો વધારે ઠીક!' મેલ્લીએ ઠઠા કીધા.

'હા! કરકસર પર અને તંદરોસ્તી પર ભાષાણો આપે તો વલી લોકોને પણ ઘણો ફાયદો થાએ!' જીલીએ જણાવ્યું.

'તમે લોકો ગમે તે બોલો!' પુતલીએ જણાવ્યું 'પણ મને તો તમારી અક્કલ પર હશવું આવે છે. એ તો જ્યારે તમારે માથે પડશે ત્યારેજ તમોને મારી વાત યાદ આવશે. હાલ તો તમે પપાને માથે પડેલાં છો, એટલે તમને કાંઇ લાગતું નથી.'

'પણ પુતલી! હું તને પુછું કે આએજ તારો સામાન કે? મુવો નકસીનું તો એકબી ઠોબલું દેખાતું નથી.' પીલીએ પોતાનો વીચાર જણાવ્યો.

'એ પરથીજ જણાય છે કે તમે લાંબી પોંહચ દોડાવનાર નથી. નકસીનો સામાન સાફ કરવા ઘણી મેહેનત પડે છે, અને જો તેને બરાબર દરરોજ સાફ નહી કરીએ તો ધુલના પડો તેની પર બંધાય, અને તેથી ઓરડો સોભવાને બદલે ઉલટો બદસુરત લાગે. એતો જ્યાં ઘણા નોકરો હોય ત્યાં નકસીનો સામાન ચાલે. વલી બીજું એકે એકાદ સામાનમાં નકસીના એકાદ ભાગની સેજ નકસી ભાંગી જાય તો ખરાબ લાગે. વલી નકસીનો સામાન મોંઘો પણ મલે.'

'મોટી વાત ત્યાંજ આવી તો!' જીલીએ જણાવ્યું 'તારી કરકસરની એ બધી ફીલસુફી!'

'પણ પુતલી!' મેલ્લીએ પુછયું 'પ્યાનો કયાં છે? મને તો કાંઇ દીસ્તો નથી?'

'હોય કયાંથી જે તે દીસે?' પુતલીએ જણાવ્યું 'એ ઠોબલાંને અહીં રાખી શું કરૂં? પેશોતનનું પેલું હારમોન્યમ છે, તે તેવણ વજાડે છે, જે પ્યાનાને તક્કર મારે છે. હું પણ હવે એ વગાડવા સીખીછું, અને મારો જો વીચાર પુછો તો પ્યાના કરતાં હારમોન્યમને હું હજાર દરજજે સારૂં ગણુંછું. અંદરથી શું સરસ રાહ નીકલે છે! પ્યાનામાં તો આપણો હાથોજ કામે લાગે છે, પણ હારમોન્યમમાં તો હાથ સાથે પગને પણ કસરત આપવી પડે છે. એટલે એક લેખે આપણે પોતાનું મન રીજવવા

સાથે કસરત પણ કરી શકીએ છીએ. હારમોન્યમની બીજી ખુબી એ છે કે તે થોડી જગ્યા રોકે છે, અને વલી પ્યાના કરતાં ઘણી સસતી હોય છે. એક રાહ તમો પ્યાનામાં વજાડો અને તેજ રાહ હારમોન્યમમાં હું વજાડું, અને પછી તમે જુઓ કે કોણ સરસ લાગે છે?'

'ત્યારે બધાં પ્યાનો વજાડે છે તે મુરખ હશે.' જીલી, જે પ્યાનો બરાબર વજાડી જાણતી હતી અને તેને માટે મગરૂર હતી તે, બોલી.

'હું કાંઇ તેમ કહેતી નથી. એમ તો હુંબી સેજસાજ જાણું છું, અને પપાના બંગલામાં હું એજ વજાડતી હતી; પણ હવે જ્યારે હું પ્યાનો તથા હારમોન્યમ બન્ને વજાડી જાણું છું, ત્યારે મને માલમ પડયું છે કે હારમોન્યમ ચોકકસ દરજજે પ્યાના પર સરસાઇ ભોગવે છે. પ્યાનો તો નામે નવસારી ભારી જેવો છે!'

'હશે બા!' પીલીએ જણાવ્યું 'ત્યારે મોટી મોટી ઉમરાવજાદીઓ અને પ્રખ્યાત બાનુઓ વજાડે છે, તે ત્યારે બેવકુફો હશે કે હારમોન્યમ સરસ છતાં પ્યાનો વજાડે છે.'

'એ તો ફેશન! મોટાંની સુજે નાના તણાય છે, અને તેનું એ પરીણામ. જો આજે થોડીક ઉમરાવજાદીઓ પ્યાનો વજાડવા મુકી દે, અને ફીદલ યા હારમોન્યમ યા તબલો વજાડે તો પછી પ્યાનાના ભાવ કોઇ પુછે નહી, અને પેલી ઉમરાવજાદીઓ જે વજાડે તે વજાડવા સીખવા માટે લોકો ગાંડાની પેઠે મંડી લેવોની, હું તેનો એક દાખલો આપું. થોડાં વરસની વાત પર કઇ પારસણ બુત અને સુઝ પેહેરતી હતી? પહેલાં એકાદ જણે તેની ફેશન પાડી. આ ફેશન કેટલાંક જાણીતાં કુટુંબની કેટલીક સ્ત્રીઓએ ઉપાડી લીધી કે પછી લોકોને પુછવું શું પડે? પેહેલાં જેઓ બીજાંઓને એ માટે હસતાં હતાં, અને તેમની મશકેરી કરતાં હતાં, તેઓ વટીક હવે પેહેરે છે, અને બીજાંઓને તેમ કરવા સમજાવે છે.'

'પુતલી! તું તો કેઠી હવે મોટાં માય થઇ દેખું! સારૂં થયું કે પશોતને તનેજ પસંદ કીધી!'

'અને હું ખુસી છું કે મને પેશોતન જેવો સમજુ વર મલ્યો.' પુતલીએ મગરૂરીથી જણાવ્યું 'હવે જે જોવાનું રહયું છે તે એકે તમે કેવા સાથે પરણો છો? હું ત્રણ ચાર વરસ રહી જોવા માંગું છું કે બેહેન આલીનો ઘરનો કારભાર સારો ચાલે છે કે મારો? આલી પાસે પઇસા ઘણા છે, પણ હું ધારૂં છું કે તમારી પેઠે તેને દુન્યાદારીનો કસો અનુભવ નથી તેથી, અને તમારીજ પેઠે તે ખાલી મગરૂર છે તેથી, તે થોડાં વરસમાં પઇસાનો વેર વાટલો કરી નાખીઆ વના રહેશે નહી.'

'ત્યારે બધામાં તુંજ ડાહી દેખું!' પીલીએ હસીને ઠેકડી કીધી.

'મને બી તેમજ લાગે છે!' મેલ્લીએ ટાહુકો પુરીઓ.

'હું બી તેમજ ધારૂં છું!' જીલીએ ટેકો આપ્યો.

'હવે એ વાત પડતી મુકોની તો!' પુતલીએ જણાવ્યું 'કાંઇ બીજી વાત કરો હું આટલું બધું બોલતે નહી, પણ તમોએ જ્યારે એ વાત છેડી ત્યારેજ મને બોલવાની ફરજ પડી. ચાલો હવે કાઇ બીજી વાત કરીએ.'

ત્યાર પછી આ ચારે બેહેનો થોડીક પરચુરણ વાતો કરવામાં ગુંટાઇ, પેશોતન તેટલા વખતમાં આવી પુગ્યા, અને ખબર અંતર પુછ્યા પછી, અને પેશોતન આગલ પુતલીની ડાહી ડાહી વાતોની થોડીક ઠેકડી કરીને ત્રણ બેહેનો—પીલી, મેલ્લી, અને જીલી—પોતાની ગાડીમાં બેસી પોતાના બંગલા ભણી ગઇ.

પેશોતનને ત્યાર પછી સઘલી વાત પુતલીએ કહીઃ આથી પેશોતન પુતલીની બેહેનોની બેવકુફી પર હસ્યા.

મહીનાઓ તો શું પણ વરસો વહેલાં

ગયાં. એટલા વખતમાં આલીને ત્યાં ત્રણ છોકરાંઓની અને પુતલીને ત્યાં બે બાલકોની વૃધ્ધી થઇ હતી પુતલીએ કહયું હતું તે ખરૂં પડેલું જણાતું હતું: કારણકે આલી પોતાના ઘર ખટલાથી ઘણી કંતલાઇ ગઇ હતી. તેણીને નાનપણમાં ઘર ચલાવવાની અને કરકસર કરવાની કેલવણી આપવામાં આવેલી નહી: એટલે હવે તેણીને આગલ ચાલવું ભારી પડતું હતું. પઇસા પાણીના રેલાની પેઠે ખરચાઇ જતા તે જણાતા નહી હતા. પઇસાનો મુખ્ય ભાગ મોજસોખની ખાવાની ચીજોમાં, ભપકાદાર મોંઘાં કપડાંઓમાં, અને માણસોના પગારોમાં ચાલ્યો જતો હતો. આલીને કાવજસા સાથે પરણાવવામાં રતનવહુએ મોટી ભુલ કીધી હતી. કાવજસા પાસે ઠીક પુંજી હતી, પણ તે પુંજી ખરી રીતે વાપરવા, નહી તેવણને આવડતું હતું કે નહી આલીને. માટે ઘરનો કારભાર ચલાવવાનો આધાર તેઓને પગારદાર માણસો પર રાખવો પડતો હતો. નોકરો ઘણા હતા, પણ તેઓ આલસુ અને પારકે પઇસે મોજ મારનારા હતા. દરેક જણ પોતે જે માલ બજારમાંથી લાવતાં, તેમાં થોડાક ટકા ઉમેરતાં હતાં. કોઇ કોઇ તો એવાં હતાં કે બજારમાંથી બે આનાની ચીજ લાવી તેના ચાર યા છ આના પોતાના શેઠ યા શેઠાણી પાસે લેતાં હતાં. વલી છોકરાંઓને સારી તરબીયત આપવાનું કામ આયાઓને સોંપવામાં આવ્યું હતું. છોકરાંઓને કદીબી ધાકમાં રાખવાની ટેવ પાડેલી નહી; એટલે તેઓ 'બેડડાં' થયાં હતાં, અને માબાપના હુકમને મચક આપતાં નહી. તેઓ છકી ગયાં હતાં. છોકરાંઓની મસ્તી તોફાનથી અને આંકડાઓના ચોડાથી કાવજસા રફતે રફતે કંતલાઇ જવા લાગ્યા, અને તેઓ હવે કલ્બોમાં પડી રહેવા પસંદ કરવા લાગ્યા. ઘર ચલાવવાનો સઘલો બોજો આલીના માથાં પર આવી પડેલો. કાવજસા તેણીને દર માસે ચોક્કસ રકમ (આસરે ચારસો રૂપ્યા) ઘરનો કારભાર ચલાવવા માટે આપતા, પણ વાજબી ખરચ કરવા તેણીને આવડતું નહી હોવાથી રૂપ્યાનો વેર વાટલો ખુબ થતો હતો. કન્યાના, પાંઉવાલાના, ગોસ્તવાલના, કાપડયાઓના, ઇત્યાદી આંકડાઓનો ઢગલો વધ્યો જતો હતો. પણ બીજા હાથ પર પુતલીના ઘર તરફ નજર કરતાં ત્યાંનો દેખાવ જોનારને આનંદમય લાગતો હતો. પેશોતન હવે ખસોનો પગાર પાલતા થયા હતા. પણ આગલના કરતાં ખરચ સેજ વધ્યો હતો. દર મહીને કાંઇ નહી તો આસરે સાઠ સાઠ રૂપ્યા સેવીંગ બેંકમાં એકઠા થતાં હતા; માણસોના પગારો, અને બીજાઓનાં આંકડાઓ દર મહીને નીયમીતપણે ચુકવવામાં આવતા હતા, અને કોઇનો પગાર યા આંકડો ચહડી જતો નહી હતો. આથી તેઓ સાથે કામ પાડનારાંઓ પણ ખુશ ખુશ થતાં જણાતાં હતાં, અને પુતલી અને પેશોતન માટે ગામમાં સારૂંજ બોલતાં હતાં. એટલું ખરૂં કે તેઓ પડણ કરીને દરેક ચીજ લેતાં હોવાથી વેચનારાંઓને થોડા ટકા નફાના મલતા હતા. આલીને ઘેર વેચનારાંઓ જેમ પચાસથી સાઠ યા સો ટકા કીમ્મતમાં ઉમેરતાં, તેમ તેઓથી (પુતલીને ત્યાં વેચનારાંઓથી) બનતું નહી હતું. પુતલીને ત્યાંના છોકરાંઓ વલી ઘણાજ તાબેદાર હતાં, અને તેઓ માબાપના હુકમને માન આપતાં હતાં. તેઓને જોકે હલકી કીમ્મતના પણ ટકાઉ અને સાફ કપડાં પેહેરાવવામાં આવતાં, તોપણ તેઓથી જોનારના મન પર તરતજ સારી અસર થતી હતી. તેઓને વલી દરરોજ ચાલતાં ફરવા મોકલવામાં આવતાં અથવા તો પેશોતન અને પુતલી પોતાની સાથેજ પોતાના આ બાલકોને ચાલતાં ફરવા લઇ જતાં હતાં: આથી સઘલાંઓ સારી તંદરોસ્તીમાં રહેતાં હતાં, અને દાકતરનું કામ પડતું નહી હતું, જ્યારે બીજા હાથ પર કાવજસાને ત્યાંના સઘલાંઓ ગાડી વગર ફરતાં નહી: તેથી શરીરને કસરત અપાતી નહી; જેથી તેમના ઘરમાં દરરોજ દાકતરને ફેરો મારવો પડતો હતો. તેઓને ત્યાં દાદાભાઇ આવતા હતા,

અને તેવણ પોતાની દીકરી આલીના ઘરનો આવો કારભાર જોઇ મનમાં ઘણાજ કચવાતા હતા; જ્યારે બીજા હાથ પર જ્યારેબી પોતાની બીજી દીકરી—પુતલી—ને ત્યાં મલવા જતા, ત્યારે ત્યાંના સંતોશી ઘરથી તેવણ ઘણાજ ખુશ ખુશ થતા જણાતા હતા, અને ઘરે જઇ રતનવહુને સઘલી બાબદથી વાકેફ કરતા હતા, અને તેથી રતનવહુ ઘણાં મુન્જાતાં હતાં. પણ બીજા હાથ પર ધનાકાકી પોતાની આગાહી ખરી પડેલી જોઇ ખુશી થતાં હતાં, અને પોતાની ખુશાલી રતનવહુને જણાવતાં. જોકે ધનાકાકી ખરાબ વીચારના નહી હતાં. તેવણ દયાલુ હતાં, અને આલીને માટે ઘણા દલગીર હતાં. વારંવાર છુપી રીતે પોતાની દાઝ દેખાડવા માટે આલીને રૂપ્યાની સારી જેવી રકમ આપતાં, પણ તે વખતે તેવણ તેણીને પોતાનો ખરચ કમી કરવા, અને ઘરમાંના સઘલા આલસુ નોકરોને દુર કરી ત્રણજ નવા પણ ચંચલ નોકરોને નોકરી રાખવા માટે સલાહ આપતાં હતાં; પણ આલી તે ખટપટમાં પડવા માંગતી નહી હતી, જોકે તેણી ખરાં દીલથી પોતાના આ આલસુ નોકરોને દુર થએલાં અને બીજા સારા પણ નાની સંખ્યાના નોકરોને પોતાના ઘરમાં રહેલાં જોવાને ચાહતી હતી.

એક દહાડે સવારના જમવાના ઓરડામાં કાવજસા પગોમાં સ્ટોકીંગ્સ પેહેરી નાસ્તાની વાટ જોતા બેઠા હતા. મેજ પર ટેબલ-કલોથ પાંથરેલો હતો, અને તેવણના બે બેટાઓ પોતાના હાથમાં માખણ લગાડેલી પાંઉંની કાતરીઓ લઈ કરડતા અને થોડું થોડું માખણ ઓરડામાં પાંથરેલા ગલીચા પર પાડતા તેજ ઓરડામાં આમતેમ નીરભયપણે દોડતા હતા.

'આલી! એ ઘણું ખરાબ થાય છે' કાવજસા જ્યારે પોતાની ધણીઆણી ઓરડામાં દાખલ થઈ ત્યારે તેણીને તેવણે કહયું 'આસતે આસતે ઘરનો મામલો ઘણોજ બગડતો જાય છે. સવા દશ થઇ ગયા, અને હજુ નાસ્તાનું ઠેકાણું નહી. કાવલો હજુ શું કરે છે? ઉંઘઇ મુઓ કે?'

'નહી! હું હમણા જ્યારે રાધણીમાં ફેરો ખાઇ આવી, ત્યારે એ કાંદા કાપતો હતો; મેં જ્યારે એને નાસ્તાને માટે પુછયું, ત્યારે બેશીકરાઇથી મને જવાબ આપ્યો કે ઘરમાં ઘી નહી હોવાથી લક્ષમણને ઘીવાલાને ત્યાં ઘી લાવવા મોકલીઓ છે!'

'ઘરમાં ઘી નહી, એટલે નાસ્તો નહી! અનાજ પાણી કોણ આપે છે?' કાવજસાનું ઘણું ગરી ગયું, ત્યારે આજે પોતાના ઘરકારભારની ખબર પુછવા લાગ્યા.

'વલી એજ કહાડે છે! પોતાને હાથેજ લે છે, અને રાંધે છે.' આલીએ જણાવ્યું.

'ત્યારે ઘી ખલાસ થવા આવ્યું છે, તે એને દીસ્યું નહી કે? એ શું ભાંગ બાંગ પીએછ કે? બજુ! (પોતાના છોકરાને) તું મુંગો રહેછ કે નહી.'

'કાવલાના મગજમાં ઘણી રાઇ ચહડેલી દીસે છે. એને જરાબી કાંઇ કહુંછું તો લાગલો બેશીકરાઇથી સામો મને જવાબ આપે છે. બાવરચીખાનાનો કચરો પણ હજુ સાફ કીધો નથી. રાતના અરડેલાં વાસણો હજી જેમના તેમ ઉંજાલીઆ વગર પડેલાં છે. હવે તો એ છેકજ કંતાલો આપે છે.' આલીએ ઉતર વાલ્યો.

'મારાં બુત કયાં છે?'

'બુત યા શુ હજી મહમદે સાફ કીધાં નથી. આસ્તે આસ્તે એબી બીજાંઓની સુજે ચાલે છે. તમે સ્લીપર કાંએ નથી પેહેરતા?'

'તબી કયાં છે? આખા ઓરડામાં શોધી તોબી વે મલતી નથી. વારૂં, બજુ!' કાવજસા પોતાના દીકરા ભણી જોઇ બોલ્યા 'તેં મારી સ્લીપર કયાં જોઇ હતી?'

'તે તો ટેમુલે કુવામાં ફેંકી દીધી!' બજુએ ઉતર વાલ્યો. ટેમુલ કાવજસાનો બીજો દીકરો અને બજુનો ભાઇ હતો. કાવજસાનાં સઘલાં છોકરાંઓ ઘણાજ મસ્તીખોર હતાં.

તેઓને તેઓના માબાપોએ દબાણમાં રાખેલાં નહી હોવાથી ઘણાજ છગી ગયાં હતાં.

'શું? મારી સ્લીપર ટેમુલે કુવામાં નાખી દીધી?' કાવજસા હવે પોકારી ઉઠયા 'એ દુકતો કયાં છે? ટેમુલ! અહીં આવતો!' કાવજસાએ મોટેથી બુમ પાડી.

પણ ટેમુલ બચ્ચો બંગલામાં હોએ કયાંથી જે જવાબ દીએ. અને જો હોએ તો પણ તે કાંઇ તે પલે પોતાનું મોંહ પોતાના પીતાને દેખાડે એવી આશા રાખવી ખોટી હતી. કાવજસાને સહવારના જેવો ટેમુલે પોતાની સ્લીપર શોધતા જોયા, તેવોજ તે ચેતી જઇ બંગલાની પછવાડેના ખેતરમાં રમવા ઉતરી પડયો હતો.

'બજુ, તારો એ ભાઇ કયાં ગયો? અહુ! આબી કાંઇ દુકતાઓ છે. આલી! તેં એઓને ઘણાજ છગાવી મુકયા છે! પણ બજુ! બોલ સાચું! મારી સ્લીપર કુવામાં કોણે નાખી?'

'બાવાજી! અમે બારી આગલ ઉભા હતા, ત્યારે કુવાની પાલ પર એક દેડકાને બેઠેલો જોયોઃ આથી ટેમુલે તમારી એક સ્લીપર તેને મારવા માટે બારી વાટેથી ફેંકી; પણ તે લાગવાને બદલે કુવામાં જઇ પડી, એટલે તેણે બીજી ફેંકી, પણ તેબી તેની આગલથી પસાર થઇ કુવામાં પડી. ટેમુલ, ત્યાર પછી ટેબલ પરનો પેલો લીલો શાઇનો ખાલી ખડીયો મારવા જતો હતો, પણ તેટલાં તમારો બંખારવાનો સાદ સાંભલી તેણે તે મુકી દીધો, અને તમે જાગો તેની અગાડી અમે ચુપચુપ ઓરડામાંથી નીકલી ગયા.'

'આલી! આ તારા દીકરાઓ વીશે સાંભલેછ કે! હું તો એઓથી હવે બેજાર થયો છું!'

'પણ હુંબી તે શું કરૂં! આખો દહાડો તો ધધ્ધાં વહીતરૂં કરૂં છું. કોઇ આવીને કંઇ પુછેછ તો કોઇ આવીને કંઇ માંગીને મને કંટાલો આપે છે.'

'મને એની કસી સમજ પડતી નથી!' કાવજસાએ આલી ભણી જોઇને કહયું 'કોઇને ત્યાંબી આપણે ત્યાંના જેવા નોકરો નહી હશે. તેઓ કાંઇબી કામ પાધરૂં કરતાં નથી. તેઓ ઉલટી ઘણીજ મેહેનત આપે છે. આયા કયાં ગઇ? આ બન્ને દુકતાઓ તરફ તું જો! બદીઆનને બટન દીધાં નથી; બદીઆન તેમજ લેંગા તદન મેલા જેવા લાગે છે; માથાંના બાલબી જેમ ગમે તેમ ચુંઠાયલા પીખાયલા છે! બજુ, તમે લોક આજે નાહયાંછ કે નહી!'

'નહી, બાવાજી! અમે તો દરરોજ ત્રણ વાગતે નાહીએ છીએ!' બજુએ ઉતર વાલ્યો.

'કાંએ?' કાવજસાએ પુછયું.

'આયા કહે છ કે સહવારના નાહવું અને બપોરના નાહવું એ સઘલું સરખું છે.'

'ત્યારે સહવારના એ શું કરે છે?' કાવજસાએ પુછયું. પણ તેટલાં નાસ્તો આવી લાગવાથી વાત અધુરે ગઇ. ઓમલેટ આજે મજેહનો કીધો હતો; કાવજસાને તે ઘણો ગમ્યોઃ તેથી તેવણના બવાસ મુજબ તેવણ સેજ વખતમાં પોતાનો ગુસ્સો વીસરી ગયા, અને હસીને હસીને બીજી પરચુટણ વાતો કરવા લાગ્યા.

'આલી! હું ખરા કાલે તુને કહેતાં વીસરી ગયો?' કાવજસાએ બુસમીજાજથી પોતાની ધણીઆણી ભણી જોઇ કહયું 'કાલે સાંજે અમારી કલબે બીજી કલબને એક પારટી આપી હતી. અમો સઘલાઓ બેસીને ટોલ ટપ્પા મારતા હતા, તેટલાં બીલીયરડ વીશે એક જણે વાત છેડી. વાત નીકલતાંજ બન્ને કલબે બીલીયડની એક મેચ ઉભી કીધી. અમારી કલબ તરફથી મને ચુંટી કહાડવામાં આવ્યો.'

'તમે જીત્યા કે?' આલીએ પુછયું.

'નહી!'

'ત્યારે તો તમને થોડાક રૂપ્યા કહાડી આપવા પડયા હશે.'

'હા! ફકત પંદરજ!' કાવજસાએ બુસમીજાજથી જણાવ્યું.

'એટલા રૂપ્યાથી તો આપણી કેટલી ગરજ સરવાતે.' આલીએ ગંભીરાઇથી જણાવ્યું.

'આપણી પાસે કાંઇ એટલા બધા ફાલતુ નથી કે એટલા રૂપ્યા જાયતો કાંઇ નહી. એટલા રૂપ્યા આપણને કેવા કામે લાગતે? તમોએ ત્યાં વારંવાર જવું નહી જોઇએ.'

'ત્યારે તું આ ઘર મને ગમે તેવું કાંએ નહી બનાવતી?' કાવજસાએ પુછયું.

'એમાં મારો વાંક નથી. આપણા આ આલસુ નોકરો એનું કારણ છે.' આલીએ જણાવ્યું.

'એમ બી કાંઇ છે ખરૂં!' કાવજસા જરા વીચાર કરતા બોલ્યા. 'પણ આલી! કાંઇબી કરી આપણા ઘરનો કારભાર સુધરવો તો જોઇએ. વારૂ! આપણા એ સઘલા આલસુઓ રજા કાં ન——'

પણ તેજ પલે જમવાના ઓરડામાં કોઇ ઓલખીતું દાખલ થયું, જેથી કાવજસા બોલતા ચુપ રહયા.

'આવો! આવો ધનાકાકી! કાંઇ ગરીબને યાદ કીધાં!' આલીએ કહયું.

'આવો ધનાકાકી!' કાવજસા બોલ્યા 'બજુ! કાકીજીને વરે નાસ્તો લાવવા કાવલાને કહી આવ!'

'દીકરા બજુ! ફોકતનો ફેરો ના ખા!' ધનાકાકીએ જણાવ્યું 'હું તો ત્યારની ખાઇ આવીછું. પણ હાલ સવા દશ થયા, અને હજુ તમો નાસ્તો ખાવો છો? બપોરનું ખાવાને હવે દહોડ કલાક બાકી રહયો?'

'ધનાકાકી! તમેજ જુઓ!' કાવજસાએ જણાવ્યું 'પણ તમે અહીં બેસો તો ખરાં! હું હમણા એજ વાત આલીને કહેતો હતો. પણ ધનાકાકી! હું કહું છું તે પ્રમાણે તમારે તો કરવુંજ જોઇએ, આજે તમે અહીંઆંજ રહો. આપણે સાથે બપોર રાત જમીશું. હું હમણા મારાં માણસને તમારે ત્યાં કેહવાડુંછું કે તમારી કોઇ રાહ નહી જોય!'

'જેમ તમારી મરજી!' ધનાકાકીએ જણાવ્યું. 'હું હમણા પુતલીને ત્યાં જઇને મલી આવી, તે પણ પેશોતન સાથે આજે સાંજે તમને મલવા આવનાર છે.'

'હમે ઘણા ખુશી થઇશું!' કાવજસાએ ખુશ મીજાજથી જણાવ્યું 'હું ત્યારે આજે મારી કલબમાં જઇશ નહી; બસ કેની આલી, હવે તો?'

નાસ્તાથી ફારેગ થયા પછી આલી અને ધનાકાકી બીજા ઓરડામાં ગયાં, જયારે કાવજસા ઉંઘાડેજ પગે લખવા વાંચવાના ઓરડા ભણી ચાલ્યા. તેવણે જતી વેલા નવી સ્લીપર લાવવા એક નોકરને દુકાનપર મોકલ્યો હતો.

'પણ આલી! હું તને પુછું કે આ તારા સુના મોહર જેવાં ઘરનો કેવો અવતાર! પોણા અગીઆર થયા અને હજુ ધોલ્યા પરની કુરતની ઉંચકી નથી!'

'લક્ષમન ઉંચકતાં કદાચ વીસરી ગયો હશે!' આલીએ જણાવ્યું.

'તું એને જરા ધમકાવતી કાં નહી?' ધનાકાકીએ સુચવ્યું 'જો તું એમ નહી કરશે તો દરરોજ એને એવીજ ટેવ પડશે. જો આ પહેલીજ વખત હોય તો તારે એને નરમીથી કહેવું.'

'નહી! એ ઘડી ઘડી એમજ કરીઆ કરે છે' આલીએ કંતલાઇ જઇ જણાવ્યું 'હુ તો મારાં માણસોથી બેજાર થઇ ગઇ છું.'

'પણ ત્યારે તું એઓને કહાડી કાંએ નહી નાખતી?' ધનાકાકીએ જણાવ્યું 'મે તને કેટલી વાર એમ કરવા ભલામણ કીધી હતી વારૂં!'

'પણ નવાઓની સાથે પંચાત કોણ કરે?' આલીએ કહયું.

'ત્યારે શું છતે પઇસે તેઓની બેદરકારી તરફ તું આંખ મીચામણ કરયા કરશે કે? એમ કયાં સુધી ચાલશે? તું ફરીઆદ કરે છે કે તારા કાવજસા હવે સાંજ, સવાર, બપોર ઘરમાં રહેવાને બદલે કલબમાં પડી રહે છે, તો તેમાં કાંઇ તેવણનો વાંક? ઘરમાં પુરી પાધરી મેનીજ નહી, એટલે ગમે તેવો ધીરજવંત પણ કંતાલે, તેમાં કાંઇ નવાઇ?'

'પણ હું શું કરૂં?' આલીએ નીસાસો નાખી જણાવ્યું. 'મારી તો તેમ કરવા ઘણીબી ઇચ્છા છે!'

'ત્યારે બીજાં સારાં જેવાં માણસો તઈઆર રાખી એકદમ તેઓ સઘલાંઓને રજા આપ! અને ઘર-કારભાર. પર તું પોતે જાતે બારીકીથી તપાસ રાખ: એટલે સઉ સારૂં થશે. હું જ્યારેબી પુતલીને ત્યાં જાઉં છું ત્યારે ત્યાંનો સંતોષી અને સુખ્યારો દેખાવ જોઈ બેઘડી મારા જીવને આરામ મલે છે. પણ તારા ઘરના આ આલસુ નોકરોથી તો હું થોડા વખતમાં કંતલાઈ જાઉં છું.'

'તેમાં હું શું કરૂં!'

'વલી પાછા એજ શબ્દો!' ધનાકાકીએ જણાવ્યું 'હું કહુંછું તેમ પણ તું કાંએ નહી કરતી?'

'પણ બીજા આવે તબી તેવાજ!' આલીએ જણાવ્યું.

'એવાઓને તું રાખે શું કામ જે? ગામમાં બીજા નોકરો નથી મલતા કે?'

'પણ હું કેમ જાણું કે આપણને માફક આવે અને ઘર કરકસરથી સંભાલી લે એવાં એ માણસો છે?'

'જરા તસદી લીએ તો સઉ જણાય.' ધનાકાકી બોલ્યાં 'તેઓ પેહલાં કયે ઠેકાણે નોકરી હતાં, ત્યાંથી તેઓ શા માટે નીકલ્યાં, વગેરે બાબદો પુછયે; પછી જો તેઓ ઓલખાણમાંનાને ત્યાં નોકરી કરેલા જણાય તો ત્યાંથી તેઓને માટે ખબર કાઢયે: અને પછી રાખ્યે. પેહલાં જરા મેહેનત પડશે, પણ પાછલથી તદન નચીંત થશે. તું તારી બેહેન પુતલીનોજ દાખલો લે! હાલ તે કેવું સુખ ભોગવે છે. તેઓની આવક તમારાં કરતાં અતી ઘણી નાની છે, છતાં તેઓ કેવાં સુખી છે? એનું કારણ શું? કારણ એટલુંજ કે તેઓ લાંબી પોહોંચ દોડાવનારાં, જાતે મેહેનત કરનારાં અને કરકસરથી ખરચ કરનારાં છે.'

'હું ઇચ્છુંછું કે મારા ઘરનો કારભાર પણ પુતલીના જેવો હોય!' આલીએ જણાવ્યું 'હું ઇચ્છુંછ કે હું પુતલી જેવી થાઉં!'

'એમ ઇચ્છવાથી કાંઇ બનવાનું છે?' ધનાકાકીએ જણાવ્યું 'એમ થવું ખુદ તારા હાથમાં છે. પણ મારે કહેવું જોઇએ કે એમાં તારાં માએ બાવાનો પણ વાંક છે. તેઓએ તમને કરકસરથી ઘર સંસાર ચલાવવાની કેલવણી આપવાને બદલે પેના (!) વગેરેની કેલવણી આપવા પસંદ કીધું!'

'પણ થયું તે થયું!' આલીએ જણાવ્યું 'હવે એનો કાંઇ ઉપાય?'

'ઉપાય મેં તને બતાવ્યો છે, તેજ!' ધનાકાકીએ ઉતર વાલ્યો.

બપોરના તેઓ સઘલાં (કાવજસા, આલી, ધનાકાકી, બજુ અને ટેમુલ) સાથે ભોજણ જમવાના હતા. કાવજસા અને આલીના બન્ને બેટાઓ બજુ અને ટેમુલ કેવા 'ચાંદ' હતા, એતો આપણે કાવજસાની સ્લીપરના હાલ પરથી જાણી ચુકયાં છીએ. પણ તેજ દહાડે આ મસ્તીખોરા બન્ને ભાઇઓએ એક બીજો નુસખો અજમાવી જોયો હતો, જે હવે આપણે જાણીશું.

ધનાકાકી આજે ભોજણ જમવાના હોવાથી બપોરના આજે પાંઉનું પુડીંગ કરવા આલીએ કાવલા બબરચીને હોકમ આપેલો હતો. હવે આ હોકમ બજુએ સાંભલ્યો હતો. તેને પુડીંગ ખાવા ઘણુંજ ગમતું હોવાથી આલીનો આ હુકમ સાંભલી તે નાચવાને કુદવા લાગ્યો: અને પછો પોતાના ભાઇ ટેમુલને આ ખુશ વધાઇ કહેવા બેતરમાં દોડયો.

ટેમુલ પાણીથી ભરાયલાં એક ખાબોચ્યાં આગલ ઉભો રહી બીજા છોકરાઓ ભેગો ખાડામાંના દેડકાઓ સાથે ગમત કરતો હતો. તેઓ કીનારે ઉભા રહી દેડકાઓને પકડવા માંગતા હતા, પણ દેડકાઓ કોર પર આવવાના અખાડાજ કરતા હતા.

આખરે કંતલાઇ જઇ અને માબાપ બુમ પાડશે એવી ધાસ્તી રાખી બીજા છોકરાઓ ટેમુલને એખલો મુકી ત્યાંથી જતા રહયા. ટેમુલ પણ નીરાસ થઇ ત્યાંથી જતો રહેવાની તઇઆરી કરતો હતો, તેટલાંજ ત્યાં તેનો ભાઇ બજુ પુડીંગની ખુશ વધાઇ કહેવા જઇ લાગ્યો. હવે જ્યારે આ બન્ને મસ્તીખોરા ભાઇઓ સાથે મલ્યા, એટલે પુછવું શું પડે? વલી બન્ને હીમ્મતવાન પણ હતા. બજુએ પુડીંગની ખુશ વધાઇ તથા ધનાકાકીના આજે ઘરમાં રહેવાની ખબર પોતાના ભાઇ ટેમુલને કહી. પણ તે પેલી સ્લીપરની વાત કહેતા વીસરી ગયો.

'પણ ટેમુલ! તું અહીં એખલો શું કરે છે?' બજુએ પોતાના ભાઇને પુછયું. 'આટલો વખત શું કરતો હતો?'

'અમે અંદરના દેડકાઓ પકડવા માંગતા હતા?' ટેમુલે ઉતર વાલ્યો.

'પછી એકબી પકડયો કે?'

'નહી! એવા પક્કા છે કે ખાડાની વચ્ચમાંજ રહે છે.'

'તારી સાથે બીજા કોણ કોણ હતા?'

'પેલો ફકરૂદીન, દાદી, અને સોરાબ હતા. તેઓ હમણાજ ગયા?' ટેમુલે ઉતર વાલ્યો.

'ત્યારે તમો આવા ચાર બહાદુર પેહેલ્વાનો (!) હતા, અને તોબી એકુ દેડકો પકડી નહી શકયા?'

'હું અંદર જઇ જરૂર પકડતે, પણ તેઓ, તું જાણેછ તેમ, ઘણા હીચકારા અને બીહીકન હોવાથી મને અંદર જવા નહી દીધો અને જો હું જાઉં તો આપણા બાવાજીને ચાડી ખાવા તેઓએ ધમકી આપી.'

'ટેમુલ! હું જાણુંછ કે તેઓ આસી બાયલા જેવા હીચકારા છે. તેઓ આપણી ભોલઇ પર લાભ લે છે. પણ, ખરા, ટેમુલ! આ દેડકાઓ જોતાં અને પુડીંગની વાત ધ્યાનમાં રાખતાં મને કાંઇ ગમત કરવા ગમે છે. એથી ધનાકાકી, બાવાજી, માયજી વગેરે સઘલાં પેહેલાં ઘણા બીહશે, પણ પછી તેઓ ખુબ હસશે. આપણને બી ઘણી મજાહ મલશે. બોલ તું કરવા માંગે છે કે?'

'તું શું કરવા માંગે છે, તે હું જાણતો નથી' ટેમુલે ઉતર દીધો 'તોપણ જો મજાહ જેવું પડવાનું હોય તો હમેસની માફક સેવક તઇઆર!'

'ટેમુલ! તું જાણે છ તો ખરો કે' બજુએ હલવેથી જણાવ્યું 'આપણે ત્યાં જ્યારેબી બાવાજીના ફરેન્ડો જમવા આવે છે ત્યારે પુડીંગ યા ચીકીન-પાઇની બે દીશો બનાવવામાં આવે છે. આ ધાકણા સાથની દીસો એકસરખી છે, અને તેઓમાં કસો ફરક નથીઃ એ પણ આપણે જાણયે છીએ; હવે આજે એકજ દીશમાં પુડીંગ બનાવવા માયજીએ કાવલાને કહયું છે, તેથી પેલું બીજું દીશ ખાલી પડશે. માટે આપણે જો એમ કરીએ કે કાવલો પેલાં પુડીંગ સાથનું દીશ જ્યારે જમવાની ટેબલ પર ધાંકીને મુકી જાય ત્યારે આપણે તે દીશ, કોઇ નહી જાણે તેમ, સાઇડ-બોરડ પર મુકી તેને બદલે પેલું ખાલી દીશ જમવાની ટેબલ પર મુકીએ તો કેવું? અલબતાં! આ ખાલી દીશમાં આપણે એક બે દેડકા પકડી અંદર મુકી ધાંકીશું. તું જાણેછ તો ખરો કે કાવલો પુડીંગનું દીશ બીજી રકાબીઓ માંડવાની અગાડી જમવાની ટેબલ પર મુકી જાય છે; અને ઘણુ ખરૂં જમવાના ઓરડામાં કોઇ રહેતું નથી; એટલે આપણા કામમાં ઘણી સેહેલાઇ મલશે, અને પછી મજાહ, મજાહ!'

'બજુ! સેવક તઇઆર છે.' ટેમુલે ખુશાલીથી ઉતર વાલ્યો 'જો ધનાકાકીના દીલ પરજ દેડકો કુદકો મારશે તો જોવા લાયક દેખાવ થઇ રહેશે.'

'પણ ટેમુલ! મંને એક વાતની બીહીક લાગે છે!' બજુએ જણાવ્યું 'જો દેડકાઓ અંદરથી બોલે તો!'

'તેની વાત ત્યારે થઇ રહેશે!' ટેમુલે જણાવ્યું 'હવે આપણે દેડકાઓને પકડવા જોઇએ.'

'પણ ટેમુલ! આપણે ચુપચુપ અને કોઇ નહી જોય તેમ કામ કરવું જોઇએ, નહી તો મજાહમાં ખલલ થશે.'

'ખજુ! તેની તારે ફસી ચીંતા કરવી નહી.'

'પણ હવે દેડકાઓને જલદીથી પકડવા જોઇએ, નહી તો કોઇ આવી લાગશે.'

'ખજુ! હું અંદર ઉતરૂં છું. તું અહીં ઉભો રહેજે. હું દેડકાઓને હાંકતો હાંકતો તારી આગલ લાવીશ.'

બન્ને જણાએ કેવી રીતે દેડકા પકડયા, તે જાણવા સાથે આપણને કામ નથી, ફકત એટલુંજ જણાવીશું કે તેઓએ ત્રણ દેડકાઓને પકડયા હતા, અને પોતાની ધારણા મુજબ તેઓ દેડકાઓને એક ખાલી દીશમાં સંતાડવાને અને દીશો અદલ બદલ કરવામાં ફતેહમંદ ઉતરયા હતા.

'આલી! આ તારા ઘરમાં એટલું બધું અંધેર છે, એ તો મેં આજેજ જાણ્યું?' ધનાકાકી ફફડતાં ચટકતાં આલીના ઓરડામાં આવ્યાં.

'કાંએ વલી શું છે?'

'વલી શું કરીને પુછેછ!' ધનાકાકીએ જણાવ્યું 'હાથ મોંહ ધોવાના ઓરડામાંની મોરી પર નથી હાડાંમાં પાણી કે નથી સોજ્જો તુવાલ! તુવાલના એ કેવા હાલ!'

'ધનાકાકી! તુવાલ તો મેં બેજ કલાક અગાડી નવો મુકયો હતો!' આલીએ પોતાનો બચાવ કીધો.

'ત્યારે તેની પર કાદવ કીચલના હાથ કોણે લુછયા?'

'પેલા દુકતાઓજ હશે!' આલીએ પોતાના દીકરાઓ વીશે જણાવ્યું.

આલીએ અટકલ કીધી હતી તે ખરી હતી. ટેમુલ અને ખજુ બાબોચ્યાંમાંથી દેડકાઓને પકડી, તેઓને નહવાડી સાફ કરીયા પછી પોતાના હાથો અને દેડકાઓને આ તુવાલથી તેઓએ લુછયા હતા. તેઓએ ત્યાર પછી પેલા દેડકાઓને દીશમાં પેક કીધા હતા.

'અરે ધનાકાકી હવે શું કરૂં? કાવજસા અને પેશોતન મોરીવાલા ઓરડામાંજ જાય છે?'

'કોણ, પેશોતન! એવણ અહીંઆં શું કામ આવ્યા?'

'તે હું શું જાણું?'

ખરચીત! પુતલીના વર પેશોતન અને આલીના વર કાવજસા મોરીવાલા ઓરડામાં વાતો કરતા જતા હતા. કાવજસાના બંગલા આગલના રસ્તા પરથી પેશોતન પોતાના કાંઈ કામસર પસાર થતા હતા, તેટલાં તેવણના હાથમાંની છતરી રસ્તાપરના કાદવમાં ખરડાઇ ગઇ, અને તે ઉંચકતાં તેવણનો હાથ પણ ખરડાઇ ગયાથી હાથ ધોવા તેવણ પોતાનાં સગાના બંગલામાં આવ્યા હતા. જોકે તેવણ તે દીવસે સાંજે પુતલીને લઇને તો મુલાકાતે આવવાનાજ હતા, એ બાબદ ધનાકાકીના મુખથી આપણે જાણી ચુકયાં છીએ. આ ખરડાયલા હાથો ધોવા માટે કાવજસા તેવણને ઓરડો દેખાડવા માટે સાથે સાથે વાતો કરતા જતા હતા, જેમને દુરથી ધનાકાકીએ અને આલીએ જોયા હતા.

'અહંહં! આ દુકતાઓ તો મને બેજાર કરે છે!' આલીએ જણાવ્યું 'એવાતો મસ્તીખોરા છે કે બોલવાની વાત નહી.'

'તેમને નીશાલમાં કેમ નહી મોકલતી?' ધનાકાકીએ પુછયું.

'તેમ કરવા અમારો વીચારજ છે!' આલીએ ઉતર દીધો.

'એ જવાબ તો તેં મને કાંઇ સેંકડો વખત દીધો હશે.'

'પણ હું શું કરૂં?' આલીએ જણાવ્યું. 'કાવજસા કહે છે કે દુકતાઓ એટલાતો મસ્તીખોર છે કે ખુદ માસ્તરને પણ તોબાહ તોબાહ બોલાવશે; એઓને માટે તો કોઇ કરડો માસ્તર જોઇએ.'

'પેશોતનને કાંએ નહી કહેતી?' ધનાકાકીએ જણાવ્યું 'તેવણની સલાહ તું શા માટે નથી લેતી?'

'મારો તેમ વીચારજ છે!'

'જો આલી! એમ વીચાર કરતાં કરતાં દહાડાઓ તો શું પણ વરસો પણ ચાલ્યાં જાય! જે તે એક ઠરાવ કરી અમલ કરવો, એમાંજ આપણી ફતેહ છે; જો તું તારા આ દીકરાઓને અત્યારથી કોઇ સ્કુલમાં મુકરો નહી તો એઓ તદન હાથથી બાહેર જશે. કહે તો હુંજ કહું!'

'હાથ ધોવાનું પાણીબી મોરીમાં મલે નહી!' કાવજસાએ બુમ પાડી. 'કાવલા! મોરીમાં પાણી મુકતાં પણ તારા હાથ દુખ્યા કે?'

'સાહેબ! મેં હાંડો ભરી મુકયાને બે કલાકબી થયા નહી હશે!' કાવલો, જે ત્યાંથી પસાર થતો હતો તે, બોલ્યો.

'ચાલ, ટક ટક ના કર! જલદીથી પાણી લાવ! હાંડો ભરયો તો બે કલાકમાં કેમ ખાલી થઇ ગયો? અહીંઆં કોઇ નહાવા તો નથી બેસ્તું!'

કાવલાએ તરતજ પાણીનો હાંડો ભરી લાવી મોરીની પાલ પર મુકયો.

'કાવલા! હાંડો ગલતો તો નથીની?'

'નહી, સાહેબ!' કાવલાએ ઉતર દીધો.

'ત્યારે પાણી કયાં ગયું?'

'સાહેબ! અંદર છોકરાઓ ગયા હતા ખરા!'

'કોણ?'

'ટેમુલજી અને બરજોરજી!'

'ત્યારે એજ તુફાની બારકસોનું કામ!' કાવજસાએ જણાવ્યું 'પેશોતન! તમે માનશો નહી, જયારે હું જણાવીશ કે મારા આ દુકતાઓ જેટલા મસ્તીખોર છોકરાઓ બીજા એકબી નહી હશે!'

પેશોતન હાથ ધોતા ધોતા કાવજસાની પોતાના છોકરાઓ માટેની ફરીયાદ ચુપચુપ સાંભલવા લાગ્યા. છોકરાઓ કેવા હતા, તે તેવણે ધનાકાકીને મહોંડેથી આગલ સાંભલ્યું હતું, અને તેથી તેવણને કાવજસાની ફરીઆદથી કસી અજાયબી લાગી નહી.

'અરે, પણ આ તુવાલ કેટલો મેલો? આલી, આલી! બીજો તુવાલ જલદીથી લાવતો!'

'કાંઇ નહી!' પેશોતન પોતાના ગજવામાંથી રૂમાલ કહાડી બોલ્યા 'હું રૂમાલથી હાથ લુછીશ!'

થોડા વખતમાં આલી એક નવો તુવાલ ત્યાં લઇ દોડી.

'આલી! આવો દરતી તુવાલ અહીં કેમ આવ્યો?' કાવજસાએ પુછયું.

'પુછો તમારા દીકરાઓને!' આલીએ ઉતર દીધો 'મેં તો ત્રણ કલાક અગાઉ નવો તુવાલ દરરોજની પેઠે મુકયો હતો. આ તુવાલ પર કાદવના દાઘ છે, જે પરથીજ જણાય છે કે એ દુકતાઓ વગર બીજું કોઇ હોય નહી. પેલી સ્લીપર માટેની તેઓની નામદારીની આજેજ બનેલી વાત વીસરી ગયા કે?'

'તે વલી શું?' પેશોતને હશી પુછયું. કાવજસાએ સઘલી વાત કહી. પેશોતને હસ્તાં હસ્તાં વાત સાંભલી લીધી. તેઓએ ખુલ્લું જોયું કે છોકરાઓને ઘણુંજ છગાવી મુકયા હતા.

'વારૂ, પેશોતન! તમે એવો કોઇ શીક્ષક મને દેખાડી નહી શકો કે જેના હાથ નીચે આ દુકતાઓને હું સીખવા અને નરમ કરવા મુકું?' કાવજસાએ પુછયું. 'અલબતાં! તે જરા કરડો હોવો જોઇએ.'

'હા, મારી ઓલખાણનો છે. હું ધારૂં છું કે તેના હાથ નીચે તમારા આ દીકરાઓ સુધરી જાય ખરા. હું તમને પેલા નરભેરામની સ્કુલમાં તમારા આ દીકરાઓને મુકવા ભલામણ કરૂં છું!'

'પણ એવા હીન્દુને એ દુકતાઓ કાંઇ મચક આપે?' આલીએ વીચાર જણાવ્યો.

'નરભેરામ નહી!' પેશોતને જણાવ્યું 'તેવણ તો હેડમાસ્તર છે. પણ તેવણના એસીસતંટ જમશેદજી તમારા આ દીકરાઓને બરાબર ઠેકાણે લાવશે!'

'એ વીશે આપણે હવે પછી વાત કરીશું. પણ પેશોતન! તમોને અમારી સાથે બપોરના જમવુંજ પડશે.' કાવજસાએ જણાવ્યું 'ત્યાં લગી અમે તમને જવા દઇશું નહી.'

'શું તમો હજુ ખાવાના છો?'

'હા! અમે તો દહાડે બે વાગતે ખાઈએ છીએ!'

'પણ હું પેટ પુરતું ખાઈને આવ્યોછું!'

'તેનું કાંઈ નહી!' આલીએ જણાવ્યું 'અમડા બે ચાર બુકનીબી જગ્યા નથી?'

પેશોતનને સઘલાંઓ સાથે બેસ્વાની ફરજ પાડી.

સઘલાંઓએ બપોરનું ભોજણ સાથે જમી હાથ મોંહ ધોયું. હવે ફરૂત ખાવાનો વખત આવી પહોંચ્યો હતો. ફરૂત સાથે પુડીંગ પણ ખાવાનું હતું. ટેમુલ અને બજુ પાસે પાસેજ બેહેલા હોવાથી ટેમુલ પોતાના પગથી બજુને ઇસારત કરતો, અને ટેમુલને બજુ કરતો હતો. દીશનું ધાંકણુ ઉંઘાડયાથી શું પરીણામ આવશે, તે તેઓ વટીક જાણી શકતા નહી હતા. જોકે બન્નેએ મજાહની આશા રાખીને આ કામ કીધું હતું, તોપણ તેઓના 'પેતમાં કલેજી નહી' હતી.

'ટેમુલ! પુડીંગનું દીશ પેશોતન આગલ ખસાડ તો?' કાવજસાએ જણાવ્યું 'પેશોતન! તમે પેહેલાં શરૂઆત કરો.'

'આપણા ધનાકાકી વડાં છેઃ માટે તેવણુ શરૂઆત કરવી જોઈએ.' એટલું બોલી પેશોતને દીશ ઉંઘાડયા વગર પોતાની પાસે બેઠેલાં ધનાકાકી તરફ દીશ ખસાડયું.

ટેમુલ અને બજુ આ સઘલો વખત જાણે કસું જાણતા નહી હોય તેમ ફરૂત ખાવામાં રોકાઈ ગયલા જણાતા હતા.

એક પલ વધારે! અને ધનાકાકીએ પોતાની સામેનું દીશ ઉંઘાડયું કે યા ખુદા! બંધાયલાં પુડીંગને બદલે ત્રણ જીવતા દેડકાઓ અંદરથી બાહેર કુદી પડયા! તેઓમાંથી જે મોટો હતો, તેણે આબાદ ધનાકાકીના શરીર પરજ કુદકો મારયો, જયારે બાકીના બે ટેબલ પરજ ગુપચુપ બેસી, ડોકયું ઉંચે કરી આસપાસનો દેખાવ અજાયબીથી જોતા હતા. આ દેડકાઓને ખચ્ચીત ઘણી અજાયબી લાગેલી હોવી જોઈએઃ કારણકે તેઓએ પોતાને પાણીમાં જોવાને બદલે સફેદ ટેબલ-કલોઠ પર આવી પડેલા દીઠા હતાઃ કે જેવો બનાવ કદાચ તેઓએ પોતાની આખી હયઆતીમાં પણ જોયો નહી હોય.

પણ એ વાત પડતી મુકી આપણે ધનાકાકી તરફ નજર દોડાવ્યે. દીશનું ધાંકણ ઉંઘાડી તેવણ ચમચો લેવાં જતાં હતાં, તેટલાંજ તેમાં પુડીંગ જોવાને બદલે અંદરથી ત્રણ જાનવરોને કુદકા મારતાં જોઇ તેવણ ચમકયાં. પણ હજુ તો તેવણ પોતાની અજાયબી સમાવે તેની અગાડી તો સહુથી મોટા દેડકાએ તેવણ ભણીજ એક કુદકો મારીઓ, કે તેવણના હોંસકોસ ઉડી ગયા, અને તેવણ એક ચીચારી પાડતાં ઉઠી ઉભાં થયાં કે દેડકો ભોંય પર નીચે પડયો. સેજ વખતમાં તેવણની બીક સમી ગઈ, અને તેવણ પાછાં બેઠાં.

આ કામ કોણનું હતું તે સઘલાં ચેતી ગયાં. પણ કાવજસાનો મીજાજ જતો રહયો. પોતાના મેહેમાનોને પોતાના દીકરાઓએ અપમાન કીધું હતું. તેવણે ઉઠી જઈ ગુસ્સાથી જણાવ્યું કે બીજે દીનથી તેવણ બાહેરગામ જતા રહેશે.

'ઓહ, ધનાકાકી! હવે હું શું કરૂં!' આલી રડમસ થઈ પોતાના ઓરડામાં જતી બોલી 'મારા જેવી કમનસીબ કોઈ નહી હશે. હવે હું શું કરૂં? પેશોતન મારા પોતાના ઘરનો સંસાર ચલાવવાની ખામી વીશે કોણ જાણે કેવો વીચાર લઈ જશે—તેવણ કોણ જાણે શું ધારશે?'

'તેવણ ધારશે કે તું સદંતર બેવકુફ છે!' ધનાકાકીએ ઉતર વાલ્યો 'અને મારૂં પણ તેમજ મત છે. હું હવે તારા ખાવાને ઘર જાઉં છું.'

'હુ પણ તમારી સાથે આવવા માંગુંછું.' આલીએ જણાવ્યું 'પેશોતનના દેખતાં હું હવે કાવજસાને મોંહ કેવી રીતે દેખાડું! દુકતાઓના કારસ્તાનથી હું બેજાર થઈ ગઈ છું! પણ ધનાકાકી, મને હમણા એક વીચાર આવે છે. તમે

જો હમણા જતાં રહેશોતો કાવજસા એમજ ધારશે કે તમે મારૂં લઇ જતાં રહયાં છેઃ માટે જો તમો પુતલી સાંજે અહીં આવે તે વેલા તેની સાથે જશો તો ઠીક થશે. ધનાકાકી! જો એટલું મારૂં કહેલું તમે કબુલ નહી કરશો?'

'એમાં અપમાન જેવું શું છે, તે હું જાતી નથી. એતો બધાંને ત્યાં દુકતા દુકતીઓ એડાં કહાડે છે. ફરક એટલોજ કે તારે ત્યાંના દુકતાઓ બીજાઓ કરતાં ઘણાજ મસ્તીખોર છે. તોપણ જયારે તારી મરજીજ છે તો હું પુતલી સાથે પાછી જઇશ.'

'ધનાકાકી! તમારી હું ઘણીજ આભારી થઇ છું!'

'છટ! પણ હું તેના બદલામાં જે માંગુ છું તે તું કરશે તો હું ઘણી ખુશી થઇશ.'

'તે શું?'

'તારા આ દીકરાઓને કાંઇબી કરી એકાદ નીશાલમાં તું જલદીથી મુક!' પણ એવી નીસાલમાં કે જયાં એઓને થોડા વખતમાં સુધારી નાખે.'

'કાવજસાએ અને મેં એ બાબદસર આજેજ પેશોતન સાથે વાત કીધી હતી. પેશોતન તેઓને કોઇ નરભેરામની નીશાલમાં મુકવા કહે છે. તેવણ જણાવે છે કે નીશાલમાં જમસેદજી નામનો કોઇ શીક્ષક છે, જે એ દુકતાઓને ઠેકાણે લાવશે. જમશેદજી સાથે વલી તેવણને ઓલખાણ પણ છે.'

'ત્યારે તું કાલને કાલ એઓને એ નીશાલમાં મોકલ!'

'પણ કાવજસાનો એ માટે વીચાર પુછવો જોઇએના.'

'હું પોતે તેવણ સાથે વાત કરીશ, એટલે તો બસની?' ધનાકાકીએ પુછયું.

'હા! તમારી મેહેરબાની થશે!'

પેશોતન જમ્યા પછી કાંઇ કામ હોવાથી જતા રહયા; પણ તેવણ સાંજે પોતા સાથે પુતલીને લાવવા કબુલાત આપી ગયા હતા, તેથી કલબમાં નાસી જવાની કાવજસાની ઘણી પણ ઇચ્છા છતાં તેવણને તે દીવસ ઘરમાંજ રહેવાની ફરજ પડી. તેવણ ગુસ્સામાં સાડા ચાર વાગતા સુધી પોતાના ઓરડામાં ભરાઇ રહયા, જેટલા વખતમાં તેવણનો ગુસ્સો લગભગ ઉતરી ગયો હતો. તેવણને વીચાર કરતાં જણાયું હતું કે અરધો વાંક તેવણનો પોતાનો હતો; પોતાના બચ્ચાંની કેલવણી પાછલ તેવણે પોતે જાતે અત્યાર સુધી કશું કીધું નહી હતું. ખુદ તેવણે પોતે છોકરાઓને છગાવી મુકયા હતા.

આખરે સાડા ચારનો અમલ થયો કે પુતલી પોતાના પતી પેશોતન સાથે આલીને મલવા આવી પહોંચી. તેઓની સાથેજ દાદાભાઇ દાકતર અને તેવણના ધણીઆણી રતનવહુ પણ આવ્યાં હતાં.

એવું બન્યું કે દાદાભાઇ અને રતનવહુ પોતાની દીકરી પુતલીને તેણીને ઘરે મલવા ગયાં. પણ તેઓ ત્યાં પુગ્યાં કે તેઓએ પુતલીને અને પેશોતનને ભાડેની એક ગાડીમાં બેસવાની તઇઆરી કરતાં દીઠાં. જયારે તેઓએ જાણ્યું કે તેઓ આલીને ઘર જતાં હતાં, ત્યારે દાદાભાઇએ પણ ત્યાંજ જવા પોતાની મરજી બતાવી; અને રતનવહુ પણ તેમ કરવા રાજી થયાં. આથી પેલી ભાડેની ગાડીને પાછી મોકલી દીધી, અને સઘલાંઓ દાકતરના ગાડીમાં બેસી સાડા ચાર વાગતે આલીને ઘર જઇ લાગ્યાં.

આથી કાવજસાને ઓરડામાંથી બાહેર નીકલવાની ફરજ પડી. સઘલાંઓ દીવાનખાનામાં ગોઠવાઇને બેઠાં.

'આલી! આજે તું એરંડયું પીધું હોય તેવું મોંહ કરી શું કામ બેઠી છ?' દાદાભાઇએ પુછયું.

'પુછો, એવણને?' આલીએ કાવજસા ભણી જોઇ કહયું 'જયારેબી કાંઇ ઉંધું થાએ છે કે બસ મારે માથેજ એનો તોપલો નાખવામાં આવે છે!'

'પણ છે શું, તે તો મને કોઇ સમજાવશો?' રતનવહુએ પુછયું.

ધનાકાકીએ આથી સઘલું કહયું. જ્યારે ધનાકાકી પેલી ડીશમાંના દેડકાઓની વાત પુરી કરી રહયાં કે સઘલાં ચુપ બેઠાં. કોઇને કાંઇ સુજે નહી; દાદાભાઇને તથા પેશોતનને તથા પુતલીને એ વાત સાંભલી ઘણું હસવું આવ્યું, પણ તેઓએ તે સમાવી દીધું.

'આ પ્રમાણે રાહઘાટ હવે વધારે વખત ચાલવા દેવો નહી જોઇએ.' આખરે કાવજસા પોતાનો બાકી રહેલો ગુસ્સો દાબી નાખી બોલ્યા 'વાંક કોણનો છે, તે તપાસવું જોઇએ; ત્યાર પછી ઉપાય શું કરવો તે જોવું જોઇએ.'

'હું ધારૂં છું કે ઘર સંસાર ચલાવવાની આલીની ખામીનો એમાં વાંક છે.' દાકતર દાદાભાઇએ જણાવ્યું 'અને—'

'ઓહ! પપા!' આલી રડતી બોલી 'તમે જાણતા નથી કે હું સઘલું ઠીક કરવા કેટલી મેહેનત કરૂં છું.'

'પણ ખોટી રીતની મેહેનત હોય તો કારભાર કદી સુધરે નહી. તમો બન્ને માટી બઇએરનો એમાં વાંક છે. છોકરાંઓને ધાકમાં રાખી સારી કેલવણી આપવાની દરેક માત પીતાની ફરજ છે.' દાકતરે બોલવું જારી રાખ્યું 'વલી તમોએ ખરચ પણ કમી કરવો જોઇએ; આલી, જરા મુગી રહે! હું જાણું છું કે તારી અને કાવજસાની તબીયત ઠીક રહેતી નથી. પણ તેમાં વાંક તમારો પોતીકો છે. તમો પોતે ચાલહાલ કરો નહી, અને જ્યારેબી બાહેર જાવો ત્યારે ગાડી વગર તમને ચાલેજ નહી, ત્યારે તબીયત તે કેવી રીતે ઠીક રહે? અને જ્યાં તબીયત ઠીક નહી હોય ત્યાં અલબતાં તેટલો વખત ઘરનો કારભાર ચલાવવામાં જરા અડચણ પડે. તમેજ જુઓ કે તમારા દીકરાઓ આખો દહાડો ફરહર કરે છે, અને તેથી તેઓની તંદરોસ્તી કેવી સારી રહે છે તે? પુતલીના ઘર તરફ તમે નજર કરો. તેઓ કેવાં સુખ્યાંરાં છે? તમારા કરતાં અતી ઓછી આવક છતાં તેઓ કેવાં સંતોશી અને સુખી છે? તમારી મોટી આવક છતાં જ્યારે તમારો ઘર કારભાર બરાબર ચાલતો નથી, ત્યારે આવક કરતાં તમે ખરચ વધારે કરતાં હોવાં જોઇએ!'

'આ વરસે ખરચને માટે આવક પુરતી જણાઇ નથી.' કાવજસાએ ગંભીરાઇથી જણાવ્યું.

સઘલાં ચુપ બેઠાં. કાવજસાના ઉપલા એકરારથી દરેક જણને જરા દલગીરી લાગી. ધનાકાકીએ પોતાના મનમાં છુપી હાએ મારી.

'કાવજસા!' દાકતરે જણાવ્યું 'તમારી કલબ શું તમે છોડી નહી દેવો? હું ધારૂં છું કે તમારી આવકનો સારો જેવો ભાગ ત્યાં ખરચાતાં નાણામાં બેસી જતો હોવો જોઇએ.'

'મારી કલબ વગર મારેથી જીવાય નહી' કાવજસાએ આતુરતાથી જણાવ્યું 'આ મારાં ઘરના અંધેર કારભારથી કંટાલેલા જીવને બે ઘડી મારે રાહત આપવી જોઇએ. બીજે કીએ ઠેકાણે અમે ખરચમાં કાપકુપ કરીએ તે હું યા આલી પોતે પણ જાણી શકતાં નથી. પેશોતન! એ કરકસરનો ગુપ્ત રહેલો હુન્નર અમને શા માટે તમો શીખવતાં નથી? શું તમે એ પર અજવાલું નહી નાખો?'

'આહ! કાવજસા! કરકસર કીએ ઠેકાણે કરવી તે જાણવા આપણને શીખવું જોઇએ. અથવા જાણવું જોઇએ.' પેશોતને હસીને જણાવ્યું 'કરકસર કરવી હોય તો તે પેહેલાંથીજ કરવાની ટેવ પાડવી, અને તે ખરી કરકસર હોવી જોઇએ. ખોટી રીતની કરકસર ઉલટી ખરચાલુ નીકલે છે. અમે પેહેલેથીજ કરકસર કરવાની ટેવ પાડી, એટલે હવે અમને કશું લાગતું નથી. પેહેલાં પેહલાં આપણને કડવું લાગશે પણ પાછલથી આપણને બેત્રડી મજાહ લાગશે. જાતી મેહેનત વગર કાંઇબી મલતું નથી. આપણને તે માટે થોડું ઘણું સોસવું પણ પડે છે. પાછલથી સુખ મલવાથી તેનો બદલો વલી રહે છે. વલી—'

પણ તેટલાં બજુના દીવાનખાનામાં મોટા ઘોંઘાટ સમેત દાખલ થવાથી પેશોતનના લેકચરમાં ખલલ પડી. બજુ પોતાના હાથે બીલાડીના એક બચ્ચાંને પુછડીથી ઉંચકી લાવી દાખલ થયો હતો. બીલાડીનું બચ્ચું 'મીઆંઉ'! મીઆંઉ'!' કરતું હતું.

'અહીં આવ હુકતા!' કાવજસા બોલી ઉઠયા 'એ તમે હુકતાઓ શું શું કરતા ફરો છો? સહવારના દેડકાઓને ઉંચકી દીશમાં નાખ્યા, અને હવે બીલાડીને ઉંચકી લાવ્યો. કોઇ જાનવર કેવું હોય અને કોઇ કેવું હોય, તેની તો દરકારજ નથી કરતા! અહીં, મારી પાસે આવ!'

પણ બજુ બરચો કાંઇ કાચો નહી હતો. જાણે કાંઇ સાંભલ્યું નહી હોય તેમ સપાટાબંધ પાછો બીલાડીને ઉંચકી દીવાનખાનું છોડી ગયો; અને ખેતર ભણી દોડયો.

'કાવજસા!' દાદાભાઇએ જણાવ્યું 'હું તમને કાંઇ કહેવા માંગુંછું. તમારે ગમે તો તે પર તમે અમલ કરો; હું સઘલાંના સારાં માટે કહુંછું. હું એમ જણાઉંછું કે તમોએ ચાર પાંચ દીવસમાં બાહેરગામ એબલા જતા રહેવું, અને છએક મહીના રહી અહીં પાછા આવવું. એટલો વખત તમારાં છોકરાંઓને પેશોતનને ત્યાં રાખવાં, જેઓ તેમને સ્કુલમાં મોકલશે, અને ધનાકાકીને ત્યાં ઘર સંસાર ચલાવવાની કેલવણી લેવા આલીને મોકલવી. હું ધારૂંછું કે પેશોતનને અને ધનાકાકીને એ માટે કશો વાંધો હોય નહી.'

'પણ જો પેશોતન પોતાને ત્યાં મારાં છોકરાંઓ રહે તેટલાં દર મહીને ખરચને માટે કાંઇ રકમ લેવા કબુલ થાએ તો મારે કબુલ છે!' કાવજસાએ જણાવ્યું.

પેશોતને અને પુતલીએ કાંઇબી લેવા માટે સખ્ત વાંધો ઉઠાવ્યો, પણ બીજાંઓના વચ્ચે પડવાથી એ વાંધો પણ પતી ગયો.

'હવે બાકી જે રહયું છે તે એજ કે સઘલાં નોકરોને જે દહાડે કાવજસા ઉપડી જાય તે દીવસે એક મહીનાનો વધુ પગાર આપી નોકરી છોડી જવા કહેવું' કાવજસાએ જણાવ્યું.

આ ગોઠવણ સરવેને પસંદ પડી, અને તે પર અમલ કરવામાં આવ્યો. બીજા આઠ મહીના વધુ થયા નહી કે કાવજસા પાછા ફરીઆ. તેવણના ઘરમાં ત્યાર પછી આલસુ નોકરો દીસ્યા નહી. ખરચ કરકસરથી ચાલવા લાગ્યો. 'હુકતાઓ' નરભેરામની સ્કુલમાં ઘડાતા જણાતા હતા. ટુંકમાં કાવજસાનું ઘર આગલની માફક જણાતું નહી. તેવણના ઘરનો રાહઘાટ ઘણોખરો પેશોતનના ઘરને મલતો આવતો હતો. અને એ સઘલો ફેરફાર શા માટે? આલીની ઘર સંસારી કરકસની કેલવણી લેવાના પરીણામથી?

સમાપ્ત. *

* *TWO MARRIAGES—IN THE UNHOLY WISH, &C.—BY MRS. HENRY WOOD.*

# સબ સબકી સંભાલ્યો!*

આજ ત્રણસો વરસની અગાડી નવાબાદ શેહેરમાં એક બુલંદ દરજ્જાવાલો નવાબ રહેતો હતો. આ શેહેર સઘલી વાતે સુખી હતું, પણ હમેસાં ખુદ નવાબ દુઃખી થતો જણાતો હતો, અને તેનું કારણ એકે એક અતી ખુબસુરત નાજનીન તેની સાથે પરણવા ના પાડતી, તોપણ નવાબનો સબુન રાખવા માટે તેણીએ એક ચોક્કસ મુદતે જવાબ આપવા પોતાનો ઠરાવ જણાવ્યો હતો. આખરે તે દીવસ આવી લાગ્યો, અને તે અદલ અને દયાલુ નવાબ પેલી પરી સમાન નાજનીન આગલ ગયો. પેલી નાજનીનનું નામ રોશનઆરા હતું. નવાબ પોતે રોશનઆરા આગલ ગયો, અને તેણીને પેલી કબુલાતની યાદ આપી: આથી રોશનઆરાએ મુરત જોવા માટે હુસ્યાર જોશીઓને અને વીદ્વાન સખસોને પોતાની હજુર લાવવા નવાબને અરજ કીધી. નવાબે એ વાત કબુલ કીધી, અને રોશનઆરાનો આ ઠરાવ તેણે પોતાના ન્યાયી અને ચંચલ વજીરને જણાવ્યો.

હવે એવું બન્યું કે નવાબ ભણેલો હતો, તથી તેના અમલમાં જુજ ભવીષ્ય કેહેનારાઓ નવાબાદમાં રહેતા હતાઃ કારણકે તેઓ પોતાનો ધંધો પડી ભાગ્યો જાણી બીજાં ગામો તરફ

* આ વાર્તા ૩૮ મી રાતે શરૂ થઇ હતી.

ચાલ્યા ગયા હતા. પણ એક ગમથી એક બે સીવાય સઘલા જ્ઞાની અને ખરા જોશીઓ નવાબાદથી નીકલી ગયા, ત્યારે બીજી તરફથી તેમની જગ્યા પુરવા પુસ્કલ ધુતારાઓ બાહેર નીકલી આવ્યા હતા. આથી નવાબનો હુકમ કેવી રીતે બજા લાવવો, તેના વીચારમાં વજીર પડયો. આખા નવાબાદ શેહેરમાં ફકત એકજ જોશીને તે થોડો ઘણો પણ જ્ઞાની સમજતો હતો, પણ જો રોશનઆરા પોતેજ એ વીદ્યામાં પ્રવીણ હોય તો પછી શું કરવું? વલી તે જોશી પણ એક બ્રાહમણ હતો. નવાબ પોતાના વજીરની મુસકેલીની વાત જાણતો નહી હતો, તોપણ તેણે બે દીવસ જેટલો વખત પોતાના વજીરને આપ્યો.

હવે પેલા બ્રાહમણનું નામ માહદેવ ગુરૂ હતું. વજીર જાણતો હતો કે ગુરૂ શેહેરના એક ઉજડ ભાગમાં રહેતો હતો, તોપણ તેની કીરતી સઘલે ફેલાઇ ગયલી હોવાથી નાના તેમજ મોટે વાંધેના સખસોથી તેનું ઘર હમેસાં ભરાયલું રહેતું હતું.

લાંબો વીચાર કીધા પછી તેને એક વીચાર સુજયો. સઘલા જોશીઓને અને વીદ્વાન સખસોને એકઠા કરી પોતાને ઘર બોલાવવા ફોજદારને અરજ કરવા તેનું મન થયું. પણ ફોજદાર અને વજીર વચ્ચે હમેસાં દુશમનાઇ ચાલતી હતી, તેથી વજીરે અરજ કરવાને બદલે હુકમ મોકલવા પસંદ કીધું, કે જેથી પોતાનો મોભો જણાઇ આવે. તોપણ વજીરે પેલા બ્રાહ્મણ માહદેવ ગુરૂને પોતાની તરફ કરી લઇ આગલથી ભણાવી મુકવા ઠરાવ કીધો, અને તે કારણ સર પોતાના ઘરે ગુરૂને બોલાવી લાવવા માટે માણસને મોકલ્યું. વજીરને બીક હતી કે ફોજદાર સઘલા જોશીઓને અગાડીથી ભણાવી મુકી પોતાની તરફથી લાવેલાને ખોટા પાડવા જરૂર તજવીજ કરશે, અને તેમાં તેની ભુલ ન હતીઃ કારણકે ફોજદાર અકબરઅલીએ ગુરૂના હમેસના કટા વેરી ઇબનલ-અજીબને પોતાની તરફ કરી લેવા પેલો રૂકો મલતાં વાર ઠરાવ કીધો હતો, અને તે માટે તેણે ઇબનલ-અજીબને પોતાને મકાને બોલાવી લાવવા માણુસ પણ મોકલ્યું.

'રામ, રામ, ગુરૂજી!' વજીરે માહદેવ ગુરૂને ઓરડામાં પેવસ થતાં જોઇ ઉઠી જણાવ્યું. ત્યાર પછી વજીરે ગુરૂજીને ખુબ છાપડે ચહડાવ્યો. ત્યાર પછી તેણે તેને નવાબનો હુકમ અને ઇબનલ-અજીબ વીશેની પોતાની બીક જણાવી.

'તેટલા માટે માહરાજ, તમારી તરફેનવાલા બીજા કેટલાકોને નવાબના મેહેલમાં લઇ આવવા કૃપા કરવી.' વજીરે જણાવ્યું.

'પણ નવાબ સાહેબ જ્યોતીષશાસ્ત્ર જાણે છે કે?' ગુરૂજીએ આતુરતાથી પુછ્યું.

'ભણ્યા હોય તો જાણે કે?' વજીરે જણાવ્યું 'એટલું તો ખરૂં કે નામદાર આ સુરજ છે, અને આ ચાંદ છે, તે પીછાણી શકે છે. વલી સુર્ય, દીવસના પોતાનો દેખાવ દઇ તાપ આપે છે તે પણ જાણેછ ખરા હો!'

'પણ જેહાંપણા મેષ, વરખ, મીથુન, કરક, સીંહ, કન્યા, તોલા, વરશ્ચક, ધન, મકર કુંભ, મી—'

'બસ કરો, ગુરૂજી બસ કરો! મેથી, વર, કન્યા, ગીઢ, વગેરે આપ મહારાજની સોડેજ રહેવા દો.' વજીરે ગુરૂજીને બોલતાં અટકાવી જણાવ્યું.

'પણ જેહાંપણા એ જાણતા તો હશેની?' માહદેવ ગુરૂજીએ પુછ્યું.

'ના, બાપુ ના! મહારાજ ના! પાટી પર ર ધુલ છાંટી હોય તો જાણે કે? લેવોની મેં પોતે એ નામો પેહેલ વેહેલાંજ સાંભલ્યાં. હા, વર ને કન્યા શબ્દ તો હું દરરોજ સાંભલું છું, અને તેમની શેહાદીની મીજલસમાં જવા હું ચુકતો પણ નથી.' દીવાને જણાવ્યું.

'ત્યારે આપ મને નવાબ સાહેબને સાચો વરતારો કહેવા જણાવો છો કે તેવણને છેતરવા સલાહ આપો છો?' ગુરૂજીએ પુછ્યું.

'યા અલ્લા! હું તમો માહરાજને કઇ સલાહ આપું તે સમજી શકતો નથી. ખરી વાત તો એ છે જે નવાબ સાહેબના જનાનખાનાંમાં રોશનઆરા નામની એક મેહબુબ છે, જેણી, જો હું ભુલતો ન હોઉં તો, દરબારમાંના દરેક જણ કરતાં ચપલ છે. તેણીએ એવા ઢોંગ કીધા છે કે તેણી જ્યાં સુધી જયોતીશોની સલાહ લે નહી, ત્યાં સુધી નવાબને નેકા કરવા માટે જવાબ આપવા અસકત છે. તેણીની મતલબ એમ કરી વખત ગાલવાની છે, એમ હું ધારૂં છું; હવે મારી મતલબ એ છે કે તેણીને એમાં નીરાશ કરવી. જેથી નવાબ જલડીથી તેણીની સાથ નેકા કરી રાજકારભાર પર પુરતું ધ્યાન આપે. તેટલા માટે ફલાણો ગૃહ કયારે દેખાતો બંધ પડશે, અથવા ફલાણો બનાવ કયારે પડશે, એવા સવાલો પુછે તો તેણીને તમો માહરાજે અને તમારા સોબતીઓએ જેમ બને તેમ નજદીકનો દીવસ કહેવો.'

'પણ મહારાજ! હું ગૃહને કેવી રીતે અટકાઉં?' ગુરૂજીએ પુછ્યું.

'એ ખરૂં; પણ તમો મહારાજ તમારી જીભને તો જરૂર અટકાવી શકશો: માટે જો તમારી ગણત્રી પ્રમાણે તેને મહીનો થવાનો હોય તો તમોએ અઠવાડયું કહેવું, અને વરસ હોય તો મહીનો કહેવો.'

'એતો મહારાજ ખરૂં! પણ તેણી એ તરકત પકડી પાડે તો?' ગુરૂજીએ પુછ્યું.

'આપે એ માટે ચીંતા કરવી નહી; તેણી એટલી બધી કાંઇ જયોતીષપણું જાણતી નથી, એમ મારી ખાતરી છે.' વજીરે જણાવ્યું.

'પણ માહરાજ! એક બ્રાહમણે જુઠું નહી બોલવું જોઇએ.' ગુરૂજીએ જણાવ્યું.

એના જવાબ તરીકે વજીરે પોતાની બેઠક તલેથી રૂપ્યાની એક ઠેલી ખેંચી કહાડી, અને ખણણણ કરતી ગુરૂજીના ખોલામાં નાખી.

'આતો બેઆના તરીકે ગણવી.' વજીરે જણાવ્યું. ગુરૂજીએ આનાકાની સાથ તે હાથમાં લીધી, અને પછી તરતજ પોતાના પોખાલ ગજવામાં તે સેરવી દીધી.

'જયારે આપની એમજ મરજી છે તો તમારો દાસ આપની ઇચ્છા પ્રમાણે કરશે. પણ શક દુર કરવા હું મારી સાથે બીજા મારા થોડાક ચેલાઓને પણ લઇ આવીશ, હો કે?'

'તેની મારે કયાં ના છે? જેવા ગુરૂજી તેવા વલી ચેલા! કેમ, ખરૂંની? કેમ ગુરૂજી બોલ્યા નહી?' વજીર હવે જરા આનંદમાં આવી જઇ બોલ્યા.

'પણ મહારાજ, એક વાત કહેતાં હું ભુલી ગયો. જો મારો વેરી ઇબનલ-અજીબ મારી સામે તકરાર કરે તો પછી?' ગુરૂજીએ પુછ્યું.

'પણ તેનું વલશે શું? તમો આટલા બધાઓની આગલ તેનું મત તે શી બીશાદમાં?' વજીરે જણાવ્યું.

'પણ ધારો કે તે પણ મારી પેઠેજ બીજાઓને લઇ આવે તો?'

'આહ! એનો પણ કાંઇ રસ્તો થવો જોઇએ.'

'એક છે; અને તે એકે તમોએ તેને પણ રૂપ્યા આપી હાથ કરી લેવો, અને તેને જણાવવું કે જે હું કહું તેને તેણે ટેકો આપવો.' ગુરૂજીએ જણાવ્યું.

'શાબાશ! ગુરૂજી જીવતા રહો, અને એવીજ સલાહ આપતા રહો. એ ખાસ્સી સલાહ આપી છે. હું હમણાજ એને બોલાવી લાવવા નોકરને મોકલું છું.'

'પણ મારે અગાડીથી જતા રહેવું જોઇએ.' એટલું બોલી ગુરૂજી ઉઠયા. વજીર તેવણને બારણા સુધી વલાવવા જાતે ગયા.

આટલા સુધી રચેલી બાજી ફતેહમંદ ઉતરી હતી, એમ વજીર વીચારવા લાગ્યા; પણ હજી અકબરઅલી ફોજદારના મીત્ર ઇબનલ-અજીબને હાથમાં લેવાનું કામ બાકી હતું, તેથી વજીર સાહેબે તેની પર પોતાને ઘર જલદીથી મલી જવા તેડું મોકલ્યું; પણ પેગામચી પાછો વલ્યો, અને જણાવ્યું કે 'ઇબનલ-અજીબને કોટવાલે બોલાવ્યો છે, તેથી ઘણો વખત થયાં તે હજી ફોજદારના ઘરમાંજ છે.'

હવેજ વજીર ઉતાવલ કરી જે હુકમ ફોજદાર પર મોકલ્યો હતો, તેને માટે પસ્તાવા લાગ્યો. તેણે ફોજદારને બે ચાર મનમાં 'ચોપરી કાધી.' દર અડધે અડધે કલાકે તેણે ઇબનલ-અજીબને ઘરે માણસો દોડાવ્યાં, પણ દર વખત માણસો પાછાં ફરતાં કે ઇબનલ-અજીબ પોતાને ઘરે આવ્યોજ નથી, અને ફોજદારને ત્યાંબી નથી; જેમ જેમ આ સંદેસા વજીરને પુગતા ગયા, તેમ તેમ તે ફોજદાર પર ગુસ્સે થતો ચાલ્યો; તેણે નકકી ધારયું કે ફોજદારે ઇબનલ-અજીબને, જયાં સુધી જોશીઓને નવાબના મેહેલમાં એકઠા કરવાનો દીવસ આવી પુગે ત્યાં સુધી, છુપાવી રાખવા ઠરાવ કીધેલો હોવોજ જોઇએ, અને વજીરને ઇનસાફ આપવા ખાતર જણાવવું જોઇએ કે એ તેનો શક કાંઇ ખોટો ન હતો.

પણ હવે જે વખતે વજીર સાહેબ ગુરૂજી સાથે બાજી રચવામાં રોકાયલા હતા, તે વખતે ફોજદારના ઘરના ઓરડામાં શું બનતું હતું તે જોઇએ.

વજીરનો જેવો પેલો હુકમ ફોજદારને મલ્યો કે તે ચતુર વજીરની યુકતી તરત ચેતી ગયો. તે જાણતો હતો કે વજીર માહદેવ ગુરૂને જરૂર પોતાના હાથમાં લેશે; અને ખબર કાધતાં તેને જણાયું કે થોડોજ વખત અગાડી ગુરૂજીને ત્યાં વજીરનું એક માણસ ગયલું જણાયું હતું, માટે ફોજદાર પોતાના જાતીલા ઇબનલ-અજીબને શા માટે હાથમાં ન લે? વલી રોશનઆરાની બાજી પણ તે વજીરની પેઠે ચેતી ગયો હતો. રોશનઆરાને ફોજદાર પેહેલાં પોતાની બીબી કરવા માટે બજારમાં ખરીદવા માટે ગયો હતો, પણ ત્યાં જઇ પોં-

હોય તેની અગાડી તો તેને જણાયું હતું કે તેણીને તો ચાર પાંચ કલાક અગાડી વજીરે નવાબ સારૂ ખરીદી હતી, માટે તેને તે માટે વજીર સાથે નવાબ પર પણ ચીઢ ચહડેલી હતી, તેથી આ તકે નવાબ અને વજીર પર નાનો જેવો કીનો લેવાની ટક તેણે ગુમાવી દેવા નાદરૂસ્ત ધારયું, અને તેથીજ તેણે ઇબનલ-અજીબને બોલાવવા માણસ મોકલ્યું.

અકબરઅલી ફોજદારનું માણસ ઇબનલ-અજીબને બોલાવવા ગયું, તેટલાં ફોજદારે પોતાની તીજોરી ઉઘાડી, અને રૂપ્યાથી ભરેલી એક ભારી ઠેલી બાહેર કહાડી પોતાની બેઠકના તકીઆ હેઠલ મુકી. ફોજદાર જાણતો હતો કે નવાબ અને વજીર પર એકી વખતે કીનો લેવાનું કામ કાંઇ રૂપજી વગર બનવાનું નહી હતું. તે ત્યાર પછી તીજોરી બંધ કરી ઇબનલ-અજીબની રાહ જોતો બેઠો. જેવો ઇબનલ-અજીબ ઓરડામાં દાખલ થયો કે ફોજદારનું પેહેલું કામ પેલી ઠેલી ઇબનલ-અજીબના પગ આગલની જમીન પર અવાજ થાએ એવી રીતે નાખવાનું હતું.

'યા અલ્લા!' ઇબનલ-અજીબ બે ચાર દગલાં પાછલ હઠી જઇ બોલ્યો, અને પછી તે બે ચાર મીનીટ સુધી પેલી ઠેલીને દુરથી ટીકી ટીકી જોવા લાગ્યો.

'જો તું મારૂં કામ કરે તો ઇબનલ, એ તારી છે.' ફોજદારે જણાવ્યું.

'મારી? વાહ, વાહ!' કંજુસ ઇબનલ ખુશાલીમાં આવી જઇ બોલ્યો 'એને માટે તમો જે કામ સોંપો તે કરવા હું તઇઆર છું.'

ફોજદારે ટુંકમાં સઘલું જણાવ્યું.

'પણ ખુદાવંદ, હું શું કરૂં, તે તો મને જણાવો?' ઇબનલ-અજીબે જણાવ્યું.

'બસ તારે હમેસાં પેલા લુચ્ચા ગુરૂના અને તેના સોબતીઓના મતની સામે હમેસાં વીચાર જણાવવો. જો તેઓ એમ કહે કે આફતાબ તે સુરજ છે, તો તારે જણાવવું કે તે ચંદ્રમા છે, અને માહતાબ તે સુરજ છે!'

'ખુદાવંદ, હું તેમ કરવા તઇઆર છું; પણ લોકો તો મને બેવકુફ ઠેરવશે.'

'તેની સાથે તારે કામ નથીઃ મેં તને ફરમાવ્યું તેમ કહેવું, એટલે આ ઠેલી તારી થઇ.'

'પણ ખુદાવંદ, એક કાલી ચીજને ધોલી કહેવી એ——'

'બસ, બસ! મેં કહયું તેમ તારે કરવું જોઇએ; પણ બીજી એક વાત કહેતાં હું ભુલી ગયો, અને તે પર તારે અમલ કરવો જોઇએ.' ફોજદારે જણાવ્યું.

'તે શું ખુદાવંદ?'

'તે એકે છેલ્લી ઘડી સુધી તારે કેઠે છુપાઇ રહેવું, અને પછીજ નવાબના મેહેલમાં જવું.' ફોજદારે જણાવ્યું.

'એમ શા માટે?'

'મને કાંઇબી સવાલ ના પુછ; પણ મારા હુકમને તાબે થા.' ફોજદારે જણાવ્યુંઃ

ઇબનલ-અજીબે તેમ કરવા કબુલ કીધું, પણ તેણે પોતાના બે ત્રણ સોબતીઓ સાથે હાજર થવા ફોજદાર પાસે રજા માંગી, જે ફોજદારે ખુશીથી આપી. ફોજદારના પુછવાથી ઇબનલ-અજીબે પોતે કયાં રહેવાનો તે મુકામની ખબર આપી, જયાં ફોજદારે, વખત સર મેહેલમાં હાજર થવા માટે ઇબનલ-અજીબને ખબર આપવા માટે, પોતાનું માણસ મોકલવા કબુલ કીધું.

બીજે દીવસે વજીરે પાછાં માણસો ઇબનલ-અજીબને ઘરે મોકલ્યાં, પણ ઇબનલ-અજીબ ત્યાં હોય કયાંથી જે મલે? ફોજદારે વજીર પર પેલા રૂકાના ઉતરમાં એવું કેહેવાડયું કે ઇબનલ-અજીબ તો ચાલીસેક ગાંઉપર આવેલાં એક ગામમાં પાકા-પીરને માનતા ચહડાવવા ગયો હતોઃ તેથી તે અઠવાડયું સુધી પાછો વલવાનો નહી હતો!

બીજે દીવસે વજીર ચીંતાતુર ચેહેરે દરબારમાં ગયો. પણ જેવી દરબાર બરખાસ્ત થઇ, અને નવાબ પોતાના ઓરડામાં ગયો કે વજીરે તેને મલવા માંગ્યું: જેથી નવાબે વજીરને પોતાની હજુરમાં આવવા રજા આપી. વજીરે, ફોજદારની રચેલી બાજીને ઉંધી વાલવા, તે દીવસે ઠરાવ કીધેલો હોવાથી, તેણે નવાબને જણાવ્યું કે શેહેરમાં જોશીઓની બે ટોલીઓ છે, જેઓ મગરૂરી યાતો અદેખાઇથી હમેસાં એક બીજાના મતથી વેગલા પડે છેઃ જેથી શેશનઆરાના સવાલોના ખરા જવાબો આપવાને બદલે તેઓ એકેએકથી ઉલટું બોલી ઘોંટાલો ઉભો કરશે; તેટલાં માટે વજીરે નવાબને એવી ફરમાસ કીધી કે શેશનઆરાને સમજાવી તેણીને એવી દરખાસ્ત કરવી કે જે જે સવાલો તેણી પુછવા માંગે તે સવાલો તેણીએ લખીને પેહેલાં બ્રાહમણ જોશીઓના વડાને આપવા, અને તેની પાસેથી લેખીત ઉતરો માંગવા; ત્યાર

પછી તે સવાલો મુસલમાનોના વડાને આપવા અને તેની પાસેથી પણ લખેલાજ ઉતરો માંગવા.

નવાબને આ ઉપાય પસંદ પડયો; તેથી તે રોશનઆરા આગલ ગયો, અને જે વાત વજીરે તેની આગલ કીધી હતી તે, તથા પેલી દરખાસ્ત તેણીને કહી, જેમ કરવા તેણીએ કબુલ કીધું. નવાબે રોશનઆરાનો ઠરાવ વજીરને જણાવ્યો, જેથી તે ખુશ થતો પાછો પોતાને ઘરે વીદાય થયો.

આગલથી કીધેલી ગોઠવણ મુજબ વજીર તે બપોરના બે વાગતે પાછો નવાબના મેહેલમાં ગયો, જ્યારે સઘલા જોશીઓ બજારના ચોકમાં ભેગા મલી ચાર વાગતે સરઘસના આકારમાં નવાબના મેહેલમાં વાજતે ગાજતે જવાના હતા.

સરઘસ પસાર થવાના રસ્તા પર એક વાગતેથી લોકોએ એકઠા થવા માંડયું હતું. અને સાડા ત્રણ થયા તેની અગાઉ તો રસ્તાઓ, ઘરો, છાપરાંઓ, અને ઝાડો વટીક લોકોથી ચીકાર થયાં હતાં.

બરાબર સાડા ત્રણનો અમલ થયો કે સરઘસ મેહેલ ભણી જવા લાગ્યું. એ સરઘસમાં, આગલ હું કહી ગયો તેમ, શેહેરે નવાબાદના સઘલા ડાહયા પુરૂશો જમાવ થયા હતા. પેહેલાં ઢોલ, તાસા ઇત્યાદી વાજીંત્રો વાજાંવાલાઓ વજાડતા ચાલતા જણાતા હતા. તેમની પાછલ નવાબના ઘોડેસ્વારો લોકોને ખસાડતા આગલ વધતાં હતા. જેમની પાછલ મહાદેવ ગુરૂજી ભપકાદાર પોષાક પેહેરી અને હાથમાં એક દંડુકો પકડી ચાલતા હતા, જેમના માથા પર એક મોટી લાલ રેશમી છત્રી ઓધાડી પાસે પાસે એક ચોબદાર ચાલતો હતો. એમની પાછલ ગુરૂજીના બીજા આસરે એક દજન ચેલાઓ મુછના આંકડા ચહડાવતા અથવા 'બોલો મહાદેવકી જય' પોકારતા અથવા ગ્રંથો લઇને મોટા દમામ સાથે ચાલતા હતા. તેમની પાછલ એક બ્રાહમણ બે મસ મોટાં પુસ્તકો ઉંચકી જતો હતો. તેની પાછલ બીજા કેટલાક પોહોરેગીરો ચાલતા હતા. જેમની પાછલ લોકોનું ટોલું ચાલતું હતું, અને તેઓની ઠેક પાછલ ગાડીઓની હાર લંબાયેલી હતી.

પણ એ સરઘસ હજી તો નવાબના મેહેલમાં દાખલ થવાના દરવાજા આગલ જઇ પુગ્યું નહી, તેટલાં તો સામેના રસ્તા તરફથી એક બીજું સરઘસ આવતું હતું.

એ સરઘસમાં આગલ આગલ ઇબનલઅજીબ સાહેબ પેહેડી ચાલતો હતો. તેની પાછલ બીજા આસરે પંદરેક લાંબી દહાડીવાલા ડાહયા પુરૂશો ગંભીર ચેહેરે અને કોરાનમાંના ફકરા પોકારતા ચાલતા હતા. તેમના દરેકના હાથમાં અકીકના દાણાની માલા હતી. એઓની પાછલ કેટલાક સીપાઇઓ અને લોકો ચાલતાં હતાં.

પણ એવું બન્યું કે ગુરૂજીવાલું સરઘસ પેહેલાં મેહેલમાં દાખલ થયું; જેથી ઇબનલ-અજીબનો મીજાજ જરા જતો રહયો. તેણે પોતાનો મરતબો કમી થયલો એથી ધારયો, પણ કરે શું? ગુપચુપ તે અને તેના સાથીલાઓ ગુરૂજીના સરઘસની પાછલ દાખલ થયા.

અગાડીથી ઠેરવી મુકેલા ઓરડામાં સઘલાને લઇ જવામાં આવ્યા, અને તેમને બેસાડવામાં આવ્યા.

સઘલાઓ બેઠા પછી રોશનઆરાએ આગલથી પોતાની બાંડી પાસે લખાવેલા સવાલો નવાબના હાથમાં મુકયા. નવાબે પેહેલો સવાલ ફાડી લઇ ગુપચુપ પોતાના મુનશી પાસે તેની નકલો બીજા ઓરડામાં કરાવી મંગાવી, અને તેની અકેક નકલ તથા બીજું એક ફાલતું કોરૂં કાગલ અને ખડીયો કલમ પેલા ડાહયા પુરૂશો યાને જોશીઓને આપ્યાં, અને તેમને સવાલનો ઉતર લખી આપવા જણાવ્યો. પણ નવાબે એક દગલું આગલ ભરીયું; તેણે માહદેવ ગુરૂને અને તેની ટોલકીવાલાઓને પાસેના એક ઓરડામાં એકમત થઇ જે તે એક જવાબ લખી લાવવા મોકલ્યા, જ્યારે બીજા ઓરડામાં ઇબનલ-અજીબને અને તેની ટોલીવાલાઓને એજ કામ સારૂ મોકલ્યા. તેમને આપેલો પેહેલો સવાલ નીચે મુજબ હતોઃ—'સુર્યનું ઘરણ કયે દહાડે થશે?'

નવાબે મુરત સાથે એ સવાલને કશું લાગતું વલગતું ધારયું નહી, તેથી જોશીઓને તેમના ઓરડામાં મોકલી પોતે રોશનઆરા આગલ ગયો, અને તેનું કારણ પુછયું. રોશનઆરાએ એનો એવો ઉતર વાલ્યો કે જોશીઓ ખરેખર મુરત જોવાને લાયક છે કે નહી તેની અગાડીથી તેણી તેમની પરીક્ષા કરવા માંગતી હતી. નવાબને એમાં વાંધો ઉઠાવવા જેવું લાગ્યું નહીઃ તેથી તે પાછો પોતાની અસલ જગ્યાએ આવીને બેઠો.

હવે ઇબનલ-અજીબે યા ફોજદારે યા કોઇએ પણ આવા સવાલની આશા રાખી નહી હતી. ગુરૂજી તો એ વીધ્યામાં પાહવન હતા, એટલે તેમને કાંઇ મેહેનત પડી નહી;

જ્યારે બીજા હાથ પર ઇબનલ-અજીબ અને તેની ટોલીવાલા તો ગભરાટમાં પડી ગયા; તોપણ ફોજદારે પોતાની યુકતીથી તેમનો છુપો ગભરાટ નરમ પાડયો. તેને હીકમત વાપરી ગુરૂની ટોલીવાલાનો જવાબ મેલવ્યો, અને તે પોતે કામને બાહને આપી આવ્યો; આ જવાબથી ઇબનલ-અજીબના જીવને તાહડક પડી. તોપણ પોતે ગુરૂજીના જેટલોજ પ્રવીણ છે, એમ દેખાડવા માટે ગુરૂનો જે જવાબ ઠગાઇથી તેણે મેલવ્યો હતો, તેજ જવાબ તેણે આ વખતે લખી કહાડયો.

આગલથી કરી રાખેલી ગોઠવણ મુજબ પા કલાક પછી ઘાંટ વજાડવામાં આવ્યો કે સઘલા ડાહયા પુરૂષો પોત પોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા.

નવાબના હુકમથી મુનશીએ બન્ને ટોલીના વડાના હાથમાંથી લખેલા જવાબો લીધા, અને તે સઘલાંની હજુરમાં વાંચી સંભલાવ્યા:—

ગુરૂની ટોલીવાલાઓનો જવાબઃ—માહ શુદ પુનેમને દીવસે

ઇબનલ-અજીબની ટોલીવાલાઓનો પણ એજ જવાબ!

'અલ્લા, કરીમ!' નવાબે મોઇદીનને જણાવ્યું 'બન્ને ટોલીવાલાઓ એમાં તો એકમત છે.'

'હા, જેહાંપણા! હું પણ તે જોઉં છું. પણ બીજો સવાલ શું છે, તે હવે જોઇએ.'

આગલની પેઠે મુનશીએ બન્ને ટોલીવાલાઓને લખેલો સવાલ આપ્યો, જેથી બન્ને ટોલીઓ પાછી વીચાર કરવા આગલની પેઠે જુદા જુદા ઓરડામાં ગઇ.

સવાલઃ—આ વરસનું ફલ કેવું છે?

ગુરૂજીની ટોલીવાલાઓ પોતાના ઓરડામાં ગયા કે તરતજ ગુરૂજીએ પોથાઓ ઉથલાવ્યા, અને તેમાં જોઇને લખી લીધું. પણ ઇબનલ-અજીબ તો બાપડો ગભરાટમાં પડી ગયો. તોપણ તેણે પોતાના મનમાં જે દરૂસ્ત લાગ્યું તે લખી કહાડયું.

આ વેલા પા કલાકને બદલે તેઓ અડધે કલાકે નવાબ આગલ પાછા ગયા હતા. નવાબના હુકમથી મુનશીએ ગુરૂજી અને ઇબનલ-અજીબ પાસેથી લખેલા જવાબો લીધા, અને આ પ્રમાણે વાંચી સંભલાવ્યા. પેહેલાં તેણે ગુરૂજીની ટોલીવાલાનો જવાબ વાંચી સંભલાવ્યો હતો:—

"આ વરસનો રાજા મંગલ છે, પ્રધાન બુધ છે, આગલા ધાન્યનો સ્વામી શનીશ્વર છે. વરસાદનો સ્વામી મંગલ છે. રસકસનો સ્વામી ચંદ્રમા છે. પાછલા ધાન્યનો સ્વામી ભરેસ્પતી છે. બુધ——"

મુનશી બીજું વધારે વાંચવા જતો હતો, પણ તેને નવાબે અટકાવી જણાવ્યું 'મુનશી, એ બધું છોડી દેઓ, અને ફલ શું છે તેજ વાંચો.'

આથી મુનશીએ નીચેનો ભાગ વાંચી સંભલાવ્યો કે 'રાજા પ્રજા સુખી રહેશે, વરસાદ ઘણો વરસશે, પૃથ્વીમાં ધાન્ય ઘણું પાકશે, રાજા લોકોમાં પ્રીતી થશે, ને પ્રજામાં સુખ થશે. વલી—'

'બસ કરો, મુનશી! એટલું ઘણું થયું.' નવાબે મુનશીને વાંચતો પાછો અટકાવી જણાવ્યું 'હવે આપણા ઇબનલ-અજીબ શું કહે છે, તે વાંચી સંભલાવો.'

આ સાંભલી ઇબનલ-અજીબના પેટમાં કલેજી પણ નહી રહી હતી; મુનશીએ હવે ઇબનલ-અજીબનો વરતારો નીચે પ્રમાણે વાંચી સંભલાવ્યોઃ—

'સુરજ સાથે ચાંદ અઠડી પડશે, જેથી મક્કા અને મદીના શેહેરો એકદમ આશમાનમાં ચઢી જશે, જ્યારે દુન્યાના બધા ભાગો માણસો સહીત ડુબી જશે; પણ મહમદ પેગમ્બરને માનનારાઓને મહમદ જાતે ફરેસ્તાના રૂપમાં આવી ખેંચાવી લેશે. આપણો ધરમ પાલનારાઓ સીવાય સઘલાઓ દોજખમાં જઇ પડશે, અ—'

'બસ, બસ, મુનશી!' નવાબે જણાવ્યું 'બ્રાહમણો કરતાં આ તદન ઉલટોજ વરતારો છે.'

હવે શું કરવું તે માટે નવાબે રોશનઆરાનું મત પુછયું તો તેણીએ બીજા વધુ સવાલો પુછવા ના પાડયા, અને સઘલાને જતા રહેવા જણાવ્યું: આથી સભા બરખાસ્ત કરવામાં આવી. ગુરૂજી અને ઇબનલ સઘલા પોત પોતાને મકાને ખુશી થતા વીદાય થયા. બીજે દીને નવાબ રોશનઆરા આગલ ગયો, અને તેણીનું મત પુછયું, તો તેણીએ રોકડો જવાબ આપ્યો કે 'જોશીઓમાં એટલો તો મતફેર છે કે મુરત કેવી રીતે અને કોણ પાસ જોવાડું તેની મને સમજ પડતી નથી. માટે હાલ તરત તો લગ્નની વાત માંડી વાલવી; તેટલાં કોઇ જો બાહેરનો હુસ્યાર જોશી અહીં આવી લાગશે તો તેની પાસે મુરત જોવાડી નેકા કરીશું.'

આવો જવાબ સાંભલી નવાબ પોતાના મનમાં પેલા ડાહયા પુરૂશોને લાખો લાખ ગાલો ભાંડવા લાગ્યો; તેના હાથમાં બીજો ઉપાય નહી હતો કે જેથી તે રોશનઆરાનું મન ફેરવી શકે. તે જો જોરજુલમથી તેની સાથે નેકા કરે તો તેજ ઘડીએ રોશનઆરાએ પોતાની છાટીમાં ખંજર ભોકી આપઘાટ કરવાની ચેટવણી ગંભીરતાથી આપી હતી; તોપણ નવાબે પેલા સઘલા જોશીઓને કાંઇ નહી તો શીક્ષા કરવા ઠરાવ કીધો હતો. બે ત્રણ દીવસ ગયા કેડે નવાબે પાછું રોશનઆરાને નેકા માટે પુછયું પણ તેણીએ તેને આગલોજ ઉતર દીધો, જેથી નવાબે કોઇને નહી તો જોશીઓના પેલા બે વડાઓને શીક્ષા કરવા મનમાં ધારી તેમને બીજે દીને પોતાની દરબારમાં હાજર કરવા પોતાના વજીરને જરા ગુસ્સાથી હુકમ કીધો. આ હુકમ સાંભલી વજીર તેમજ ફોજદારના મનમાં દહેસ્ત પેઠી. રખેને ગુરૂ અને ઇબનલ સઘલું ભોપાલું નવાબ આગલ ફુંકી આપે તેની તેમને કુદરતી રીતે ધાસ્તી લાગી. આથી વજીરે ગુરૂને બોલાવી મંગાવ્યો, અને તેને બીજું વધુ ઇનામ આપી તેની પાસે કબુલાત લીધી કે ગમે તે થાય તોપણ વજીર સાથની આગલી ગોઠવણ માટે કાંઇબી ઇસારો કરવો નહી. વલી એ પ્રમાણે જો ગુરૂ કરે તો વજીરે તેને બચાવી લેવા ખાતરી આપી. ફોજદારે પણ ઇબનલ-અજીબ સાથે એવાજ કરાર કીધા.

આ સઘલું છતાં વજીરને તેમજ કોટવાલને પેલાઓ પર ભરૂસો નહી હતો, તેથી તેઓએ પોતાની દુશમનાઇ ભુલી જવા દહાપણ ભરેલું ધારયું, અને તેથી વજીરની ફરમાસથી ફોજદાર વજીરને મકાને પધારયા. વજીર સાહેબે આદરસ્તકાર કરી ફોજદારને બેસાડયા, અને પછી બોલ્યાઃ—'ભાઇ ફોજદાર અકબરઅલી; આપણે શું કામ દુશમન થઇએ? આપણે જો સમજીને રહયે તો તે બેઉના ફાયદા અરથે છે.'

'ખુદાવંદ, હું તમારા જેટલોજ એ માટે આતુર છું' ફોજદારે જણાવ્યું 'પણ જયારે તમે હમેસાં મારા ચુકાદાની આડે આવીને તે ફેરવી નાખો છો, ત્યારે તે કેમ બને?'

'હવે ગઇ ગુજરી ભુલી જઇએ. જે જે તમને બક્ષેસ તરીકે મલે તેમાંનો જો તમે મને અરધો હીસ્સો આપો તો હું કદીબી આપ ભાઇની વચ્ચમાં આવીશ નહી.' વજીરે જણાવ્યું.

'કબુલ છે. પણ હવે પેલા કંગાલ જોશીઓ વીશે શું ધારયું? જો તેઓ સઘલું ફુંકી આપશે તો નવાબ સાહેબ આપણી ઉપર ખફા થશે.' ફોજદારે જણાવ્યું 'એટલુંજ નહી પણ શેહેર બાહેર કાહડી નાખશે.'

'જો ભાઇ, એક વીચાર મને સુજે છે.' વજીરે જણાવ્યું 'તેઓ નવાબની હજુર હાજર થાય તેની અગાડી આપણે તેઓ સામે નવાબના કાન ભરીએ; એટલે નવાબ તેઓ સામે ખુબ છેડાશે અને તેમનું કાંઇ સાંભલશે પણ નહી.'

'વાહ, વાહજી વાહ!' ફોજદારે જણાવ્યું 'ખુદાવંદ! આપે અછી યુકતી શોધી કાહાડી છે. આપ, નવાબને કહેજો કે એવા ધોંગીઓને તો બાંધી મારવા જોઇએ, અને જેવા નવાબ સાહેબના મુખમાંથી બાંધી મારવાનો હુકમ નીકલશે કે પેલાઓ એકબી શબ્દ બોલે તેની અગાડી તો મારા ચોબદારો દરબારની બાહેર એકદમ તેમને ઘસડી જશે, અને શીક્ષા અમલમાં લાવશે. એ માટે હું મારા હાય હેડલનાઓમાંથી જે ઘણાજ હુસ્યાર હશે તેમને હુકમ આપી રાખી મુકીશ.'

આ પ્રમાણે ઠરાવ કરી વજીર અને ફોજદાર છુટા પડયા.

પણ એક તરફ આ પ્રમાણે બાજી રચાતી હતી, ત્યારે તે દીવસની રાત્રે બીજી તરફ ગુરૂજી અને ઇબનલ-અજીબ ગુરૂજીના ઘરમાં પ્રંપચ રચતા જણાતા હતા. સઘલા જણાને પોતાની આબરૂ અને જીંદગી વહાલી હોય છે.

રાતના દશેકનો વખત થયો કે ગુરૂજીએ મોકલેલા સંધેસા મુજબ ઇબનલ-અજીબ તેને કોઇ ઓલખે નહી તે માટે દુપેટો મોંહ પર વીંટાલી ભરાતો છુપાતો ગુરૂજીના મકાનમાં દાખલ થયો.

'ઇબનલ, આપણને પણ આપણી જીંદગી વહાલી છે.' ગુરૂજીએ વાત છેડી.

'હા ગુરૂજી!' ઇબનલે જવાબ વાલ્યો.

'ત્યારે આપણને શીક્ષા ન કરવામાં આવે માટે કાંઇ ઉપાય તો કરવો જોઇએ; મને એક આવે છે ખરો.' ગુરૂએ જણાવ્યું.

'અને તે એકે વજીર અને ફોજદારને ઉંધાડા પાડવા.' ઇબનલે જણાવ્યું.

'તેમજ, ભાઇ.' ગુરૂએ કહયું.

'ગુરૂજી, હું તેમ કરવા તઇઆરછું.' ઇબનલે જણાવ્યું.

'મેં ઠરાવ કીધો છે.' ગુરૂએ વલતો ઉત્તર દીધો.

'અલ્લાના નામથી જણાઉંછું કે હું એમજ કરીશ.' ઇબનલે સોગંડ ખાધા.

'અને હું પવીત્ર ગાયના સોગંડ ખાઇને જણાઉંછું કે હું પણ તેમજ કરીશ.' ગુરૂએ જણાવ્યું.

'પણ જો નવાબ પુછે કે પેહેલીજ વેલા આપણે એ શા માટે નહી કહયું તો પછી?' ગુરૂએ થોડીવાર વીચાર કરી યાદ આવવાથી એ સવાલ પુછયો.

'તો હું તો એમ તોલ્લો મારીશ' ઇબનલે જણાવ્યું 'કે ફોજદારે મને મારા પગ ઉંચે અને માથું નીચે રાખી તાંગી રાખ્યો હતો, અને મારી પાસે એ ભોપાલું નહી કહેવાની કબુલાત લીધી હતી.'

'અને હું સોગંડ ખાઇ જણાવીશ કે વજીરે મને મારી આબરૂનો અને માલમીલકતનો નાશ કરવા ધમકી આપી હતી.' ગુરૂએ જણાવ્યું.

'ચાલો, ત્યારે! હવે ગુરૂજી હું જાઉંછું.' ઇબનલે જતાં જણાવ્યું 'કાલે આપણી આજની ગોઠવણ મુજબ ચાલવા ભુલતા ના?'

'ભાઇ, તારે કસી બીક રાખવી નંહી.' ગુરૂએ ઉતર વાલ્યો.

આ પ્રમાણે એક બીજાના કટ્ટા દુશમનો જાની મીત્ર થઇ છુટા પડયા.

આખરે સવારી આવી પુગી, અને ગુરૂને તથા ઇબનલને કોપાયમાન થયલા નવાબની દરબારમાં ઉભા કરવામાં આવ્યા. વજીરે ફોજદારને આપેલી કબુલાત મુજબ ખરેખરા કાન ભંભેરાવ્યા હતા. જે બાજુ ઇબનલને અને ગુરૂને ઉભા રાખવામાં આવ્યા હતા, તે બાજુ ભણી ફોજદારનાં વીસવાસુ ચોબદારો તઇયાર ઉભા રહેલા જણાતા હતા.

'પેલા જોશીઓ તરીકે પોતાને ઓલખાવનારા બે ઠગારાઓને મારી હજુર લઇ આવો.' નવાબે હુકમ કીધોઃ આથી ફોજદારના માણસોએ ગુરૂ અને ઇબનલને ઘસડી નવાબ સનમુખ ઉભા રાખ્યા.

'અએ કંગાલ કમબખ્તો!' નવાબે ગુસ્સાથી જણાવ્યું 'તમો તમારા બચાવમાં શું કહેવા માંગો છો? તે દહાડે તમોને પુછેલા બીજા સવાલના ઉતરમાં એટલો બધો ફેર કેમ પડી ગયો?'

હવે ઇબનલ-અજીબ સઘલાંની અગાડી બોલવા માટે માન ભરેલું સમજતો હતો, તેથી તે વેલા પણ ચુપકીદી રાખવાને બદલે બોલ્યો 'તમો જેહાંપણાનું રાજ અમર તપો. મેં જે જવાબ આપ્યો તે મારી ગણતરી પરથી કહાડયો હતો, જેનો અભ્યાસ કરવામાં મેં મારી આખી જીંદગી ગુજારી છે.'

'અને આ તું સોગંડ ખાઇ કહે છે?' નવાબે પુછયું.

'અલ્લાકી કસમ! હું જુઠું બોલતો નથી!' ઇબનલે સીલીંગ ભણી હાથ તથા આંખ ઉંચા કરી જણાવ્યું.

'અને હું કસમ ખાઇ કહું છું કે તેં તારી જીંદગી સારાં કામમાં ગુજારવાને બદલે આવાં કામમાં ગુજારી છેઃ માટે તને શીક્ષા કરૂં છું.' નવાબે ગુસ્સે થઇ જણાવ્યું 'ચોબદારો, એને સો ફટકા બાંધી મારો!'

નવાબ હજીતો આ પાછલો વાકય બરાબર પુરો કરી રહયો નહી તેની અગાડી તો ફોજદારના માણસો ઇબનલને સપાટા બંધ બાહેર ઘસડી ગયા, અને તેને તરતજ ફરમાવેલી સજા કરવામાં આવી. બાપડા ઇબનલે ગમે તેવા પણ કાલાવાલા કીધા, પણ ફોકટ!

એટલીજ સજા ગુરૂજીને પણ કરવામાં આવી, પણ વજીરની અરજથી નવાબે સોને બદલે ત્રીશજ ફટકા બાંધી મારવા હુકમ કીધો હતો. ઇબનલનો દાખલો જોઇ ગુરૂએ નવાબને વલતો ઉતર આપવાને અથવા પેલું ભોપાલું ફોડી આપવાને દહાપણ ભરેલું ધારયું નહી હતું, તેથી તે મુંગો રહયો હતો.

હવે જણાવવાનું બીજું થોડુંજ રહયું છે. થોડા દીવસ પછી દીલ્હીથી એક મોટો ઓલમા ત્યાં જઇ લાગ્યો, જેની પાસે નવાબે મુરત જોવાડયું. જેથી નેકા માટે એક દીવસ ઠરાવવામાં આવ્યો, અને પછી રોશનઆરાની શેહાદી થઇ.

**સમાપ્ત.** *

---

* *TALES OF THE ZENANA, BY W. B. HOCKLEY.*

# કીનાખોર કેબેલાપર કીનો*.

આપણી વારતા શરૂ થાય તેની અગાડી વાંચનાર સાથે એક કુટુમ્બની મુલાકાત કરવી જરૂરની છે. કાઉંટ કેબેલા ઉમરાવ હતો, જે હેરીએત નામની એક વીધવા સાથે પરણ્યો હતો. હેરીઅતનો પેહેલો વર પોતા પાછલ મ્યુરીઅલ નામની એક ખુબસુરત છોકરી મુકી મરણ પામ્યો હતો, પણ તે મરતી વેલા એવું વસ્યતનામું કરી ગયો હતો કે મ્યુરીઅલ જ્યારે ઉમ્મરમાં આવે ત્યારે તેણીને પોતાનો સઘલો ફાલો મલે. વલી તે પોતાની ધણીઆણી હેરીએટના નામપર પણ સારી જેવી પુંજી મુકી ગયો હતો, કે જે પુંજીના જીવ પર મજકુર કાઉંટ કેબેલા પરણ્યો હતો, વલી આ કાઉંટનો ડોલો પોતાની સાવકી બેટી મ્યુરીઅલની મોટી દોલત પર પણ બોભાયો હતો. મ્યુરીઅલની સગી મા હેરીઅત જે ફરીથી પરણી તેનું કારણ એ કે કેબેલા એક ઉમરાવ હતો, અને વલી તે ઘણો લટી ગયો હતો. પણ અહીં જણાવવું અગત્યનું થઇ પડશે કે મ્યુરીઅલની મરજી ઓબરે નામના જવાન સાથે પરણવાની હતી, અને ઓબરે પણ તેણીનો હાથ મેલવવા માટે આતુર હતો; પણ તેમની વચ્ચમાં મ્યુરીઅલનો સાવકો બાપ કેબેલા આવતો હતો. આટલી ઓલખ આપી આપણી વારતા આગલ ચલાવ્યે.

'વ્હાલા, ઓબરે' મ્યુરીઅલે જણાવ્યું 'કાઉંટ કેબેલા અને તારા બાપ વચ્ચે મારામારી હતી એમ તેં મને આગલથી કાં નહી કહ્યું? જો એવું જાણત તો હું મારા આ સાવકા બાપની મંજુરીઆત, આપણા લગ્ન માટે, લેવા કદી જતે નહી.'

'પણ વ્હાલી મ્યુરીઅલ! શું તું નથી જાણતી કે મારા પીતાની નાણા સંબંધી હાલત ઘણી ખરાબ થઇ હતી? મારા બાપે કાઉંટ કેબેલાને જીનોઆ ખાતેના તેના એક ઇસ્તેટ પર વીસ હજાર પાઉંડ ધીરીઆ હતા; એ બનાવને છ વરસ પસાર થયાં છે, અને હવે તો કેબેલા તેનું વ્યાજ પણ આપતો નથી. મારા પીતા નાદારી હાલતમાં આવી ગયા, અને તેથી તેવણને કેબેલા પર ચાંપતી ઉઘરાણી કરવા ફરજ પડી હતી. કાઉંટ એક અઠંગ જુગારી હતો એમ જો મારા પીતા જાણતે તો તેવણ કદીબી તેને નાણા ધીરતે નહી.' ઓબરેએ જણાવ્યું.

'કાઉંટને પેલી ઇસ્તેટ ગુમાવવા માટે હવે ઘણું લાગતું નથી, છતાં તેવણ તારા કુટુમ્બ તરફ ધીકકારની નજરથી જોય છે. જીનોઆનું જે ઇસ્તેટ ગુમાવ્યું, તેનું કારણ તેવણ તારાં કુટુમ્બને ગણે છે.'

'જેને તે પોતાનો દુશમન ગણે છે, તેનો હું બેટો થાઉં છું, એમ શું કેબેલા જાણે છે કે?'

'તે મને માલમ નથી' મ્યુરીઅલે જણાવ્યું 'પણ તેવણે મને ફરીથી તમારાં માને ઘર નહી જવા તાકીદ કીધી છેઃ એનો અરથ એજ કે હું તમને મલું નહી.'

'પણ તારા આ સાવકા બાપનું તારી પર કાંઇ ચાલે નહી. ઘણું તો તારી મા વચ્ચે પડી શકે.'

'પણ મોહકાનજ ત્યાં છે તો!' મ્યુરીઅલે જણાવ્યું 'કાઉંટના તાબામાં મારી મા છે. તેવણને કાઉંટના ગુસ્સાની ઘણી બીહીક છે.

* આ વાર્તા ૪૫ મી રાતે શરૂ થઇ હતી.

તેનો ગુસ્સો કોઈ કોઈ વખતે એવો તો ઉસ્કેરાય છે કે બોલવાની વાત નહી.'

'પણ એ સઘલું છતાં વ્હાલી મ્યુરીઅલ! જ્યારે તું પુરતી ઉમ્મરમાં આવે ત્યારે તારો હાથ મને આપવા તું કબુલ થાઈ છે; ખરૂંની?'

'હા! પણ તેને હજુ તો છ મહીના છે. તેટલા વખતમાં હું મારી માના—એક લેખે મારા આ સાવકા બાપના—તાબામાં છું.'

'પણ ત્યાર પછી તો તું કાયદા પ્રમાણે તદન સ્વતંત્ર છે. તે વખતે તારી આ માનું તેમજ આ જુગારી કેબેલાનું કસું ચાલવાનું નથી.'

'આખરે! કેબેલા ગમે તેવો હોય, પણ કોઇને ખાતર નહી તો મારે ખાતર મારા આ સાવકા પીતાને આવાં વીશેષણો તારે લગાડવાં નહી જોઇએ.'

'મારેથી જે બોલાયું તે માટે હું દલગીર છું, વ્હાલી મ્યુરીઅલ! પણ હું તો જે ખરૂં છે, તે બોલ્યો હતો.'

'ચાલો, હવે હું જાઉં છું! નહી તો વલી કાઉંટને મારા વીશે શક આવશે, તો આપણી આવી છુપી મુલાકાતમાં ખલલ પડશે.' મ્યુરીઅલે જણાવ્યું.

તેઓ બન્ને કેનસીંગટન ગારડન નામના લંડનના એક જાહેર બાગમાં મુકેલા એક બાંક પરથી ઉઠયાં, અને બીજે દીને ત્યાંજ મલવા કબુલાત આપી પોત પોતાના રેહઠાન તરફ ચાલ્યાં. મ્યુરીઅલને તેને ઘરે સહીસલામત પહોંચાડયા પછી આખરે ચાલી ગયો.

પણ તેઓ જાણતાં નહી હતાં કે બાગમાં જ્યાં તેઓ બેસીને ઉપલી વાત કરતાં હતાં, તે વેલા તેમની પીઠ પાછલ ઝાડીમાં ભરાઇને એક સખસ તેમની વાતો ચુપચુપ સાંભલતો હતો. આ સખસ કોઇજ પણ કાઉંટ કેબેલા પોતેજ હતો, જે મ્યુરીઅલની હીલચાલ પર છુપી નજર રાખતો હતો. તેણે તેઓની વાતચીત પરથી જાણી લીધું કે આખરે કોઇજ નહી પણ તેના દુશમનનો બેટો થતો હતો. વલી તેણે મ્યુરીઅલનો આખરે સાથે લગ્ન કરવાનો ઠરાવ પણ જાણી લીધો હતોઃ આથી ઉપલેજ દીને રાતના ભોજણ જમતી વેલા કેબેલાએ પોતાનું નવું પ્રોગ્રામ કહી સમજાવવા ઠરાવ કીધો, અને તેને તેમ કીધું પણ.

તેજ દીને રાતના સરવે જ્યારે ભોજણ ખાવા બેઠાં હતાં, ત્યારે કેબેલા ખાતો ખાતો બોલ્યોઃ 'હેરીએત! જીનોવા ખાતેની મારી ઇસ્તેટોના સંબંધમાં હું જવા માંગું છું.'

મ્યુરીએલે ધારયું કે તેનો આ સાવકો પીતા જરા કઠોરપણે બોલ્યો હતો. પણ તેના ચેહેરા પર ગુસ્સાની કસીબી નીશાણ હતી નહી.

'તુંને અને મ્યુરીઅલને હું સાથે લઇ જવા માંગું છું.' કેબેલાએ જણાવ્યું. 'પરમ દહાડે અહીંથી ઉપડવાનો મારો ઇરાદો છે.'

'પણ મને ઇટલી જોવાની હોંશ નથી.' મ્યુરીઅલે પોતાનો વીચાર જણાવ્યો. તેણી જાણતી હતી કે એથી આખરે સાથની મુલાકાત બંધ પડે.

'મ્યુરીઅલ!' તેણીની માએ વચ્ચમાં બોલી ઉઠી. 'તારા પીતાને નગુણી તું થાએ છે. એવણ તુંને જુદાં જુદાં શેહેરો દેખાડવા માંગે છે, જ્યારે તું એવણને એવો ઉતર વાલે છે કે?'

'અલબતાં!' કેબેલાએ ઉતર દીધો 'મારી સલાહ પ્રમાણે કયારે એ ચાલે છે જે? આપરે તો જાણે કોઇ નહી! જોકે હું એના મરનાર પીતાના વસ્યતનામાની રૂએ ત્રસતી છું.'

'નહી! મ્યુરીઅલ સમજુ છે, અને તે તમારી ઇચ્છા પ્રમાણે કરશે.' હેરીએતે જણાવ્યું 'મ્યુરીઅલ! તુંબી આવશેની?'

ગરીબ બાપડી મ્યુરીઅલ! તેણીનો 'હા' કહેવા વગર છુટકોજ નહી હતો. તેણીએ હા કહયું, પણ તેણીને એવી આશા હતી કે તેઓ ત્રીજે દીને જનાર હોવાથી બીજે દીને તેણી પેલા બાગમાં આગલી ગોઠવણ મુજબ આખરે સાથે મલશે, અને તેને સઘલો હેવાલ કહેશે. પણ તેણી પોતાની આ આશામાં ઠગાઇ હતી.

કારણકે કુબેલાએ પોતાની સાવકી બેટીને ઓ-બરે સાથે વધુ મુલાકાત થાય નહી તે માટે આગલથી ગોઠવણ કરી મુકી હતી; અને તે ગોઠવણની રૂએ કે એક યા બીજાં કામ સર મ્યુરીઅલને તે પોતાની નજદીકમાંજ રાખતો. બપોરના ત્રણ વાગ્યા કે તે મુસાફરીનો સામાન વસાવવા મ્યુરીઅલને સાથે લેતો ગયો, તે રાત-ના સાત વાગતે પાછો ફરયો. મ્યુરીઅલને આથી શક પડયો. શું કુબેલા તેણીની ઓબરે સાથની છુપી મુલાકાતોની વાત જાણતો હતો? શું તેણે તેઓને છુટાં પાડવા માટે ખામખા આ મુસાફરીની યોજના ઉભી કીધી હતી? મ્યુરીઅ-લને એની કસી સમજ પડી નહી.

'પણ જો કુબેલાએ અમારા એખલાસમાં ખલલ કરવાજ ઉભું કીધું હોય તો મારો આ શક ઓબરેને લખી જણાવવો જોઇએ. હા! હું એની પર પોસ્તમાં જીનોઆ પુગતાંજ ચીઠી બીડીશ. કુબેલા નચીંત થઇ હાલ પોતાના ઓરડામાં હશે, તેથી હમણાજ લખી લઉં તો કેવું સારૂં? હું એને મારા પાસે છુપાવી રાખી-શ!' તેણી રાત્રે સુવા જતી વેલા વીચારવા લાગી. તેણી તરતજ પોતાની ટેબલ આગલ ગઇ, અને ઓબરે પર સઘલું લખી જણાવી, એનવેલપ પર પોસ્તની ટીકેટો મારી, તે ચીઠી તઇઆર કરી, પોતાના કપડાંના પડમાં છુપાવી, અને પછી નીંદ્રાવશ થઇ.

બીજે દીને સઘલાંઓ ઉપડી ગયાં. મ્યુ-રીઅલ પર બારીક નજર રાખવા કુબેલાએ સંભાલ લીધી હતી. કુબેલા જીનોઆ ખાતે જવા અગાડી પેરીસમાં થોડા દીવસ થોભવાનો હતો, પણ ત્યાં થોભવાને બદલે તે એકદમ નાઇસ ખાતે ગયો. અહીં તેણે આઠ દશ દીવસ થોભવા જણાવેલું હોવાથી સઘલાંઓ નાઇસના એક હોટેલમાં ઉતરયાં. તેઓએ જે દીવસે આ હોટેલમાં ઉતારો લીધો તે દીવસે સાંજે કુબેલાને તેજ હોટેલના એક બીજા ઓર-ડામાં બેઠેલો જોઇએ છીએ. તેની સામું એક જવાન ઇતાલીયન બેઠેલો જણાય છે, જેમની વચમાં એક ટેબલ આવેલી છે.

'પણ ગીયુલીઓ! મેં તુંને કહયુંની કે મ્યુરીઅલનો અરધો ફાલો તો અત્યાર અગાઉ મેં ગુમાવી નાખ્યો છે, અને તેથી હવે છ મા-સમાં તેણીને આખો ફાલો કેમ આપું, તેના હું વીચારમાં છું.' કુબેલાએ પોતાના સોબતી પેલા જવાન ઇટાલીઅનને જણાવ્યું.

'પણ ઓરતોને ઠગતાં શી વાર?' ગીયુ-લીઓએ જણાવ્યું.

'પણ મારી આ સાવકી બેટી ઘણી ડાવ-કી છે.' કુબેલાએ ઉતર દીધો 'તેથી તેણી સેહે-લાઇથી ઠગાય એવી નથી. વલી તેણી પેલા મારા હડહડતા શતરૂ વીલફરેડના છોકરા સાથે પરણવા માંગે છે.'

'ત્યારે તું કરવા શું માંગે છે?' ગીયુલી-ઓએ પુછયું 'મને અહીં વેર શા માટે બોલાવ્યો?'

'તેણીએ તારી સાથે લગણ કરવાં જોઇએ!'

'મારી સાથે! મેં તેણીને કદી જોઇબી નથી; તોપણ મને તે માટે જરાબી વાંધો નથી, જો તેણી તેમ કરવા કબુલ થાએ તો. તું તેણી-ને મારી સાથે લગણ કરવા કેવી રીતે સમજાવશે?'

'તેણીને મારા ગુસ્સાથી બીહીવાડી મા-રીને અને ફરજ પાડીને!' કુબેલાએ જણાવ્યું.

'શું, ફરાનસમાં!' ગીયુલીઓ બોલી ઉ-ઠયો 'તું જાણે છે તો ખરો કે ફરાન્સના દરેક મોટાં શેહેરોની પેઠે નાઇસમાં પણ છુપી પોલી-સના માણસો દરેક મુસાફરો પર બારીક નજર રાખે છે. આવાં ફરજીઆત લગણ તો બા મને નહી ભાવતાં! તું તારે તારો બીજો જમાઇ શોધી લે.'

'તું સીવાય મારા સપાટામાં આવી ગય-લો બીજો કયો સખસ છે જે?' કુબેલાએ જ-ણાવ્યું 'પેલાં ઝેર આપવાને લગતા બાબદ—'

'હડહડતું જુઠું છે!'

'મને તારા પર શક છે. મેં તે વીશે ત-લાસ કીધી નથી. પણ એ વાત પડતી મુકીએ, તોબી તું મારા સપાતામાંજ છે. પેલા ફોરજ-

શાના દસ્તાવેજ હજુ મારી પાસે છે, તે વાત તું વીસરી ગયો કે?'

'કુબેલા! તું જાણેછ તો ખરો કે તારૂં કાંઇબી કામ કરવા હું ખુશી છું' ગીયુલીઓ લટી જઇ બોલ્યો 'પણ જે શેહેરમાં કાગડાઓની પેઠે છુપી પોલીસના માણસો ઉભાઇ જાય છે, તે શેહેરમાં આવું કામ કરવામાં મોટો જોખ—'

'પણ હું કયાં તુંને આ શેહેરમાં પરણાવવા માંગું છું જે? હું કાંઇ એટલો કાચો નથી;' કુબેલાએ ઉતર દીધો, 'કે તારી અને મારી જીંદગી જોખમમાં નાખું. હું તારી તેણીની સાથે કાલે ઓલખાણ કરાવીશ, કે જેથી આપણે જીનોઆ પુગ્યે તેટલાં તું તેણીનું મન હરણ કરી લીએ!'

'પણ પેલો આખરે તેટલાં નાઇસમાં પોતાની હાજરી આપે તો પછી?' ગીયુલીઓએ પુછયું

'મારા ભલા મીત્ર!' કુબેલાએ હસીને જણાવ્યું 'હું ઇચ્છું છું કે તે અહીં આવે.'

'હું ધારૂં છું કે તારૂં મગજ આજે ઠેકાણે નથી.'

'તેથી ઉલટું હું ધારૂં છું કે ડીતકટીવો અહીં ઉભાઇ જાય છે, તેથી બીહી જઇ તું લાંબો વીચાર દોડાવતો નથી' કુબેલાએ ઉતર દીધો 'જો સમજ! ધારો કે એ લુચ્ચો નાઇસ આવી પુગ્યો. જેવી આ ખબર આપણને મલી કે તે જાણશે નહી કે તેનો ઘાટ રચવા તેની પુઠે પુઠે કોઇ લાગેલું છે. હવે જેવો તે અહીંના એકાદ પુલ પરથી રાતની વેલા પસાર થશે કે તરતજ તે પોતાને કોઇએ ઉંચકેલો અને નદીમાં પડેલો જોશે. બીજે યા ત્રીજે દીને તેની લાસ જારીવાલાં મકાનમાં પડેલી જણાશે.'

'કુબેલા! તું મને એ કામ સોંપવા માંગે છે કે?'

'નહી!' કુબેલાએ ઉતર વાલ્યો 'એના પર મારે કીનો લેવો છે, અને તેથી એ કામ હુંજ બજાવીશ. પણ હું જાણું છું કે એવી કાંઇ આશા નથી.' કુબેલાએ નીસાસો નાખી કહયું 'હવે તો જે એક કામ બજાવવા આપણા હાથમાં રહયું છે, તે પરજ મંડયે. મ્યુરીઅલ સાથે જેમ બને તેમ તું હલી જવાની કોશેશ કરજે. તારો ચેહેરો ખુબસુરતબી છે. મારી આ સાવકી છોકરીનું દીલ તારી ભણી ખેંચાય એવું કરજે, કે જેથી જીનોઆના મારા એકાદ બંગલામાં તેણી પર સખત ઉપાય લેવાની ફરજ નહી પડે.'

પણ ઓરત જાતને ધીકકારનારા આ બે દઇત્યો સ્ત્રી-ખાસ્યત વીશે કેટલું થોડું જાણતા હતા?

પોતાની ધણીઆણી હેરીઅત અને પોતાની સાવકી બેટી મ્યુરીઅલ સાથે કુબેલાએ પોતાના મીત્ર ગીયુલીઓની ઓલખાણ કરાવી. તેણે જણાવ્યું કે ગીયુલીઓ લક્ષાપતી છે, અને તેણે ઇટાલીયન મજાના દુઃખ હઇદે ધરી સરકાર સામે ઘણી ઘણી લડત કીધી છે. કેટલીક વખતતો બીજાઓ ભેગો તેને સરકારી લશકર સામે હથીઆરોથી લડવું પડયું હતું; એ વતરોગે ગીયુલીઓની બીજી પુસ્કલ તારીફો કુબેલા પોતાના મીત્રની ગેરહાજરીમાં હેરીએતા અને મ્યુરીઅલ હજુર કરવા લાગ્યો. પણ કોણ જાણે શું હતુ કે મ્યુરીઅલને પોતાના સાવકા પીતાને મુખથી નીકલતી ગીયુલીઓની તારીફો ખોટી લાગતી. તેથી તેઓ સઘલાં જીનોઆ જવા ઉપડી ગયાં ત્યાર સુધીમાં ગીયુલીઓએ અને કુબેલાએ પોતે પોતાની બાજીમાં નીશફલ ઉતરેલા દીઠા.

તે અઠવાડયામાં ગીયુલીઓએ ફકત એકજ ફતેહ મેલવી હતી. હોતેલવાલાનું બીલ ચુકવવા વગર તે સ્તીમર પર ચઢી બેઠો હતો, કે જે સ્તીમરમાં તેનો મીત્ર કુબેલા અને તેનું કુટુંમ્બ પણ હતું.

આખરે તેઓ સઘલાં સહી સલામત જીનોઆ જઇ પુગ્યાં, પણ તે દીવસે તહેવારનો દીવસ હોવાથી શેહેરમાં મેલો ભરાયો હતો, અને રાતના રોશણી થવાની હતી. હાલ તરત

સઘલાંઓ એક હોટેલમાં ઉતરયાં હતાં. સાંજના પાંચ વાગ્યા નહી કે કેબેલાએ શેહેરમાં ફરવા જવા માટે સઘલાંઓને તઈયાર થવા કહયું, પણ હેરીએતાએ, મુસાફરીથી થાકી ગયલી હોવાથી, જવા ના પાડયું: જેથી કેબેલા, મ્યુરીઅલ અને ગીયુલીઓ એક ગાડીમાં બેસી તેહેવારની રચના જોવા ઉતરી પડયાં. પણ ગાડી સેજ દુર ગઇ નહી તેટલાં તો કેબેલાએ ગાડી થોભાવી, અને પોતે ઉતરી જઈ, પોતે ત્યાં પાછો વલે તેટલાં ત્યાંજ ગાડી થોભાવવા હુકમ આપી, ચાલતો પાછો હોટેલમાં ગયો, અને પોતાની બાયડીને જણાવ્યું 'હેરીએતા! કદાચ અમે રાતના આવ્યે નહી તો તારે ધભરાત કરવો નહી. આજે શેહેરમાં ઘણી ધામધુમ છે.'

'શું ત્યારે તમે મને અહીં એખલી મુકી જાઓ છો કે?' હેરીએતાએ પુછયું.

'નહી! નહી! હું એમ કહું છું કે કદાચ જો અમે પાછાં નહી ફરીએ અથવા મોડાં આવ્યે તો તારે ધભરાત કરવો નહી. હોટલવાલાની બાયડી ઘણી ભલી છે, અને તે તારાં સુખને માટે દરેક બનતું કરશે. વલી તે હસમુખી હોવાથી વખત પસાર થશે તે જણાશે નહી.' એટલું બોલી કેબેલા તરતજ ઓરડામાંથી નીકલી હોટેલ છોડી ગયો, અને જ્યાં ગાડી ઉભી રખાવી હતી ત્યાં ગયો.

થોડીક પલ સુધી તો મ્યુરીઅલ ગાડીમાં બેઠી બેઠી પોતે પોતાની માને એખલી મુકીને પોતાના આ સાવકા પીતા અને તેના મીત્ર ગીયુલીઓ સાથે ફરવા નીકલી તે માટે છુપી રીતે દલગીર થઇ; પણ અસપાસના નવા નવા દેખાવો અને લોકોની નવી નવી રીતભાતો જોવામાં તેણીનું ધ્યાન એટલું તો રોકાયું કે તે પોતાની દલગીરી ભુલી ગઈ, અને ગાડીમાં ફરવા મજાહ માનવા લાગી.

અંતે ગાડી એક સાંકડી ગલીના નાકાં આગલ જઈ ઉભી રહી.

'હવે આપણે અહીંઆં ઉતરયે.' કેબેલાએ જણાવ્યું. ત્યાર પછી તેણે ગાડીવાનને કંઈ હુકમ આપી ત્રણે જણા આગલ વધ્યાં. તેઓ આખરે એક બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થયાં. કમ્પાઉંડમાં પુસ્કલ મોટાં મોટાં ઝાડો આવેલાં હોવાથી અંદરની ઇમારત બાહેરથી દીસ્તી નહી હતી. ઘણુંક ચાલ્યા પછી તેઓ એક બીસમાર હાલતની ઇમારતના ઓટલા પર ચઢી ઉભાં.

'આપણે અહીં શા માટે અવ્યાં?' મ્યુરીઅલે પુછયું. જેના જવાબ તરીકે ઓટલા પરનું એક દોરડું તાણ્યા કીધું કે અંદરથી એક ઘાંટ વાગવા લાગ્યો. આખરે અંદરથી કોઈએ સાહદ આપ્યો, કે કેબેલાએ મ્યુરીઅલ તરફ ફરી કહયું 'મેં આગલથી નહી કહયું હતું કે આપણે આજે મારી ઇસ્તેટ જોવા જઈએ છીએ?'

કેબેલાએ આ નવું શોધી કહાડયું હતું. તેણે કોઈની આગલ એ વીશે જણાવ્યું નહી હતું. તેણે ભાડેની ગાડી હાંકનારનું ભાડું ગલીના નાકાં આગલ ચુકાવી આપી પાછી વાલી હતી કે જેથી પાછલથી જો કોઇ તેમની પુઠે લાગે તોપણ તેને કસો પટો મલે નહી.

આખરે એક જઈફ સ્ત્રીએ ઓટલા પરનું બારણું ઉઘાડયું. આ સ્ત્રી પેલી ઇમારતની રખેવાલી કરતી હતી. તેણીએ પોતાના શેઠ કેબેલાને ઓલખ્યો, અને તેને નમન કીધું. ત્યાર પછી કેબેલા, તેનો સોબતી ગીયુલીઓ અને મ્યુરીઅલ ઇમારતમાં દાખલ થયાં. પેલી સ્ત્રી છુટથી ઇટાલીયન ભાષામાં વાત કરતી હતી, જેથી તેણીના બોલવાની મતલબ મ્યુરીઅલ સમજી શકી નહી.

ઘણાક ઓરડાઓ પસાર કીધા પછી આખરે તેઓ તઈઆર રાખેલા એક ઓરડાં આગલ આવી પહોંચ્યાં. પેલી સ્ત્રીએ કેબેલાને એક કુંચી આપી ત્યાંથી વીદાયગીરી લીધી. કેબેલાએ પેલી કુંચીની મદદથી પેલો ઓરડો ઉઘાડયો. તેઓ સઘલાં તે ઓરડામાં દાખલ

થયાં. અંદરનો સામાન જરા સાફ રાખેલો હોય એમ દીસ્તું હતું.

'આ મકાન એવી તો ખરાબ હાલતમાં છે કે આપણે ફોકતની અહીં આવવા તજ્દી લીધી' મ્યુરીઅલે જણાવ્યું.

કેમેલાએ એનો કસો ઉતર વાલ્યો નહી, પણ ગીયુલ્યો તરફ ફરી બોલ્યો 'ગીયુલ્યો! થોડીક મીનીટ સુધી જરા બાહેર રહેશો. હું ધારૂં છું કે એની સામેના ઓરડામાં થોડીક ખુરસીઓ હશે.'

ગીયુલ્યોએ એનો કસો ઉતર વાલ્યો નહી, પણ ચુપચુપ ઓરડો છોડી ગયો. હવે પેલા ઓરડામાં ફકત બેજ જણા રહી ગયાં.

'મ્યુરીઅલ' કેમેલાએ હવે જણાવ્યું 'તુંને અહીં લાવવાની મારી મતલબ એ કે ઓખરેના બાપે મારાં આ મકાનનો કેવી રીતે નાશ કીધો છે, તે તુંને નજરે નજર દેખાડું.'

'તમે જાણો છો તો ખરા કે—'

'હું જાણું છું કે' મ્યુરીઅલને બોલતી અટકાવી કેમેલાએ જણાવ્યું 'તારી મોટી ઇચ્છા જે સખસને હું મારાં ખરાં અંતકરણથી ધીકકારૂં છું તેની સાથેજ પરણવાની છે.'

'પણ તેણે કાંઇ તમને દુઃખ દીધું નથીની? તેના બાપે કાંઇ કીધું હોય તો તેના છોકરાને શું કરવા ધીકકારવો?'

'તું આ શું કામ બોલે છે તે હું બરાબર જાણું છું' કેમેલાએ ઉતર દીધો 'તું છ મહીના વીટી જવાની વાર જોય છે, કે જયારે તું ઉમ્મરમાં આવશે, અને આ ઓખરે સાથે પરણશે, કે જે વખતે મારેથી યા તારી માએથી વચ્ચે પડાશે નહી. પણ હું કહું છું તે સાંભલ. ગીયુલ્યો તુંને ચાહે છે. તારાં લગ્ન એની સાથે કરવા માટે મેં એને કબુલાત આપી છેઃ અમે એ મતલબનું એક લખત તઇઆર કીધું છે, જેની પર તારે પોતાના હાથ દસ્કતે સહી કરવી, અને તારે ખોદાના કસમ લઇ જણાવવું કે તું ગીયુલ્યો સાથેજ પરણશે.' એટલું બોલી કાઉન્ટ કેમેલાએ પોતાના બદીઆનના ગજવામાંથી એક કાગલ ખેંચી કહાડયું, અને પાસેની ટેબલ પર મુકયું, જયાં શાહી, ખડીઓ, પેન વગેરે લખવાની સામગ્રી તઇઆર મુકી હતી.

'હું એની પર સહી નથી કરવાની!' મ્યુરીઅલે જણાવ્યું 'એ કરવા કરતાં હું મરવાનું વધારે પસંદ કરૂં છું.'

'પણ મોતની સજા કાંઇ હમેસાં ઇલાજ દાખલ કામ લાગતી નથી' કેમેલાએ શાંત રીતે જણાવ્યું.

'મારે માટે જેબી સજા હશે તે હું ખમીશ, પણ તમારી ઇચ્છાને હું શરણ થઇશ નહી.'

'શું નહી!' કેમેલા હવે પોકારી ઉઠયો.

'નહી! હું જોઉં છું કે ઓખરે તમારે માટે જે બોલતો હતો તે ખરૂં હોવું જોઇએ!' મ્યુરીઅલે વધુ હીમ્મતથી જણાવ્યું.

રાત પડવા આવી હતી, તેથી બીહામણા ઓરડામાં જે અજવાલું પડતું હતું, તબી રફતે રફતે કમી થતું ચાલ્યું હતું. કેમેલા બારણા ભણી ગયો.

'મારી ચાકરડીએ તારે માટે પેલા ખુણામાં ખોરાક મુકયો છે.—હું ધારૂં છું કે એ હલકો હોવો જોઇએ. મેં તેણીને આગલથી લખી સમજાવ્યું છે કે તું મેડ (ઘેલી) છે. તેં તારો વીચાર બદલ્યો છે કે નહી તે જાણવા કાલે હું પાછો અહીં આવીશ. તારે આટલું યાદ રાખવું કે આ કાંઇ ફરાન્સ યા ઇંગ્લેંડ નથી, પણ આ મારૂં પોતીકું દેશ ઇટલી છે.' એટલું બોલી, બારણું બંધ કરી, બાહેરથી કલ દઈ, કેમેલા ચાલ્યો ગયો. બારણું બંધ થવાથી ઓરડામાંનું અજવાલું પણ જતું રહયું: કારણ કે આ ઓરડામાં બારીઓ નહી હતી, અને વલી આ બારણું એકજ હતું. આખી રાત આવાં મકાનમાં ગુજારવી પડવાની હતી, તે વીચારથીજ બાપડી મ્યુરીઅલ પોકે પોક રડવા લાગી. કેમેલા તો નીરાંત દીલે તે મકાન છોડી જવા લાગ્યો. મકાનની રખેવાલ સ્ત્રીએ ધારયું કે મ્યુરીઅલમાં ગાંડાઇનો જુસ્સો પાછો ઉભરી

આવેલો હોવાથી તેણી રડતી હતી. કરપીણુ કુબેલાએ મ્યુરીઅલ ઘેલી હતી કહીને પેલી બાઇને જણાવ્યું હતું.

જેવો કુબેલા મકાન છોડી જવા માટે ઓટલા પર આવ્યો તેવોજ ગીયુલ્યો તેની આગલ ગયો, અને પુછ્યું 'તેણીને અહીં રહેવા દઇ આપણ જતા રહીએ કે?'

'આપણ નહી.' કુબેલાએ હલવેથી પોતાના સોબતીને જણાવ્યું 'ગીયુલ્યો, ખરી વાત તો એ છે કે હાલ તરત તુંને અમારી વચ્ચેથી દુર કરવા માંગું છું, અને તેથી આ જગ્યા સીવાય બીજી એકબી જગ્યા મને માલમ નથી, જ્યાં હું તુંને સંતાડું. બીહેછ શું કરવા? આ મકાન મારૂં પોતીકું છે, અને તેમાં દાખલ થવાની કોઇ હીમ્મત કરશે નહી. તારેથી જીનોઆ છોડી, મારી પરવાનગી વગર, નાસી પણ જવાશે નહી. કારણકે તું જાણેછ તો ખરો કે જીનોઆમાં મારો કેટલો બધો લાગવગ છે તે? અને વલી પેલા ફોરજરીના દસ્તાવેજો હજુ મારા સ્વાધીનમાં છે.'

ત્યાર પછી તે પેલું મકાન છોડી ગયો, અને પેલાં હોટેલમાં ગયો, જ્યાં તેની ધણીઆણી તેઓની વાર જોતી બેઠી હતી. કુબેલાએ તેણીને જણાવ્યું કે મ્યુરીયલ અને ગીયુલ્યો ન્હાસી ગયાં હતાં. તેણે વલી ચાલાકીઓથી દેખાડી આપ્યું કે તેને પોતાને તે માટે ઘણું દુખ લાગતું હતું. વળી તેણે પોલીસને વટીક બોલાવી, અને તે માટે શું ઉપાય લેવા તે માટે પોલીસને જણાવ્યું. જ્યારે પોલીસનો અમલદાર હોટેલ છોડી ગયો, ત્યારે કુબેલાએ પોતાની ધણીઆણીને દીલાસો આપવા તજવીજ કીધી; પણ તેજ વખતે તો ગીયુલ્યો સારા કુટુમ્બનો છે કરી કહેવા ભુલી જતો નહી.

બીજા હાથ પર બાપડી મ્યુરીઅલે બીહીકમાંને બીહીકમાં એક સાદડી પર સુઇ જઇ રાત ગુજારી.

બીજે દહાડે કુબેલાએ ચારે દીશાએ મ્યુરીઅલના ગીયુલ્યો સાથે ન્હાસી જવાની અને તેમના શરીરના વરણનની ખબર તારની મારફતે મોકલી. બપોરના કોઇ તેની હીલચાલ પર દેખરેખ નહી રાખે માટે તે લાંબે રસ્તે મ્યુરીઅલના બંધીખાનાવાલા મકાનમાં દાખલ થયો.

'કુબેલા! હું તારીજ વાર ત્યારની જોતો હતો.' ગીયુલ્યોએ જણાવ્યું 'હું તુંને જણાવવા માંગું છું કે આ કામમાં હું વચ્ચે પડવા માંગતો નથી. જો તારી સાવકી દીકરી બીહીકથી મરણ પામે તો તેણીના ખુનમાં ભાગ લેવા માટે મને ખરડાવું પડશે.'

'શું? તું હવે છટકી જવા માંગે છે?' કુબેલાએ ડોલા કકડાવી પુછ્યું 'એ બોલવાની તેં હીમ્મતજ કેમ કીધી.' એટલું બોલી તે ગીયુલ્યોને મ્યુરીઅલની પેઠેજ પોતાનો બંધવો કરી જતો રહયો.

'જો તેણી મરી જાય તો!' કુબેલાએ આ શબ્દો પોતાના મનમાં પુછયા. તેને આ વીચાર આગલ કદી આવ્યો નહી હતો. જો મ્યુરીઅલ મરી જાય તો ગીયુલ્યોને લાંચ આપી તેનું મોંહ બંધ કરે અથવા તો તેનો પણ છેડો લાવી મુકે, એ બની શકે એવું ધારી કુબેલાએ તે વીશે વધુ વીચાર કરવાની જરૂર જોઇ નહી. આખરે તેણે એક ઠરાવ કીધો. 'મારે ત્રણ દહાડા સુધી મ્યુરીઅલ આગલ જવું નહી. ખોરાક પણ તેણીને આપવો નહીઃ એટલે કુદરતી રીતેજ બીકથી અને ભુખમરાથી તેણીનો છેડો આવી જશે. જેવી એ મરણ પામે કે ગીયુલ્યોનો પણ આ દુન્યાંમાંથી મારે છુટકારો કરવો જોઇએ કે પછી કાવતરૂં પકડાઇ આવવાની કશી ધાસ્તી રહે નહી.' આ પ્રમાણે કરપીણ કુબેલા ઠરાવ કરી અને પેલી રખેવાલને કાંઇ હુકમ આપી તે દીવસે પેલું મકાન છોડી ગયો.

બીજા આખા ત્રણ દહાડા અને ચાર રાત બાપડી મ્યુરીઅલે કેવી કમકમાટ રીતે ગુજારી હશે તેનું વરણન કરવાને આ કલમ ચાલતી નહી હોવાથી વાંચનારેજ તેનો ખ્યાલ પોતાના મનમાં કરવો.

ચોથે દહાડે કુબેલાએ પેલાં મકાનની પાછી મુલાકાત લીધી.

'અત્યાર અગાઉ તો એ પીડા (મ્યુરી-અલ) નો છેડો પણ આવ્યો હશે.' કેબેલાએ ઓટલાની સીહડી પર ચઢતાં મનમાં વમાસ્યું.

પેલી રખેવાલ સ્ત્રીએ તેને કાંઇ નીશાણુ કીધી. પણ પછી જાણે કસાંથી બીહતી હોય તેમ દેખાવ કરી બોલવાના અખાડા કીધા.

'હું ધારતો હતો તેમજ હોવું જોઇએ. મ્યુરીઅલનો છેડો આવી ગયલો હોવો જોઇએ.' કેબેલાએ ધાર્યું. ત્યાર પછી મ્યુરીઅલને કેદ રાખવાના ઓરડા ભણી તે ગયો, અને પછી પોતાના ગજવામાંથી કુંચીનો જુમખો કહાડીને તેમાંથી એક કુંચી ચુંટી કહાડી. પણ જેવી તે કલમાં ખોસવા જતો હતો, તેવીજ તેની નજર કલ પર પડી. કલ કોઇએ ભાંગી નાખી હતી. ઝનુની બની, ગાલો ભાંડી, તેણે બારણાને આંચકો મારીયો, અને અંદર દાખલ થયો. તેણે ઓરડાની વચ્ચમાં પોતાના હરીફ ઓબરેને ઉભો રહેલો દીઠો. એક ખુનીની પેઠે તે ઓબરે તરફ દાંત કચકચાવતો ધસ્યો, પણ તરતજ પાછલથી બે પોલીસના અમલદારોએ આવી તેને પકડી લીધો. એક મીનીટ વધુ થઇ નહી કે કેબેલા પોલીસના હાથમાં કેદ થયો.

'ત્યારે તેં લુચ્ચા ગીયુલ્યો સાથે મલી જઇ આ કાવતરૂં રચ્યું ની, લુચ્ચા!' કેબેલાએ ગુસ્સાથી જણાવ્યું.

'તેથી ઉલટું, એક લુચ્ચાના લુચ્ચાને પકડવા જતાં બે મહા લુચ્ચાઓ પકડાઇ ગયા છો!' ઓબરેએ જણાવ્યું 'નાઇસના જે હોટેલમાં તમો ઉતરયાં હતાં, અને જેના માલેકને તારો સોબતી ગીયુલ્યો બીલ ચુકવતાં વીસરી (!) ગયો છે, તે હોટેલવાલાએ તમારી બન્નેની ગોઠવણુની વાત બીજા ઓરડામાં બેસી અચાનક રીતે સાંભલી હતી. તે હોટેલમાં થયલી તારી સાવકી બેટી પરના કાવતરાંની વાત તમો ગયાં પછી તેણે તરતજ પોલીસને જણાવી દીધી હતી.'

'ત્યારે આવા હોટેલવાલા જેવા હલકા માણસની જોડી કહાડેલી વાત પર તું ભરૂસો મૂકે છે કે?'

'એ જોડી કહાડેલી વાત પરથીજ અને ફરેન્ચ અને ઇટાલીયન પોલીસની મદદથી એક નીરાધાર અબલાને એક કરપીણના હાથમાંથી છુટકારો કરવા હું શકતીવાન થયો છું.'

પોલીસે હવે કાઉન્ટ કેબેલાને ત્યાંથી લઇ જવા દરૂસ્ત ધારયું. તેઓએ આગલથી ગીયુલ્યોને પણ પકડેલો હોવાથી તેને પણ સાથે સાથેજ લઇ ગયા.

જે દીવસે કેબેલા પોતાની સાવકી બેટી મ્યુરીઅલ અને ગીયુલ્યો સાથે પેલાં મકાનમાં દાખલ થયાં હતાં, તે દીવસે મ્યુરીઅલે પોતાના સાથીઓની નજર ચુકાવી પેલી ચીઠી ગલીમાંના તપાલના થાંભામાં નાખી હતી. જેની અને હોટેલવાલાની મદદથી કેબેલાને જે દીવસે પકડયો તેની એક દીવસ અગાઉ તે મ્યુરીઅલનો છુટકારો કરવા શકતીવાન થયો હતો. તે તરતજ ત્યાંથી મ્યુરીઅલને લઇ જવા માંગતો હતો, પણ પોલીસે તેને તેમ કરતો અટકાવ્યો હતોઃ કારણ કે તેઓ કેબેલાની હાજરીની વાર જોતા હતા. તેઓ (પોલીસ)એ પેલી રખેવાલને ચેટવણી આપી હતી કે જો કેબેલા તે મકાનમાં આવે તો તેણીએ તેને ચેટાવવો નહી.

પણ આપણે જોઇ ગયાં તેમ ઓબરે પોતાની પ્યારી મ્યુરીઅલને બચાવી તેણીને તેણીની માતા હેરીએતા આગલ જીવતી જાગતી લઇ જવામાં ફતેહમંદ ઉતરયો હતો. હેરીએતાને પોતાની નીરદોશ બેટીને પાછાં ભેટતાં કેવી ખુશાલી લાગી હશે, અને પોતાના કરપીણ ભરથારની ક્રૂરતાથી કેટલું દુઃખ ઉપજ્યું હશે, તેનો વાંચનારેજ ખ્યાલ કરવો!

પણ હેરીએતાનો પોતાના આ બીજી વેલાના પતીથી થોડા કલાકમાં છુટકારો થયો હતોઃ કારણ કે જે સાંજે કેબેલાને પકડવામાં આવ્યો, તેજ રાતે તે બંધીખાનામાં ફાંસી ખાઇ આપઘાટ કરી મરણ પામ્યો હતો. તેનો સોબતી ગીયુલીઓ ફક્ત તેના હાથમાં એક રમકડાં હેઠલ કામ કરતો માલમ પડવાથી એક વરસનું સખત કેદખાનું ભોગવવાની તેને સજા કરવામાં આવી.

હવે વધુ કહેવાની કસી જરૂર રહી નથી કે ઉપલા બનાવને બન્યાને છ મહીના થયા કે મ્યુરીઅલ પોતાની ઉમ્મરમાં આવી, અને સવતંત્ર થઇ. પણ આ સવતંત્રતાનો ઉપયોગ તેણીએ પોતાનો હાથ ઓબરેને લગણના ગાંઠથી જોડાવા માટે આપવામાં કીધો.

સમાપ્ત. *

* *A DEBT OF VENGEANCE.*

ભાગ ૧લો છપાઇ બાહેર પડયો છે.

# સર્વ વિદ્યા-માળા.

અથવા

# ગુજરાતી 'સાઇકલોપીડયા'.

રચનારાઓ: માણેકજી એદલજી વાછા

તે "વારતા-માળા"ના અધીપતી; તથા 'ગોલ્ડન ગુલ', ઇ૦ના કર્તા.

તથા

અરદેશર ફરામજી સોલન

તે "ગુલ અફશાન"ના અધીપતી; તથા "મારી જીંદગીની કથા" ઇ૦ ના કર્તા.

☞ સંપુરણ 'ગુજરાતી સાઈકલોપીડયા' જેવું પુસ્તક ગુજરાતી ભાશામાં પેહેલું છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં તરેહવાર જાતનું જ્ઞાન મલતું હોવાથી એ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડે છે: જેથી દરેક ઘરોમાં એ 'ગુજરાતી સાઇકલોપીડયા' અવસ્ય રહેવી જોઇએ.

☞ સંપુરણ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં દરેક બાબદ ઘણી સંભાલથી તપાસ કરી લખવામાં યા લખાવવામાં આવેલી હોવાથી એ પુસ્તક ભરૂસો મુકવા લાયક બન્યું છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં લગભગ દરેક બનાવતો બનાવવાની રીતો (છેલ્લામાં છેલ્લી શોધો પ્રમાણે) આપવામાં આવી છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે તબીબી વીધ્યાને લગતા ફકરાઓ, રોગની નીશાણીઓ, તેમજ તેમના ઇંગ્રેજી અને દેશી જાત જાતના ઉપાયો, વગેરેનું વરણન કીધું છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઈકલોપીડયા'માં આગલા તેમજ હાલના ઇંગ્રેજ, પારસી, હીન્દુ, મુસલમીન, વગેરે ગ્રંથ કરતાઓ, (બનતાં તુલીક તેમના જન્મ વગેરેના વરસો સહીત) અને તેમના પ્રખ્યાત ગ્રંથોના નામો, વગેરેનું વરણન આપવામાં આવ્યું છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં વરાલ યંત્ર (એન્જીન)ને લગતું સંપુરણ વરણન, એ વીધ્યામાં છેલ્લામાં છેલ્લી થયલી શોધોનાં બ્યાન સાથે, લખવામાં આવ્યું છે: જેથી નવા સીખાઉઓને તેમજ એ ધંધામાં પડેલાઓને આ 'ગુજરાતી સાઇકલોપીડયા' ઘણી ઉપયોગી થઇ પડે છે.

☞ મીલોને લગતાં જુદાં જુદાં ખાતાંઓ—જેવાંકે કારડીંગ, સ્પીનીંગ, વીવીંગ, વગેરે—ને લગતું સંપુરણ બ્યાન આ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં આપ્યા ઉપરાંત હીસાબો, તથા નવા શોધી કહાડેલા સાંચાઓનું સ્વીસ્તર વર્ણન આપવામાં આવ્યું છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઈકલોપીડયા'માં પારસીઓ હીંદુઓ તથા મુસલમીનોની તવારીખ તેમના ધરમની ફીલસુફીઓ, જાહેર પુરૂષોના જન્મ ચરીત્રો, વગેરેનુ બ્યાન આપેલું છે,

☞ સંપુરણ 'ગુજરાતી સાઇકલોપીડયા'માં સ્ટેનોગ્રાફ, ટાઇપ-રાઇટર, ક્રીકેટ, નાટક, થીઓસોફી, તલીફોન, વીજલીક સંધેસા મોકલવાની રીત, ફોનોગ્રાફ, પ્રીન્ટીંગ, ફોટોગ્રાફી યાને સબી પાડવાનો હુન્નર, થરમોમીતર, મેસમેરીઝમ, વગેરેનું (છેલ્લામાં છેલ્લી શોધો સાથનું) સંપુરણ વરણન આપવામાં આવ્યું છે.

☞ સંપુરણ 'ગુજરાતી સાઈકલોપીડયા'માં રેશમી, ઉનના તથા સુતરાઉ કાપડ તરેહવાર રંગમાં રંગવાની રીતો, ઘોડાને થતા રોગો અને ઉપાયો, બાગાયત, રાગ વીધ્યા, પાનાની રમતો, રૂની પેદાશ તથા તેને પારખવાની રીત તથા તેનો ખપ, વગેરેનું સ્વીસ્તર બ્યાન આપવામાં આવ્યું છે.

મુંબઇ, કાલબાદેવી, રીપન પ્રીન્ટીંગ પ્રેસમાં રૂપીઆ ૧॥ મોકલી મંગાવી લેવો.

મુંબઇ, કાલબાદેવી, રીપન પ્રીન્ટીંગ પ્રેસમાં રૂપીઆ ૧॥ મોકલી મંગાવી લેવો.

☞ સંપુરણ 'ગુજરાતી સાઈકલોપીડયા'માં ઇંગ્રેજી તથા ગુજરાતી પ્રખ્યાત પુસ્તકોનાં નામો, હાલના ગુજરાતી મુખ્ય વરતમાન પત્રો અને ચોપાન્યાંઓ વીષેનો નીબંધ, વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

☞ આ 'ગુજરાતી સાઈકલોપીડયા' ડીક્ષનરી યાને કોશની ધપ પર રચી છે: એટલે સાંકળ્યું જોવાની ખટપટ તદન નીકળી જઈ, દરેક જોઈતી બાબદ સપાટામાં દેખાઈ આવે છે.

☞ આ 'ગુજરાતી સાઇકલોપીડયા'નો પેહેલો ભાગ ૧૯૨ સફાનો થયો છે, અને તેનું કદ 'વારતા-માળા' તથા 'ગુલ અફશાન' જેટલું છે.

---

આ "ગુજરાતી સાઇકલોપીડયા"માં કયાં કયાં પુસ્તકોની સહાયતા લીધી છે, તેમાંના થોડાંકોના નામો અહીં ઉતારી લઈએ છીએ, જે પરથી આ "ગુજરાતી સાઇકલોપીડયા" પછવાડે કેટલી મેહેનત લીધી છે, તે આપોઆપ જણાશે.

---

Encyclopædia Britanica, *ninth edition*. 24 Vols.

Spon's Encyclopædia of Industrial Arts, Manufactures, and Commercial Products.

Chambers's Encyclopædia —Cassell's Encyclopædic Dictionary.

Blackie's Modern Cyclopædia.—Cassell's Concise Cyclopædia.

Cooley's Cyclopædia of Practical Receipts—Telephone, by Dolbear,&c.

Dick's Encyclopædia of Practical Receipts.

Knight's Practical Dictionary of Mechanics.

Works on Cotton, Spinning and Weaving, by Nasmith, E. Leigh, Ashenhurst, Scott, Brooks, Monie, Walmsley, Marsden, Hyde, Thompson, Baird, &c.—Ure's Dictionary of Art, Manufactures, and Mines.

Steam Engineering Works, by Bourne, Edward, Fanning, Hutton, Rankine, Bergen, Alban, Weisbach, Seaton, Roper, Upland, &c.,

Works on Electricity, by Urquhart, Sayyer, Maxwell, Ferguson, Prescott, Wigan, Thomson, Lockwood, &c.

Works on Medicine, by Edis, Abercrombie, Aitkin, Flint, Husband, Maclean, Porter, Roberts, Quacin, &c., and also Cassell's Family Physician.—Dyeing and Dyeing Receipts, by Nopier Bird, &c.

Veterinary, by Armatage, Dun, Haye, Mayhew, Strangeway, Williams, &c.—Works on Cricket, by Lillywhite, Routeledge, &c.

Works on Photography, by Abney, Burton, Marien, Robinson Thomson, &c.—Cassell's Dictionary of Cookery, Domestic Dictionary.

Telegraphy, by Lynd, Preece, Sivewright, &c.

Works, by Max Muller, Ferguson, Rawlinson, &c.

Hunter's Imperial Gazetteer of India.—Gardening, by Woodrow, &c.

Dictionary of English Literature by Adam ; Outdoor Sports, & Amusements ; Beeton's Dictionary of Science, Art and Literature.

Natural Philosophy by Deschanel, Ganot, &c.

---

# કપટીનો કીનો*.

ઓક્ટોબર મહીનાની તા૦ ૧૮ મી અને વરસ ૧૮૨૭ ની એક ખુશનુમાં સાંજે પાંચ વાગતે કોરોનના અખાતમાં આવેલા વીતીલોના ટાપુ તરફ એક નાનું લીવેનતાઇન વહાણુ, રાત પડવાની અગાડી તે ટાપુ પર જઇ, લંગડ નાખવાની કોશેશ કરતું દીસ્તું હતું. જે વખત પર આપણી વારતા શરૂ થાય છે, તે વરસ પર અને તેની ઘણા વરસ અગાડી યુનાની લુટારૂઓ આ ટાપુ પર, કસી પણ અડચણ વગર, વસ્તા હતા. એઓ ધંધે ચાંચીયા લુટારૂઓ હતા; તેઓ કદાવર આંગના, મજબુત બાંધાના, હટીલા અને ઘણાજ જનુની હતા. કીમ્મતી અસબાબ સાથનું જેવું કોઇ વહાણુ આ ટાપુ પર મુકામ કરવા આવતું, તેવાજ તેઓ ટક સાંધી તે પર અંચીતા તુટી પડતા, અને તે વહાણુ સેજ વખતમાં તેમના હાથમાં જઇ પડતું. તેઓ બનતાં સુધી લડાઇ અને મારામારીનું નાશકારક મોંહ જોવાને પસંદ કરતા નહી, પણ ઠગ વીધ્યા ચલાવી વહાણોને પોતાના સકંજામાં લેવા કોશેશ કરતા, અને તેમાં જ્યારે ફતેહ નહીજ પામતા, ત્યારેજ તેઓ પોતાની હોડીઓમાં બેસી, તે વહાણુ પર જહનુનથી હુમલો લઇ જઇ, તેમાંનો કીમ્મતી અસબાબ લુટી લેતા હતા. વહાણુ ચલાવવાનો તેમજ તરવાનો નાદર હુનર તેઓ ઘણી સરસ રીતે જાણતાં હોવાથી અને લડાયક કેલવણી તેઓએ લીધેલી હોવાથી, તેઓ સેજ વખતમાં વહાણોને પોતાનું કરી બેસ્તા. આવા સખસોના દાચાંમાં પેલું વહાણુ બેધડક આવતું નજરે પડતું હતું.

* વાર્તા ૫૧ મી રાત્રે શરૂ થઇ હતી.

પોતાના શીકારની શોધમાં હમેસાં થોડાક લુટારૂઓ બંદર પર આમ તેમ ભટકતા હતા, જ્યારે થોડાક એક ઉંચા ખડક પર ચહડી આતુરતાથી દરીઆ ભણી નજર ફેંકતા હતા. આ ખડક ઉંચે હોવાથી વહાણુ ઘણે દુરથી જણાતું હતું. આ વખતે પણ એક મજબુત બાંધાનો અને માતેલો સખસ, પેલા ખડક પર ઉભો રહી, ઘણી આતુરતાથી સમુદર ભણી નજર ફેંકતો જણાતો હતો. તેની આંખ આગલ એક દુરબીન ધરેલી હતી, અને તે બારીકીથી સમુદર ભણી જોઇ કાંઇ ચીજ તપાસ્તો જણાતો હતો. થોડી વારમાં તેણે પોતાની દુરબીન આંખ આગલથી ખસાડી મુકી, અને હાથમાં પકડી રાખી તે ઉતાવલથી બંદર ભણી જવા લાગ્યો: જ્યાં થોડાક યુનાનીઓ આમતેમ ભટકતા હતા. દરેક યુનાનીના કમરબંદમાં ભાલા, છરી, એ૦ નાશકારક શસ્તરો ખોસેલાં દીસ્તાં હતાં. પણ તેઓએ પેહેરેલાં કપડાં અને તેમના દેખાવ પરથી, કોઇ સાધારણ સખસ, તેઓને આબરૂદાર ખલાસીઓ તરીકે પીછાણે તેમાં કસી નવાઇ નથી.

પેલા દુરબીન પકડેલા માતેલા સખસને ઉતાવલથી પોતાની તરફ આવતો જોઇ, બંદર પર ભટકતા યુનાનીઓ એક ઠેકાણે એકઠા થયા, અને પેલા સખસને નજદીક આવવાની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

'કેમ સરદાર! કાંઇ ખબર?' પેલો સખસ નજદીક આવી પુગતાંજ, ટોલામાંનો એક જણુ બોલ્યો.

'હા, બેટાઓ! શીકાર ઘણો દુર હોય, એમ જણાતું નથી!' પેલા ઢાંગા સખસે ઉતર વાલ્યો.

'અંહં!' સઘલા ચુનાનીઓ ચોંકી એકી-વખતે સાથે બોલ્યા.

'એક વહાણ આપણી ભણી આવતું દુરથી દીસે છે!'

પેલા માતેલા સખસનું બીજું કહ્યું સાંભ-ળ્યા વગર, સઘલાઓ પેલા ખડક તરફ ગયા, અને અતી ચંચલાઈથી ઉપર ચઢવા લાગ્યા.

'ક્ષેબેક લાગે છે!'

'નહી! એના સઢ પરથી પીંક જ-ણાય છે!'

'નહી! મને તો બા પોલાકા દેખાય છે!'

'ગમે તે હોય! પણ એ મોટું હોવાથી કીમ્મતી અસબાબ તેમાં હોવો જોઈએ!' પેલા ઢાંગા સખસે ઉતર વાલ્યો.

વાંચનારને અહીં જણાવવું જોઈએ કે ક્ષેબેક, પીંક, પોલાકા, ફેલુકા, સેકોલેવા વગેરે નામો ભુમધ્ય સમુદ્રમાં વપરાતાં ચોક્કસ બાંધ-ણીના વહાણોને આપેલાં હોય છે.

'નહી, નહી! મને તો તે ફેલુકા જેવું લાગે છે!' એક જણ બોલ્યો.

'પણ ગેઝો! તમોને એ શું લાગે છે?' એક જણે પેલા માતેલા સખસ ભણી ફરી કહયું.

'હું તો સ્પેરોનેર ધારૂં છું. પણ સબુર!' પેલા માતેલા સખસ, જેનું નામ ગેઝો હતું, તે પોતાની દુરબીન આંખ આગલ ધરી બોલ્યો. સ-ઘલાઓ તેની તરફ આતુરતાથી જોવા લાગ્યા.

'આહ! બેટાઓ જરા મેહેનતનું કામ દીસે છે!' ગેઝો દુરબીન હજુ પોતાની આંખ આગલજ રાખી બોલ્યો 'બેટાઓ! સેકોલેવા છે!'

'શું? સેકોલેવા!' ગેઝોના સોબતીઓ-માંના થોડાક ચોંકીને બોલ્યા. તેમના ચેહેરા પર નીરાશીનો છાપ પ્રગટી દીસ્યો હતો. તેઓ હવે આ વહાણને શ્રાપ દેવા લાગ્યા.

સેકોલેવા જાતનું વહાણ હમેસાં કીમ્મતી અસબાબ સાથે ફરતું હતું, જેથી તેની પર માલના પ્રમાણમાં ચોકાસી પણ ઘણી રહેતી હતી. તેની પર ખલાસીઓ ઘણા લડાયક રહેતા હતા, અને તેથી કુદરતી રીતે આ ચુનાની લુટા-રૂઓ બીહતા હતા. તેઓ બનતાં સુધી હાથો-હાથ આવી જવાને પસંદ કરતા નહી હતા, પણ ઠગ વીધ્યા ચલાવી વહાણને અખત્રુચ પોતાનું કરી લેવામાં તેઓ મજાહ માનતા હતા. પણ તેથી એમ નહી સમજવું કે તેઓ હીચકારા હતાં! ના! તથી ઉલટું તેઓ જરૂર પડતી ત્યારે જંગલીઓની પેઠે જનુનથી લડતા હતા. અલ-બતાં! દરેક જણને પોતાનો જીવ વહાલો હોય છે, અને તેથી ખુનામરકીનું કામ આ ચુનાની-ઓ પસંદ કરતા નહી હોય, એ કુદરતી રીતે છે.

'અરે! પણ એ અહીં આવતું નથી!' એક જણ બોલી ઉઠયો 'એને પોતાની દીસા બદલી છે.'

'કડાચ એ કોરીન જતું હશે.'

'કાલામેતા બંદરે કાંય નહી જતું હોય?' બીજાએ પુછયું.

તેઓ હવે અતી જીજ્ઞાસાથી પેલાં વહા-ણને જોવા લાગ્યા. સુરજ હવે અસ્ત પામવાની તઈઆરીમાં હતો, અને પેલું વહાણ હજુ ઘણું દુર હતું. આસ્તે આસ્તે અંધારૂં થવા લાગ્યું.

'નહી! એ અહીંજ આવે છે!' ગેઝોએ ખુશાલીથી જણાવ્યું.

'હુરરાહ!'

બીજો અરધો કલાક પસાર થયો નહી કે તદન અંધારૂં થઈ ગયું. સઘલા ચુનાનીઓ હવે બંદર પર આતુરતાથી ઉભા હતા, અને પોતાના સરદાર 'ગેઝો' નો હુકમ બારીકીથી બજાવતા જણાતા હતા. હમેસની પેઠે ગેઝો અને તેના સોબતીઓ ઠગ-વીધ્યા ચલાવવામાં આતુર બનેલા દીસ્તા હતા. તેમની ઠગ-વીધ્યા-ની ટુંક મતલબ આ છે:—

રાતના જેવું એકાદ વેપારી વહાણ વીતી-લો ટાપુના બંદર તરફ આવતું જણાતું, તેવા-જ તેઓ બંદર પરની બતીનું સફેદ કાચનું ફાનસ ઉતારી નાખી, તેને બદલે લાલ રંગના કાચનું ફાનસ સલગાવી કાઠી પર ચઢાવતા, અને ખડકોની આગલ મુકેલું પેલું લાલ રંગનું ફાનસ ઉતારી નાખી, ત્યાં સફેદ રંગના કાચનું ફાનસ સલગાવી ચઢાવતા. જેથી બનતું એમ

કે વહાણુનો અજાણ્યો નાખુદા પેલી સફેદ બતી જોઇ, તે બંદર છે કરી, ત્યાં પોતાના વહાણને હુંકારતો; પણ સેજ વખતમાં તેનું વહાણ ખડકોમાં જઇ પડતું, અને વહાણ ઘણી ધાસ્તી ભરી હાલતમાં આવી પડવાથી તે પરના માણસોમાં ઘભરાટ ઉપજતો. પણ તેજ વેલા પેલા યુનાનીઓ હોડીઓમાં બેસી, ગુપચુપ પેલાં વહાણ તરફ હંકાલતા, અને નજદીક જતાંજ, સપાતા બંધ વહાણ પર ચઢી, તે પરના માણસોને કેદ કરી, વહાણ લુટી લેતા હતા. ત્યાર પછી પેલાં માણસોને ગુલામ તરીકે આફ્રીકાના શેહેરોમાં વેચતા હતા.

'બંદરી બટી!' ગેઝો બોલ્યો. તરતજ તેના સોબતીઓએ ખંદર પરની બટી બુજાવી નાખી, અને કાઠી પર લાલ કાચનું ફાનસ ચઢાવ્યું.

'ખડક બટી!' ગેઝોએ પાછો હુકમ કીધો.

સેજ પલમાં ખડક ભણી સલામતી દેખાડનારૂં સફેદ રંગના કાચનું સલગાવેલું ફાનસ ત્યાંની કાઠી પર ચઢયું.

આ કામ કરયા પછી સઘલાઓ આતુરતાથી પેલાં વહાણ તરફ જોવા લાગ્યા. પણ તેમની અજાયબી વચ્ચે પેલાં વહાણની બટીઓ પરથી માલમ પડયું કે પેલું વહાણ બંદર અને ખડક આગલની બટીઓ તરફ કસું ધ્યાન આપ્યા વના, બેધડક બંદર ભણીજ આવતું હતું.

વહાણને ખડક પર અડડાવવાની આશા હવે જતી રહી હતી. થોડીક મીનીટમાં તે બંદરની છેક નજદીક આવી પુગવાનું હતું, પણ તે અગાડી યુનાનીઓને પોતાનું લુટારૂ કામ બજાવવું હતુંઃ કાંઇબી કરી વહાણનેતો લુટવું જોઇએ. કાપાકાપી વગર તે કામ હવે બને, એમ દીસ્યું નહી.

'હોડીઓ તઇઆર!' ગેઝોએ જમીન પર પગ પછાડી જણાવ્યું.

'તઇઆર!' એક મીનીટમાં હોડીઓ ભણીથી એક સખસનો સાહદ સંભલાયો.

'બેટાઓ, ચાલો!' ગેઝોએ હવે જણાવ્યું.

તેજ વેલા આસરે ત્રીશ મજબુત બાંધાનાં યુનાનીઓએ હોડીઓમાં નખાવી દીધું. કેટલાક જણ પાસે પીસ્તોલ તો કોઇક પાસે તલવાર, તો થોડાક પાસે લાંબી ચાલતી છરીઓ અને બરછીઓ હતી.

'હાંકો!' એક સપાટે સઘલી હોડીઓ ગુપચુપ પેલાં વહાણ તરફ વીજલીક ઝડપે જવા લાગી. કોઇ એક શબ્દ પણ બોલતું નહી હતું. હોડીઓમાં એકબી બટી નહી હતી, છતાં તેઓ પેલાં સેકોલેવા વહાણ તરફજ બેધડક અને કસો અવાજ કરયા વગર જતા હતા.

થોડી વારમાં હોડીઓ પેલા સેકોલેવા વહાણની નજદીક જઇ લાગી. ગેઝોએ એક ધીમી સીસોડી ફોડી કે હોડીમાંના લગભગ બધા સેકોલેવા પર ચઢવા લાગ્યા. જેઓ ઘણા ચપલ હતા, તેઓ તુટક તરફ ધસ્યા. એક જણે સેકોલેવા પરનું ફાનસ ઉંચકયું, જયારે બીજાઓ હાથમાં હથીઆરો ધરી આગલ વધ્યા. તુટક પર એક સખસ નીરાંતે અડબ વાલી ઉભો હતો. આ સખસ પેલાં સેકોલેવા વહાણનો નાખુદા હતો. ફાનસ સાથના યુનાનીએ નાખુદાના ચેહેરા ભણી ફાનસ ઉંચકયું, જયારે તેના છ સાત સોબતીઓ તેની આસપાસ ફરી વલ્યા. પણ પેલો નાખુદા તો મુછમાં હસ્તો, અને બેદરકારપણે અદબવાલી કમ્મરને જરા ઝાંકોવી, ત્યાંનો ત્યાંજ ઠંબ ઉભો રહયો.

'શું? વરૂને વરૂઓ નહી પીછાણે?' તેણે આખરે જણાવ્યું. 'ગ્રહસ્થો! શું તમે તમારા આગલા સોબતી નીકોલસ સ્તારકોસને આટલા વખતમાંજ વીસરી ગયા કે?'

તરતજ યુનાનીઓએ પોતાના હથીઆર નમાવ્યાં, અને સ્તારકોસથી દુર ઉભા રહયા.

દશ મીનીટ વધુ થઇ નહી, તેટલાં તો એક હોડી સેકોલેવાને છોડી જઇ, પેલા નાખુદાને લઇ કીનારે ઉતરી. આ સેકોલેવા વહાણનું નામ 'કેરીસ્તા' હતું, જેનો કપતાન યાને નાખુદા સ્તારકોસ જાતે યુનાની હતો, એટલુંજ નહી પણ વીતીલો ટાપુનો વતની હતો. પોતાનું

બચપણ તેણે આ ટાપુમાં ગુજારયું હતું. અહીંથીજ તેણે પોતાનો ધંધો શરૂ કીધો હતો. આ ધંધો શું, તે જણાવવાનું કશું કામ નથી. વીતીલોના લોકોની બાસ્યત સ્તારકોસ બરાબર પીછાણતો હતો, જ્યારે લોકો સ્તારકોસથી પુરતી રીતે માહીતગાર હતાં. વીતીલોના આ યુનાનીઓ પુરતી રીતે જાણતા હતા કે સ્તારકોસ જેવો અંઠગ લુટારૂ તેમને મલવો મુશકેલ હતો.

બંદર પર પગ મુકતાંજ તેણે પોતાના માણસોને હોડી પાછી કેરીસ્તા વહાણ પર લઈ જવા હુકમ કીધો. જે પ્રમાણે ગોઝો જમીન પરના લુટારૂઓનો સરદાર હતો, તેજ પ્રમાણે સ્તારકોસ દરીઆઈ લુટારૂઓનો વડો હતો. બન્ને વચ્ચે ધાડી દોસ્તી હતી: છતાં ગોઝો હમેસાં સ્તારકોસની ઇચ્છા તરૂપ્ત કરવા આતુર રહેતો હતો.

હોડી પાછી કેરીસ્તા તરફ હંકાલી લઈ જવાને હુકમ આપી સ્તારકોસ આગલ વધવા લાગ્યો, જેની નજદીકમાં ગોઝો પણ ચાલવા લાગ્યો. દશેક કદમ આગલ વધયો નહી, તેટલાં સ્તારકોસ ઉભો રહી બોલ્યો: 'ગોઝો! મને મજબુત બાંધાના દશ માણસો જોઈએ છે.'

'સ્તારકોસ! હું તે પુરાં પાડીશ.' ગોઝોએ ઉતર વાલ્યો.

'એક કલાકમાં આ માણસો કેરીસ્તા પર પર હોવાં જોઈએ!' સ્તારકોસે જણાવ્યું.

'તમારી આજ્ઞા પ્રમાણે હાજર થશે.' ગોઝોએ ઉતર વાલ્યો.

સ્તારકોસે આથી કાંઈ નીશાણું કીધી, જેથી ગોઝો તેની આગલથી ચાલી ગયો.

સ્તારકોસ હવે એક ટેકડી પર ચઢવા લાગ્યો. આ ટેકડી પર ગામડું આવેલું હતું. જોકે અંધારૂં પુસ્કલ હતું, અને તેની પાસે એક બતી પણ નહી હતી, છતાં તે બેધડક આગલ વધ્યો. બીજનો ચાંદ સેજ વખત રહી આકાશમાં પાછો છુપાઈ ગયો હતો, જ્યારે એક બે તારાઓ ઝાંખી રોશની આપતા જણાતા હતા. તે હવે પેલી ટેકડીના મડાલાં પર સહી સલામત જઈ પુગ્યો. કુતરાંઓના ભસવાનો સાહદ સીવાય બીજો કસો અવાજ સંભલાતો નહી હતો. ગામડાંમાં આવેલું છેડેનું ઘર તે છેડી ગયો અને એક પગઠી વાટે તે અંધારામાં બેધડક આગલ વધ્યો. પા કલાક ચાલ્યા પછી એક બીજી વધુ ઉંચી ટેકડી આવી. તે હવે જરા ટોભ્યો. તેણે અંધારાંમાં આસપાસ નજર નાખી. નીચે સમુદ્રમાં કેરીસ્તા પર સીવાય બીજે કંઠે બતી તેની નજરે પડી નહી. તેણે ગામડાં ભણી નજર ફેંકીઃ પણ તેના સફેદ છાપરાંઓના ઝાંખા પડછાયા સીવાય બીજું કસું દીસ્યું નહી. વામાતામા કરી તેણે હવે જરા વલાણુ લીધી. તે જરા વાર ટોભ્યો, કાંઈ પાછો વીચાર કીધો, અને ટેકડી ચઢવા લાગ્યો. બહાદુર અને જનુની છતાં સ્તારકોસના પગો આ વખતે લડડવા લાગ્યા. શા માટે?

વીતીલો ટાપુ પરથી માણસો લેવા આવવાની વાત એક ઓઠું હતું. બાકી તેની ખરી મતલબ તો ત્યાં આવવાની જુદીજ હતી.

હવે તેની નજરે એક એકાંત ઝુપડું પડયું. તે પચાસ વાર દુર આવેલું હતું. સ્તારકોસ ઠંબ ઉભો રહયો. તેની નજર પેલાં ઝુપડાં ભણી હતી. ઝુપડું ઘોડું ઘણું બીસમાર હાલતમાં આવેલું સ્તારકોસને જણાયું. ઝુપડાંની આસપાસ ઝાડો ઉગાડેલાં હતાં, પણ તકેદારી નહી રાખવાથી દહાલીઓ જેમ ગમે તેમ ઉગેલી હતી.

શું આ ઝુપડાંમાં કોઈ વસવાત કરતું હતું? તેની હાલત પરથી તેમ જણાતું નહી હતું. પણ ત્યારે આગલ અહીં કોણ રહેતું હતું? એનો જવાબ સેહેલ છે. અહીં એનદરોનીકા સ્તારકોસ નામની એક વીધવા રહેતી હતી. એનદરોનીકાનો ધણી તુરકી સતાવાલાઓએ ચલાવેલી ખુનરેજીમાં એક ભોગ થયો હતો, તે દીવસથી એનદરોનીકા એક વીધવા થઈ હતી. પણ તેણી એક ખરી યુનાની હતી. પોતાના ધણીના મરણના સમાચાર સાંભલી ટક મલતાં તેણી તેનું વેર લેવા તઈયાર થઈ, અને તે માટે તેણીએ સોગંડ ખાધા. આ ટક તેણીને જલદીથી મલી. તે કેમ તે જોઈએ.

વીતીલો અને બીજાં ટાપુઓ તુરકીને હસતક હતાં. આ ટાપુઓમાં મોટો ભાગ ખ્રીસ્તીઓનો વસ્તો હતો. હવે એવું બન્યું કે ઇસલામી સતાવાલાઓ અને લોકો વચ્ચે ચોકસ બાબદ સર વાંધો ઉઠયો. ઇસલામી સતાવાલાઓ આથી ગુસ્સે થયા, અને તેઓએ ખ્રીસ્તીઓની કતલ ચલાવી: આ કતલમાં એનદરોનીકાનો પતી મારયો ગયો.

ઇસલામી સતાવાલાઓએ ખ્રીસ્તીઓની કતલ ચલાવ્યાથી લોકોએ ઇસલામી સતા સામે બલવો ઉઠાવ્યો, અને તેઓએ સ્વતંત્રપણું મેલવવા માંગ્યું. તેઓએ બીજાં ખ્રીસ્તી રાજ્યોને પોતાની મદદે આવવા અરજ કીધી. બીજા રાજયના ખ્રીસ્તીઓ લોકોની મદદે ગયા, અને એક લશકર ઉભું થયું. એઓમાં મુખ્ય ભાગ યુનાનીઓનો અને ફરંગીઓનો હતો. તેઓએ ઇસલામી સતા સામે બાપોકાર લડાઇ જાહેર કીધી. તેઓએ પોત પોતાનું એક લશકર ઉભું કીધું, જેની સાથે એનદરોનીકા તથા બીજી લડાયક વીધવાઓ જોડાઈ. આ સ્ત્રીઓ પોતાના દેશને ઇસલામીઓના હાથમાંથી છોડવી તેને સ્વતંત્ર બનાવવા માટે બાખુસીથી બાહેર પડી. કેટલીક તવંગર અબલાઓએ આ કામમાં નાણારૂપી મદદ કીધી, જ્યારે કેટલીકો ઇસ્લામી લશકર સામે લડવા ગઈ. આ પાછલીઓમાં એનદરોનીકા એક હતી. પોતાના ભરથારના ખુનનું વેર ઇસલામીઓ પર લેવાની આ ટક ગુમાવવા તેણીએ નાદરૂસ્ત ધારયું, અને તેણી પોતાના એકપુરા બેટા નીકોલસ સ્તારકોસને લઇ જે ટાપુ પર લશકર એકઠું થતું હતું, તે તરફ વહાણમાં બેસી ઉપડી ગઇ.

એક તરફ ખ્રીસ્તીઓનું લશકર એકઠું થતું હતું, જયારે બીજી તરફ તુરકી સતાવાલાઓ પણ લડાઇની ધામધુમમાં પડયા. તેઓએ એક દરીઆઇ કાફલો ઉભો કીધો, અને યુનાનીઓ સામે લડવા મોકલેલાં ઇસલામી કાફલાના વડાનો ઓધો મહમદઅલીના છોકરા ઇબ્રાહીમ પાદશાહને આપ્યો.

જોકે સ્તારકોસ યુનાનીઓ તરફથી લડવા પોતાની મા સાથે નીકલ્યો હતો, છતાં તેને નાનપણથીજ લુટારૂઓ સાથે દોસ્તી પાડી હતી: જેથી તેના બવાસપર તથા તેની ચાલચલણપર કેવી અસર થઇ હશે, તે સેહેલથી આપણે વીચારી શકીશું. વધુ લંબાન નહી કરતાં એટલુંજ કે કેટલાક લુટારૂઓ અને ગુલામી વેપારીઓ સાથે મલી જઇ, પોતાના દેશને બેવફા થયો. તે ઇબ્રાહીમ પાશા સાથે છુપી રીતે મલી ગયો, ઇસલામી સતા સામે બલવો ઉઠાવેલા યુનાનીઓના એક ટાપુ પર જવાનો એક છુપો મારગ દેખાડયો; જે રસ્તેથી ઇસલામી લશકર ધસી જઇ, યુનાનીઓમાં મોટી કતલ ચલાવી; જે વેલા સ્તારકોસ અને તેના સોબતીઓ લુટફાટ કરવા પડયા, અને જે બંધીવાનો ઇસલામીઓના હાથમાં સપડાયા તેઓને અતી સસતી કીંમતે વેચાતા લઇ, મોંઘી કીમ્મતે આફરીકામાં ગુલામો તરીકે વેચ્યાં; જે ધંધો તે હજુ સુધી ચલાવતો હતો.

ઉપર જોઇ ગયાં તેમ તે પોતાના વહાણ કેરીસ્તા સારૂ દશ માણસો લેવા માટે વીતીલો ખાતે આવ્યો નહી હતો, પણ પોતાની ગમગીન માને એક વખત ફરીથી ભેટવાની આશાથી તે ત્યાં જઇ લાગ્યો હતો, અને તેનાજ વીચારમાં તે રાતે તેણીના ઝુપડાંથી પચાસ વારને છેટે ચુપચુપ ઝુપડાં તરફ નજર ફેંકતો આપણે જોઇ ગયાં છીએ.

તગુમગુ દીલથી તે હવે આગલ વધ્યો. ઝુપડાંના કમ્પાઉન્ડની આસપાસ ભરેલી વાડનાં એક ઉંઘાડા ભાગ વાટે તે કમ્પાઉન્ડમાં દાખલ થયો: તે હવે ઝુપડાંના બારણાથી થોડાં કદમ આનાકાની કરતો ઉભો રહયો. દરીઆમાં સાહેબી ભોગવનાર અને સઘલાં રાજવાલાઓનાં વહાણોને પોતાના નામથી ધુજાવનાર આ સખસ હાલ પોતાની માના આવકારથી બીહતો હતો.

જાણે એક ઉંદર બીલાડીથી નાસતો ભાગતો છુપાતો ફરે, તે પ્રમાણે સ્તારકોસ આસપાસ નજર ફેંકવા લાગ્યો. તેણે લડકતે પગલે,

જે ઝુપડાંમાં તેનો જન્મ થયો હતો અને જ્યાં ઉછેરઈને મોટો થયો હતો તે, ઝુપડાંની આસ-પાસ એક લટાર મારી. ઝુપડાંની અંદર કોઈ વસ્તુ હતું કે નહી, તે માટે તેને ઘણી ચટ-પટ લાગી. અંદરથી જરા પણ સંસારો વટીક નીકલતો જણાતો નહી હતો. સેજ વધુ વીચાર કરી, અને પોતાની હીમ્મત એકઠી કરી, તે સી-હડી પર ચઢયો, અને ઝુપડાંનું બારણું હલ-વેથી તણે ઠોકયું.

તેણી આંખ આ વેલા લોહીની પેઠે લાલ બની હતી. તેની પેસાની પર જનુનનું વાદલ પ્રગટી નીકલ્યું હતું. ઝુપડાંની અને તેની આ-સપાસના ઝાડોની હાલત પરથી તેની ખાતરી થઈ હતી કે, ઝુપડાંમાં તે વેલા કોઈ નહી હતું, છતાં તે પોતાની માના ધીકકાર અને શ્રાપથી બીહતો હતો. તણે એવું ધારયું કે તેની મા યા બાપ ઉંબર પર આવી, પોતાના હાથ તેની તરફ લંબાવી તેને શ્રાપ દેશેઃ—ખરાબ દીકરો, લુચ્ચો શેહેરી, પોતાના કુટુંબને બેવફા, અને દેશનો દુશમન.

તણે હવે જરા વધારે જોરથી બારણું ઠોકયું. સેજ પલમાં હલવેથી બારણું ઉંઘડયું, ઉંબર પર એક અબલા આવી ઉભી રહી. તેણી-નો ચેહેરો ચંચલાઈની ગવાહી પુરતો હતો,, જ્યારે તેણીની આંખો જનુનીનો ખ્યાલ આપતી હતી. તે ઉંબર આગલ આવી, સીધ્ધી ઉભી રહીઃ જો કે તેણી સાઠ કરતાં ઓછી ઉમરની નહી હતી.

આ સ્ત્રી કોઈજ નહી પણ યુનાની લો-કોની માનીતી લડાયક અને હીમ્મતવાન એન-દરોનીકા સ્તારકોસ હતી. લાંબી મુદત થઈ છુતાં પડેલાં મા દીકરા આ વખતે એકેક સામે ઉભાં હતાં.

પોતાની માની સનમુખ ઉભાં રહેવાની સ્તારકોસે મુદલ આશા રાખી નહી હતીઃ તેથી પોતાની માને ઉંબર આગલ સીધ્ધી ઉભી રહે-લી જોઈ, તે ચમકયો અને ઘભરાટમાં પડયો.

પોતાના દીકરાનો અંધારાંમાં આકાર જોઈ, એનદરોનીકાએ તેની તરફ પોતાનો હાથ લંબાવ્યો, અને પોતાના દીકરાને ઝુપડાંમાં પગ મુકવા મના કીધી. તેણી જોકે થોડા શબ્દો બોલી, છતાં તેણી એવાં તો ઝનુનથી અને ચા-લાથી બોલી કે સ્તારકોસ ફીકકો ફચ થઈ ગયો, અને એક શબ્દ પણ બોલવાની તેની હીમ્મત ચાલી નહી.

'પોતાના મા બાપના ઘરમાં નીકોલસ સ્તારકોસ કદીબી પગ મુકી શકશે નહી! નહી! બેવફા બેટાના અપવીત્ર પગથી આ પવીત્ર ઝુ-પડું કદીબી અપવીત્ર થશે નહી! કદીપણ નહી!'

પોતાની માના મુખથી આ શબ્દો સાંભ-લી સ્તોરકોસ હલવે હલવે ટેકરી પરથી પાછો નીચે ઉતરવા લાગ્યો. હા! તે દેશને બેવફા થયો, કે જે દેશના છુટાપણા માટે તેની પોતીકી મા એનદરોનીકા એકથી વધુ વખત ઇસલામી લશકર સામે હાથોહાથ લડી હતી, અને એક વખત તો તેણી જખમી પણ થઈ હતીઃ તેજ બહાદુર માનો આ લડાયક પણ દેશ-દુબાઉ અને લુટારૂ દીકરો, દુશમન ઇસલામી લશ-કરના એક સરદાર કારા અલી સાથે મલી જઈ, સીઓ ટાપુ કારા અલીના હાથમાં મેલી, લુટ-ફાટ ચલાવી, પકડાયલાં તેના પોતીકા જાતવા-લાઓ અને પોતાના દેશને માટે લડનારાંઓને નજદીક ચાલીસ હજારની સંખ્યામાં કેદ પકડી, ગુલામો દાખલ આફરીકામાં વેચી નાખ્યાં હતાં.

સ્તારકોસ નીચે ઉતરવા લાગ્યો. થોડેક દુર ગયા પછી ઉપર કાંઈ ખખડાત થયાથી તે જોવા ઉભો. તેણે પોતીકી મા એનદરોનીકાને હજુ ઉંબર પર સ્થીર ઉભી રહેલી દીઠી. તેણી તેના જતા આકાર ભણી બારીકીથી જોતી માલમ પડી.

દશ મીનીટ પછી સ્તારકોસમાં પાછી હુ-સ્યારી આવી ગઈ, અને તે બહાદુર સરદાર સ્તારકોસ પાછો બન્યો. તે હવે બંદર પર જઈ લાગ્યોઃ હોડી લાવવા માટે કેરીસ્તા તરફ મ્હોંડું કરી હાંક મારી. હોડી કીનારે આવી પુગતાંજ તે તેમાં બેઠો, કેરીસ્તા વહાણ પર પુગ્યો, અને નીશાણી કરી લંગડ ઉંચકવા તેણે હુકમ આપ્યો.

થોડીક પલમાં કેરીસ્તા વહાણ સડસડાત ચાલવા લાગ્યું. પણ કેરીસ્તા વહાણ આસરે એક માઇલને તફાવતે ગયું નહી તેટલાં તે પરના માણસોએ વીતીલો ટાપુની ટેકડીની ટોંચ પર એક મોટું બલતું દીઠું. તે એનદરૈનીકાનું ઝુંપડું હતું, જે તે પલે અગ્ની દેવતાના સપાતામાં આવ્યું હતું. ઝુપડાંની શેઠાણીએ પોતે પોતાના હાથે તે સલગાવી મુકયું હતું. પોતાના દેશ-દુખાઉ દીકરાની જન્મ-જગ્યાની કસી પણ ઇધાની નહી રાખવા દેશ-હીતકારી માએ દરૂસ્ત ધારયું હતું.

કેરીસ્તા વહાણ વીતીલો ટાપુથી ત્રણ માઇલ દુર ગયું, છતાં કેરીસ્તા વહાણના નાખુદાની નજર તે બલતાં ભણીની જગ્યા પરથી ખસી નહી. જ્યારે બલતું તેની નજરથી ગુમ થયું ત્યારે તે બબડયો:—

'પોતાના માબાપના ઘરમાં નીકોલસ સ્તારકોસ કદીબી પગ મુકી શકશે નહી! નહી! બેવફા બેટાના અપવીત્ર પગથી આ પવીત્ર ઝુપડું કદીબી અપવીત્ર થશે નહી! કદીબી નહી!'

સ્તારકોસને પોતાની મુસાફરી કરતો મુકી દઇ આપણે કોરફુ નામના ટાપુ ભણી નજર દોડાવ્યે.

આપણે આગલ જાણી ગયાં તેમ યુનાનીઓએ ઇસ્લામી સતાવાલાઓ સામે છુટાપણું મેલવવા માટે બલવો ઉઠાવ્યો હતો, અને તે માટે પોતાને મદદ કરવા બીજા ખ્રીસ્તીઓને મદદે બોલાવ્યા હતા: આથી ઘણાક યુરોપયનો, ફકત દયાની લાગણીથી અને પઇસાની મોહીનીથી કસી પણ આશા વગર, યુનાનીઓ સાથે જોડાયા હતા, જેઓમાં હેનરી ડી ઓલબરેટ નામનો એક ફરેંચ હતો. ઇસલામીઓ સાથની એક લડાઇમાં તે જખમી થયો હતો. હાલ તે કોરફુ ટાપુ ખાતે રહેતો હતો. યુનાની લશકરમાં હેનરી એક મોટી પદવી ધરાવતો હતો: તેથી કોરફુમાં વસતા એલીઝનડો નામના એક સરાફ સાથે તેને કોઇ કોઇ વાર પોતાની પદવીની રૂએ કામ પડતું હતું. પોતાની ગુમાયલી તંદરોસ્તી પાછી મેલવવા માટે તે કોરફુમાં આવ્યો હતો. એલીઝનડો સરાફના ઘરની નજદીકજ તેનું પણ રહેઠાન હતું. આ એલીઝનડોનું ઘર અરધું યુનાની અને અરધું ઇટાલીયન જેવું લાગતું હતું. આ ઘરમાં એલીઝનડો પોતે પોતાની એકપુરી દીકરી નામે હાનાઇન સાથે રેહેતો હતો. ઉપલા એલીઝનડોના દેખાવમાં યા તેની ચાલ ચલનમાં ટીકા કરવા જેવું કાંઇ દીસ્તું નહી હતું, તોપણ તેને માટે ઘણું બોલાતું હતું. તેની ઉમ્મર સાઠ કે સીતેર વરસની હતી તે કોઇબી ચોકસપણે કહી શકતું નહી હતું. વીશ વરસ સુધી તે આ એકાંત ઘરમાં વસ્તો હતો: અને કોઇજ વેલા ઘરની બાહેર પગ મુકતો જણાતો હતો. જો કે તે ઘણા જણાને ભેટવા જતો નહી હતો, છતાં દરેક દેશના ઘણા લોકો તેને મલવા જતા જણાતા હતા. તે પોતાના આ ઘરમાં બોહોલું કામકાજ કરતો હતો, અને તેની આંત ઘણી સરસ હતી, એતો ચોકસ હતું. વલી તે ઘણો દોલતવંત હતો. આસપાસના પુસકલ માઇલને છેટે આવેલાં ટાપુઓમાંનો કોઇબી એલીઝેનડો જેટલો પઇસે ગબર નહી હતો. તેની સહીનું એક કાગલ, ખરેખરાં નાણા બરાબર ગણાતું હતું. તે પોતાના કામ કાજમાંજ ગુંતાઇ રહેતો હતો. ધંધામાં તે સરસ ઓલખ અને સારી આંતવાલા સખસની જામીનગીરી માંગતો, જોકે તેની સાકકાથી છલાછલ ભરેલી મોટી તીજોરીને જાણે તલ્યુંજ નહી હતું. પણ આ સઘલુ છતાં એક બાબદ નોંધી રાખવા જોગ છે. જોકે તેનો ધંધો બોહોલો હતો, છતાં તે સઘલો કારભાર એક સખસ સીવાય સઘલો પોતેજ ચલાવતો હતો. આ એક સખસનું નામ ક્ષારીસ હતું; ક્ષારીસને એલીઝનડો ઝાઝી અગત્યની નહી, એવી ચીઠીપત્રીઓ લખવાનું કામ સોંપતો હતો. 'જાત મેહેનત' એ એનો મોતો યાને મુદ્રા લેખ હતો. તેની ટેબલ આગલની ખુરસી પર એકબી મુનીમ કદી બેઠેલો દીસ્યો નહી હતો; અને એ પ્રમાણે કારભાર ચલાવવા-

થી પોતાનું કામ પોતા સીવાય બીજા કોઇના જાણવામાં આવતું નહી હતું.

ત્યારે આવો વીચીતર સરાફ કયાંથી આવ્યો હતો? કેટલાકો કહેતા કે તે ઇલીરીયન હતો, જ્યારે દાલમેસીયન તરીકે તેને ઠોકી બેસાડતા હતા; પણ કોઇબી ચોક્કસપણે કહીં શકતું નહી હતું. આગલી જીંદગી માટે ચુપકીદી અને હાલની પોતાની ચાલુ જીંદગી માટે ચુપકીદી સીવાય બીજું કસું નજરે પડતું નહી હતું. કોરફુના લોકો સાથે મલવા ભેટવાની વાત તે જાણતો નહી હતો. જ્યારે કોરફુ ફરેંચોના હાથમાં હતું, ત્યારે તે જે પ્રમાણે જીંદગી ગુજારતો હતો, તેજ પ્રમાણે હાલ ઇંગ્રેજ સરકારના હાથમાં તે ટાપુ હોવા છતાં અને ત્યાં એક ઇંગ્રેજ ગવરનર છતાં તે તેવીજ જીંદગી ગુજારતો દીસતો હતો. લોકો તેની દોલટનો આંક કરોડો પર લઇ જતાં, તોપણ સહુરાગાત બાદ કરતાંબી આ એલીઝનડો ઘણો તવંગર હતો, એમાં તો કસો શક છેજ નહી: અને તોપણ તે હમેસાં સાદાઇમાં સઘલું સુખ સમાયલું છે, એવા ઉમદા નીયમ પર અમલ કરતો જણાતો હતો.

એલીઝનડો રંડાયલો હતો. જે વખતે તે કોરફુ ખાતે વસવા આવ્યો, ત્યારથી તે તેમજ હતો. તે વખતે પોતા સાથે તે બે વરસની પોતાની એક નાની બાલકીને લાવ્યો હતો. જે વખત વીસે આપણે હાલ બોલ્યે છીએ, તે વખતે તેણીની ઉમ્મર એકવીશ વરસની હતી. તેણી નાનપણથીજ આ ઘરમાં રહી, ક્ષારીસની સંભાલ હેઠલ મોટી થઇ હતી. એલીઝનડો પોતાના ધંધામાં એટલો તો રોકાઇ રહેતો કે પોતાની આ એકપુરી બેટી હાજાઇનને કેલવણી આપવાની અને તેણીની સંભાલ લેવાની પણ તેને ફુરસદ મલતી નહી હતી: જેથી તેણે તે કામ પોતાના મદદગાર યુનાની નોકર ક્ષારીસને સોંપ્યું હતું, અને આપણને કહેવું જોઇએ કે ક્ષારીસ તેણીની એક પીતાની પેઠે જતન લેતો હતો. હાજાઇનને હમેસાં ખુશી અને સુખમાં રાખવાને તે પોતાથી બનતું સઘલું કરતો હતો. તવંગર એલીઝનડોની એકપુરી બેટી અતી ઘણી ખુબસુરત હતી, એ માટે તો કોરફુ અને તેની આસપાસ ટાપુઓના લોકોમાં બે મત હતાંજ નહી. તેણી ઘણી રૂપાલી હતી, એમ સહુ કોઇ કબુલ કરતું હતું, અને તેથી યુનાની લશકરના એક ફરેંચ સરદાર હેનરી તેણી પર મોહીત પડયો હતો, એ જાણી કોઇનેબી અજાયબી ઉપજશે નહી. બન્ને વચ્ચે પવીત્ર પ્યાર બાજયો હતો. હાજાઇન ખુબસુરત જોડે માયાલુ, ઉદાર, વગેરે સદગુણોથી ભરપુર હતી.

હાજાઇન સાથની પેહેલ વેહેલી ઓલખાણ હેનરીને તેણીના પીતાના ઘરમાંજ પડી હતી. તેણીનો પીતા એલીઝનડો સરાફ હતો, અને છુટાપણું માગવા નીકલેલા યુનાની લશકરમાં હેનરી એક મોટી પદવી ધરાવતો હતો, જે પદવીની રૂએ તેને આ સરાફ સાથે કોઇ કોઇ વેલા કામ પડતું હોવાથી એલીઝનડોના ઘરમાં તેનું વારંવાર આવજાવ થતું હતું. પણ જ્યારે તે જખમી થયો, અને તંદરોસ્તીના ફાયદા અરથે થોડાક દીવસ વીસામો લેવા કોરફુમાં આવ્યો, ત્યારે એલીઝનડોના ઘરમાં વારંવાર આવજાવ કરવાની તેને ટક મલતી હતી. વલી તેનું ઘર એલીઝનડોના ઘરની ઘણી નજદીકમાંજ હતું: એથી તેને ઘણી સેહેલાઇ મલતી હતી. પોતાની એકપુરી બેટી હાજાઇન પર હેનરી હદથી જીયાદા ધ્યાન આપતો જોવાથી એલીઝનડો નાખુશ થતો નહી હતો. તેને હેનરીના કુટુંબની અને તેની દોલટની પુરતી માહીતગારી હતી. વલી હેનરી પઇસાની લાલચ વગર ફકત પોતાની લાગણીથી પોતે ફરેંચ છતાં યુનાનીઓ તરફથી લડવા આવ્યો હતો, એ તેના માનમાં વધારો કરતું હતું. ક્ષારીસ પણ તેથી દલગીર થતો નહી હતો. તે જોતો કે હાજાઇન હમેસાં હેનરી સાથે ફરવા હરવામાં મોજ મારતી હતી; તેથી તેણીને ખુશી થતા જોઇ પોતે પણ ખુશી થતો હતો.

પોતે લડાઇમાં શું શું જોતો, અને તેને કેવાં કેવાં સંકતોમાંથી પસાર થવું પડયું હતું.

તે જ્યારે હેનરી વાતચીતને દરમ્યાન હાજાઇનને જણાવતો, ત્યારે તેણી તે બનાવો ઘણી આતુરતાથી સાંભળતી હતી: અને જ્યારે કાંઇ કરૂણાસીક બનાવ બનેલો સાંભળતી, ત્યારે તેણીની આંખોમાં આંસુઓ ભરાઇ આવતાં હતાં. વલી આ લોક-હીતારથ લડાઇમાં યુનાની મરદોએજ નહી પણ યુનાની અબલાઓએ પણ બહાદુરી ભરયો ભાગ બજાવ્યો હતો, તેની વાત જ્યારે હેનરી કરતો, ત્યારે હાજાઇન પોતાની અબલા જાતી માટે ઘણી મગરૂર રહેતી જણાતી હતી, હેનરી કોઇ કોઇ વાર એનદરેોનીકાનું નામ વાપરતો, અને તેણીની બહાદુરી માટે ઘણી તારીફ કરતો હતોઃ જે એનદરેોનીકાને આપણે ભુલી ગયાં નથી. આ એનદરેોનીકા તેજ હતી, કે જેણીએ પોતાના બેટા સ્તારકોસને એક રાતે ઝુપડાના બારણા આગલથી હાંકી કહાડયો હતો, અને તેના પગથી પોતાનું ઝુપડું 'અપવીત્ર' નહી થાયઃ માટે તેણીએ તે સલગાવી નાખ્યું હતું.

એક દહાડે હેનરીએ વાત દરમ્યાન એનદરેોનીકાનું નામ દીધું. આ વેલા એલીઝનડો નજદીકમાંજ હોવાથી એનદરેોનીકાનું નામ સાભલતાં તે એકાએક ચમકયો, જે તરફ તેની દીકરીનું ધ્યાન ગયું.

'પીતાજી! શું છે?' તેણીએ પુછયું.

'કાંઇ નહી, દીકરી!' એલીઝન્ડોએ ઉતર વાલ્યો. ત્યાર પછી તે હેનરી તરફ ફરી બેદરકારપણે બોલ્યો:—

'તમે એનદરેોનીકાને જાતે ઓલખતા હતા કે?'

'હા.' હેનરીએ ઉતર વાલ્યો.

'અને હાલ તેણીનું શું થયું છે, તે તમે જાણોછો કે?' એલીઝનડોએ પુછયું.

'નહી! મને માલમ નથી.' હેનરીએ ઉતર વાલ્યો 'ચાઇકરીની લડાઇ પછી તેણી વીતીસો ટાપુ ખાતે પાછી ફરેલી સંભલાઇ હતી, જે તેણીની જન્મભુમી છે. તોપણ હવે લડાઇ પાછી જાગશે, જે વખતે તેણીને લડાઇના મેદાનમાં કમ્મર કસતી જોવાની હું આશા રાખું છું.'

'હા! એ એને માટેજ જન્મેલી જણાય છે.' હાજાઇને વીચાર જણાવ્યો.

પણ ત્યારે એલીઝનડોએ આ એનદરેોનીકા સ્તારકોસ માટે શા માટે પુછયું હતું? તે તેણીનું નામ સાંભલતાં શા સારૂ ચમકયો હતો? કોઇએ એનું કારણ પુછયું નહી. જો કોઇએ એનું કારણ પુછયું હતે, તોપણ તે ઉડાવનારો જવાબ વાલતે. જે સ્રીને હાજાઇન વખાણતી હતી, તે સ્રીને એલીઝાનડો શું ઓલખતો હતો?

યુનાનીઓએ ઇસલામીઓથી સવતંત્ર થવા માટે લડાઇ ઉઠાવી હતી, પણ આ લડાઇ વખતે એલીઝનડો અલગો રહેલો જણાતો હતો. તે કઇ ટોલાનો હતો? યુનાનીઓ કે ઇસલામીઓ તરફ તેની દીલસોજી હતી? એનો જવાબ કોઇબી કહી શકતું નહી હતું. તોપણ આટલું તો ચોકકસ હતું કે જે પ્રમાણે ટરકી દેશથી તેની પર ટપાલ મારફતે કાગજ પત્રો આવતાં, તેજ પ્રમાણે યુનાન દેશથી પણ દરરોજ આવતાં હતાં. તોપણ આ વાત અગત્યની છે કે હેનરી યુનાનીઓ તરફથી લડવા આવ્યો હતો, અને લડતો હતો, તોપણ એલીઝનડો તેને ખુશીથી પોતાના ઘરમાં આવજાવ કરવા દેતો, અને તે માટે કસો અણગમો દેખાડતો નહી હતો.

લડાઇનો મામલો રફતે રફતે ઘણો બારીક થઇ પડયો હતો. યુનાનીઓનો પાસો નબલો થતો હોય, એવાં ચીન્હો જણાતાં હતાં. યુરોપના મોટાં રાજયોએ એ માટે મોટી ચુપકીડી અખત્યાર કીધી હતી. તેઓ નહી યુનાનીઓ તરફથી બોલતાં, કે નહી તરકોની તરફદારી કરતાં હતાં. યુનાનીઓ અને ઇસલામીઓને પોતપોતાનું ફોડી લેવા માટે જાણે તેઓએ ઠરાવ કીધેલો દીસતો હતો. જો કે યુનાનીઓ તરફથી ફરેંચો, ઇટાલીયનો, વગેરે લોકો ઇસલામી લશકર સામે લડવા મેદાન પડયા હતા, છતાં કોઇબી રાજય ખુલ્લી રીતે તેમની તરફથી લડવા યા બોલવા યા વચમાં પ-

ડના બાહેર પડેલું જણાતું નહી હતું. યુનાની લશકર દેખીતી રીતે નાની સંખ્યામાં હતું. વલી તેનો મોટો ભાગ પગારદાર નહી હતો. કેટલાકો હેનરીની પેઠે કસા પણ લાલચ વગર તેઓની સાથે જોડાયા હતા, જયારે બીજા હાથ પર તરકીનું ઇસલામી લશકર મોટી સખ્યામાં અને પગારદાર હતું. વલી તેઓએ આ લડાઇને ધરમની-જીહાડનું રૂપ આપી દીધું હતું. યુનાનીઓને કાંઇબી કરી કચડી નાખવા ઇસ્લામીઓએ ઠરાવ કીધો હતો. અહીં જણાવવું જોઇએ કે આપણે ખ્રીસ્તી ધરમ વીશે લખ્યું છે તેનું કારણ એ કે જો કે યુનાનીઓ યુનાની ધરમ પાલતા હતા, છતાં તેઓમાં ખ્રીસ્તી ધરમ આમેજ થયો હતો, અને તેમની રીતભાત, વગેરે સઘલું અરબું ખ્રીસ્તીઓ પેઠે હોવાથી આપણી વારતામાં સેહેલાઇ કરવાના ઇરાદાથી આપણે તેમને માટે 'ખ્રીસ્તી' શબ્દ બોલ્યા છીએ અને બોલીશું.

આગલ કહી ગયાં તેમ લડાઇનો મામલો બારીક થઇ પડયો હતો. મોરીયાના પુર્વ કીનારા તરફ હાઇદરાનું મોટું અને મુખ્ય ટાપુ આવેલું છે, જયાં પેહેલા વેહેલું પાછું રંગ મચાવવા ઇસલામી સરકારે ઠરાવ્યું હતું, અને ત્યાં જનારા ઇસલામી લશકરના વડા તરીકે ઇબ્રાહીમ પાશાને નેમવામાં આવ્યો હતો. હાઇદરા ખાતે ઇસલામી લશકર જાય, તેની અગાડી હેનરીએ ઉપડી જઇ, ત્યાંના યુનાની લશકરને જઇ મલવું જોઇએ: તેથી કોરફુથી ઉપડવાનો તેનો દીવસ એકવીસમી અકટોબરનો ઠરાવ્યો હતો. આ દીવસ આવે તેની અગાડી હેનરીએ તેમજ હાજાઇને એક બીજા પરનો પોતાનો પ્યાર જાહેર કીધો હતો, અને હવે લગણ માટે હાજાઇનના પીતા એલીઝનડોની મંજુરીયાત લેવા માટેજ બાટી હતી.

ઉપડવાની થોડા દીવસ અગાડી હેનરીએ તે માટે એલીઝનડો સાથે વાત કીધી: અને એલીઝનડોએ તે માટે પરવાનગી આપી, પણ એવું ઠરાવ્યું કે હાઇદરાથી પાછું ફરવા પછી હેનરીએ હાજાઇન સાથે પરણવું. હેનરીને એ માટે કસો વાંધો નહી હતો. એલીઝનડોએ પોતાની પરવાનગી આપી, એ તેને માટે મોટું સુખ હતું. વલી શું હાજાઇનનો તેની પર પ્યાર કમતી હતો?

ઉપડવાની થોડા દીવસ અગાડીનો વખત બન્ને આશક માશુકો વચ્ચે કેવા આનંદથી પસાર થયો, તે જણાવવા માટે અહીં કસી જરૂર નથી. ઇબ્રાહીમ પાશા પોતાના બોહોલાં લશકર સાથે હાઇદરા પર હુમલો કરે તેની અગાડી હેનરીએ તો ત્યાં પુગવુંજ જોઇએ, અને તેથી તેણે મોડાંમાં મોડું તા૦ ૨૧ મીએ કોરફુથી ઉપડવું જોઇએ, જેમ કરવા માટે કરાવવામાં પણ આવ્યું હતું.

એક સાંજે—તા૦ ૨૦ મી અકટોબરની સાંજે—હેનરી અને હાજાઇન એક ઓરડામાં બેસી આગલા બનાવો વીશે વાતચીત કરવામાં મસગુલ હતાં, તેટલાં ક્ષારીસ અતી ઉતાવલમાં દાખલ થયો. તે આવતાંને વાર હાંફવા લાગ્યો. તે પલે એક શબ્દ પણ બોલાઇ શકાતો નહી હતો, અને તેનું કારણ એકે તે અતી ઝડપથી દોડતો, પોતે સાંભલેલી હકીકત જણાવવા, આવ્યો હતો.

'તું અહીં શું માંગે છે? શું છે? તું શા માટે એટલો ઉસકેરાઇ ગયો છે?' હાજાઇને પુછ્યું.

'જયારે હું—હું કહેતો!—ખબર! અગત્યની ખબર!'

'શું છે? બોલ! બોલ! ક્ષારીસ! શી ખબર?' હેનરીએ પુછ્યું.

'મારેથી બોલાતું નથી; બોલાતું નથી!' ક્ષારીસે હાંફતાં હાંફતાં જણાવ્યું.

'કાંઇ લડાઇના સમાચાર છે?' હાજાઇને પુછ્યું.

'હા! હા!'

'ત્યારે તો જોઉં બોલ! જરા ધીરો થા! ભલા ક્ષારીસ! શી ખબર તું લાવ્યો છે?'

'ઇસલામીઓ! નેવેરીનો આગલ થયલી લડાઇમાં ઇસલામી લશકર નાશી ગયું છે!

ઇસલામી કાફલાને બ્રીટીશ, ફ્રેંચ અને રસ્યન કાફલાએ મારી હતાડયો છે!'

ક્ષારીસની ખબર ખરી હતી. યુનાનીઓ અને ઇસલામીઓ વચ્ચે ચાલેલી લડાઇની વચમાં બ્રીટીશ, ફ્રેંચ અને રસ્યન સરકારે જરૂરનું જોયું હતું, અને તેઓએ તરકીના સુલતાન પર એક યાદી મોકલી યુનાનીઓને સ્વતંત્રપણું બખશવા માંગણી કીધી હતીઃ પણ તરકીના સુલતાને તે પર કસું મચક નહી આપવાથી, અને ધમધુકાર લડાઇની તઇઆરી કરવા માંડયાથી ઉપલાં ખ્રીસ્તી રાજ્યોએ બસો છોતેર તોપો ધરાવતો સતાવીસ વહાણનો કાફલો નેવેરીનો આગલ મોકલ્યો હતો, જ્યાં આગલ નવસો ચોરાણું તોપો ધરાવતા અને સાઠ વહાણના ઇસલામી કાફલાને તેઓએ હરાવી તેમના ઘણા વહાણો ઉડાવી નાખ્યાં હતાં; કેટલાંક વહાણો ડુબાડી દીધાં, જેથી ઇસલામી કાફલાનો મોટો કચડઘાન નીકલ્યો હતો. આ બનાવની ખબર તારની મારફતે કોરફુના ટાપુમાં પુગી હતી; જેથી ત્યાંના બજારમાં આ વાત સેજ પલમાં ફેલાઇ ગઇ, અને તે ક્ષારીસના પણ સાંભલવામાં આવવાથી તે ખબર ઉતાવલથી કહેવા આવ્યો હતો. આ ખબર બેશક અગત્યની હતી. ઇબ્રાહીમ પાશા હવે હાઇદરા પર ધુંજારો લઇ જાય, એ કેવલ અશકત હતું. ઇસલામી કાફલાની મદદથી તે હાઇદરાને સરણ કરવા માંગતો હતો, પણ તે કાફલાને તો પેલાં ત્રણ ખ્રીસ્તી રાજ્યોએ નેવેરીનો આગલ વીખેરી નાખ્યો હતો. વલી અત્યાર સુધી ઇસલામીઓ ફકત યુનાનીઓ સાથેજ લડતા હતા, પણ હવે દુન્યાંના ત્રણ બલવાન રાજ્યો સાથે તેમને આડા અડકી થઇ હતી, જે ત્રણ રાજ્યો જો ચાહે તો એક પલ વારમાં તેને કચડી નાખે એવું હતું. માટે હાઇદરા પર ધુંજારો લઇ જવાનો વીચાર હાલ તરત તો ઇબ્રાહીમ પાશાને મુલતવી રાખવાને ફરજ થઇ પડી હતી, અને તેથીજ હેનરીની હાઇદરા ખાતેની હાજરીની હાલ તરત હવે ઘણી જરૂર પણ રહી નહી હતી. તેથી ઉલટું, હવે હેનરી અને હાજાઇનના લગણનો દીવસ ઠરાવવામાં આવ્યો હતો.

તા૦ ૨૩ મી અકટોબરનો દીવસ હતો. લગણ કરવાના દીવસને હજી સાત દહાડાનો વીલંબ હતો. વચમાં કાંઇબી નડ નડે, એવું કાંઇ દીસ્તું નહી હતું. અને તોપણ તે દીવસે એક બનાવ બન્યો, જે જો બન્ને આશક માશુક અગાડીથી જાણતે તો તેઓ એટલાં બધાં ભરૂસે નહી રહેતે.

તે દીવસે સહવારનો ટપાલ એલીઝનડો માટે એક ચીઠી લાવ્યો, જે વાંચવાથી એલીઝનડો ઘણો ચમકેલો જણાતો હતો. તેણે તે ચીઠીનો પોતાના હાથમાં ડુચો કીધો, પગ તલે તે ડુચો ભચડયો, અને પછી સઘડીની અંદર હોમાવી દીધો.—આ પરથી ખુલ્લું જણાતું હતું કે હમેસનો સાંત એલીઝનડો સરાફ તે વખતે ઘણો ઉસકેરાઇ ગયો હતો. જો કોઇ તે વેલા તેની નજદીક હતે તો તે એલીઝનડોના મુખથી નીચલા શબ્દ જરૂર સાંભલતેઃ-

'આ ચીઠરૂં આઠ દહાડા પછી શા માટે નહી આવ્યું? જેણે એ લખ્યું છે, તેનું સ—સ થજો!'

પેલી ચીઠીના લખનાર પર શ્રાપ દેતા એલીઝનડોને પડતો મુકી આપણે બીજી વરફ હવે નજર પુગાડયે.

કેરાસ્તા વહાણને વીતીસોનું ટાપુ રાતની વેલા છોડી જતાં આપણે જોયું છે. આપણે જોયું છે કે તે બંદરથી એક માઇલ દુર ગયું નહી, તેટલાં ટાપુ પરથી ટેકડીના મથાલાં પર એક ઝુપડું બલતું, વહાણ પરના માણસોની નજરે પડયું હતું, જે બલતાંને વહાણનો નાખુદા સ્તારકોસ અતી ઘણી આતુરતા અને દયા સાથે જોયા કરતો હતો. સ્તારકોસ જાણતો હતો કે તે ઝુપડું કોઇજ નહી પણ તેની મા એનદરોનીકાનું હતું. તેણે વલી ખરી અટકલ કીધી કે તેણીએ પોતે પોતાને હાથે તે સલગાવી મુકયું હતુંઃ કે જેથી પોતાનું બોલેલું ખોટું

પડે નહી. જ્યાં સુધી બહાતું નજરે પડયું ત્યાં સુધી સ્તારકોસે જોયા કીધું, અને ત્યાર પછી માણસોને કાંઇ હુકમો આપી, તે પોતાની કેબીનમાં ભરાયો, જ્યાં સહવાર સુધી તે અંદર રહયો.

કેરીસ્તા વહાણ જ્યારે વીતીલો આવ્યું, ત્યારે તે પર ફકત દશ માણસો હતાં, પણ એક કલાક પછી તે છોડી ગયું ત્યારે તે વીસ માણસો સાથે હંકેલાયું. આ વધારાના દશ માણસો ગોત્રોએ પુરા પાડયાં હતાંઃ તેઓ યુનાની હતા, જ્યારે વહાણ પરના દશ માણસોમાંના થોડાક યુનાની, ઇસલામી, વગેરે જાતના હતા. તોપણ તેઓ સંપસંપીને રહેતા જણાતા હતા. વીતીલોના યુનાનીઓએ તેમની સાથે વાતચીત કરતાં જણાયું કે કેરીસ્તા વહાણ કયાં જવું, તે કપતાન સ્તારકોસની મરજી પર આધાર રાખતું હતું. સ્તારકોસ કદીબી આગલથી પોતાનો ઠરાવ યા વીચાર જણાવતો નહી હતો. કેરીસ્તા વહાણ પર બે નાની ટોપો સીવાય બીજી વધુ તોપો જણાતી નહી હતી. વળી વાતચીતને દરમ્યાન યુનાનીઓએ જાણ્યું કે કેરીસ્તા ઉપરાંત કેપતન સ્તારકોસના બીજાંબી વહાણો હતાં, જે લડાયક હતાં. કેરીસ્તા તો ફકત સ્તારકોસ માટે એક ફરવા હરવાનું અને મોજ મજાહ કરવાના વહાણ તરીકે વપરાતું હતુંઃ જ્યારે બાકીના બીજાં વહાણો પર લડાઇનો પુરતો અસબાબ હોવા ઉપરાંત, માણસો પણ લડાયક રાખવામાં આવતાં હતાં. આ વહાણો લુટારૂ હતાં. તેઓ વલી ગુલામો વેચતાં હતાં. તેઓથી જે આવક ઉપજતી, તેનો એક ચોક્કસ ભાગ સ્તારકોસના દરેક માણસોને વેંહેંચી આપવામાં આવતો હતો; જેથી સ્તારકોસનાં દરેક માણસો હમેસાં પોતાના સરદાર અને શેઠ પર મરી ફીટતા હતા.

સ્તારકોસનાં પેલાં લડાઇના વહાણો તેના સ્કોપેલો નામના એક મદદગારને હસતક હતાં. કેપતન સ્તારકોસનું સઘલું કામ આ સ્કોપેલો બજાવતો હતો. લુટારૂ વહાણોનો સરદાર કેવો હોવો જોઇએ તે જણાવવાની કસી અગત્ય નહી હોવાથી સ્કોપેલોની ચાલચલણ આપણે સમજી શકીશું.

સ્તારકોસ તો કેપતન અને વહાણોનો શેઠ હતો, ત્યારે તેનો માલમ અને મદદગાર તો વહાણ પર હોવોજ જોઇએ. અને તેથીજ વીતીલોથી આવેલા પેલા દશ યુનાનીઓમાંના એકે કેરીસ્તા વહાણના સરંગને માલમ કયાં હતો તે માટે જ્યારે પુછયું, ત્યારે ટંડેલે ઉતર વાલ્યોઃ—'વહાણ પર માલમ નથી.'

'આપણે એને જોઇશું કે?'

'હા!

'કયારે?'

'જ્યારે તે આપણની મુલાકાત લેવા દરૂસ્ત ધારશે ત્યારે.'

'પણ તે હાલ કયાં છે?'

'જ્યાં તેની હાજરીની જરૂર હોય ત્યાં.'

યુનાનીઓ આ જવાબથી સંતોસ પામ્યા નહીઃ કારણકે એ કાંઇ જવાબ નહી હતો. તોપણ સરંગની સીસોડીથી તેઓનું ધ્યાન બીજી તરફ રોકાયું. સીસોડી ફોડવાની મતલબ એજ કે એક બીજું સડ ચઢાવવું.

થોડાક દીવસ સુધી સમુદ્રમાં મુસાફરી કરયા પછી કેરીસ્તા વહાણ આખરે આરકેડીઆ નજદીક જઇ લાગ્યું.

બે વરસ અગાડી ઇબ્રાહીમ પાશાએ એ શેહેરમાં ઇસલામી લશકર સાથે ઉતરી આવી નાના બાલકો, અબલાઓ, અને જઇફ મરદોને રેંહેંસી નાખ્યા હતા! તેથી જે વખતે કેરીસ્તા વહાણ ત્યાં જઇ પુગ્યું, તે વખતે તે ઘણું ખરૂં ઉજડ હતું. ખંડયરો સીવાય બીજું કાંઇ દીસતું નહી હતું. જનુની ઇસલામીઓએ સેંટ જયોરજના દેવલનો નાશ કીધો હતો, એટલુંજ નહી પણ સઘલી યુનાની નાની મોટી ઇમારતોમાં લુટ ચલાવી તેમને ખંડયેર હાલતમાં લાવી નાખી હતી.

'એક આબાદ શેહેરના આ કેવા હાલ?' સ્તારકોસ શેહેરનો દુરથી નાશ જોઇ બોલ્યો.

'અને તે ઇસલામીઓના પ્રતાપથી. હાલ તેઓ એના ધણી થઇ બેઠા છે!' સરંગે ઉતર વાલ્યો.

'હા! થોડો વખત સુધી—અને તેઓ હમેસ સુધી એના ધણી રહે એમ આપણે ઇચ્છવું જોઇએ!' સ્તારકોસે ઉતર દીધો.

સરંગે જોયું હતું કે સ્તારકોસ ખરૂં બોલતો હતો. જ્યાં સુધી દુન્યાનો એ ભાગ ઇસલામીઓના હાથમાં રહે, ત્યાં સુધી તેઓને ફાયદો હતો. કારણકે ઇસલામી સતાવાલાઓની નબલાઇથી અને અમલદારોના મોંહ લાંચ રૂશવતથી દાબવાથી લુટારૂઓ સેહેલાઇથી અને છડે છોક પોતાનો ધંધો કરી શકતા હતા. વલી-ગુલામી ધંધાને ઇસલામી સતાવાલાઓ એક લેખે ઉતેજણ આપતા હતાઃ અને તેથી દુન્યાંનો એ ભાગ તથા તેની આસપાસના બીજાબી ભાગો જો ઇસલામીઓના હાથમાં જાય તો આ લુટારૂઓના ફાયદા અરથે હતું. તેઓ જાણતા હતા કે યુરોપયન સતાવાલાઓના હાથમાં જો એ ભાગ હોય તો એક ઘડી ભારબી તેમને તેઓનો નાશકારક ધંધો ચલાવવા દે નહી, પણ ઉલટું તેઓને કચડી નાખે. અત્યારથીજ કેટલાંક યુરોપયન રાજ્યોએ ગોલામી ધંધો નાબુદ કરવા અને લુટારૂઓને દાબી નાખવા માટે પોતાના વહાણો ફરતાં કીધાં હતાં.

'આપણ બંદર કરયે કે?' સરંગે પુછ્યું.

સ્તારકોસે આથી પોતાના હાથમાં દુરબીન લીધી, અને તે વાટે આસપાસ સઘલે નજર દોડાવી. આરકેડીયાનું બંદર ઘણું નજદીકમાં દેખાતું હતું, પણ શેહેર તો બંદરથી આસરે એક માઇલ દુર આવેલા માઉન્ટ પ્સાકે નામની ટેકડીની નજદીક આવેલું હતું. હુકમ આપવાની અગાડી સ્તારકોસ જરા ઘચુ-પચુ થયો. બંદર કરવું કે ભર દરીયે મુસા.રી આગલ ચલાવવી, તેનો તે મનમાં વીચાર કરતો ઉભો [illegible]. ટંડેલ જવાબ [illegible] [illegible] રાહ જોતો સ્તારકોસની નજ[illegible]કમાંજ ઉભો હતો.

'વાવટો!' સ્તારકોસ આખરે બોલ્યો.

'તેજ ઘડીએ વચ્ચમાં રૂપેરી ક્રાસ (✝) પાડેલો એક લાલ વાવટો કેરીસ્તા વહાણની મુખ્ય ઉંચી કાઠી પર ચઢયો, અને હવામાં ફડફડ ઉડવા લાગ્યો. થોડીક મીનીટ [illegible] બંદરની કાઠી પર પણ એક વાવટો ઉડતો [illegible] વહાણને બંદરમાં હાંકી લાવવાની રજાની [illegible] નીશાણ હતી: પણ બંદર પર [illegible] બીજો નાનો વાવટો પણ કોઇ હુલાવતુ [illegible]

'અંદર ચલાવ!' નાખુદાએ જણાવ્યું.

વહાણની દીશા બદલવામાં આવી, અને વહાણ સડસડાત એક પોહોલી અને ઉંડી ખાડીમાં દાખલ થઇ, બંદર તરફ જવા લાગ્યું. બંદરની બરાબર અધવચ્ચે તે ગયું, જ્યાં તેને ઉભું રહેવા માટે જગ્યા હતી. લંગર નાખવામાં આવ્યું.

કેરીસ્તા વહાણ પરથી એક હોડી ઉતારવામાં આવી, જેમાં સ્તારકોસ ઉપરાં[illegible] ખલાસીઓ બેઠા. ખલાસીઓ બંદરની સીડી જાણી હોડી હાંકી ચાલ્યા જેથી સીહડીને હોડી અડકી. આ સીહડી એક ખડકમાં [illegible] કહાડીને બનાવવામાં આવી હતી. [illegible] સીહડીના નીચેના પગથયાં પર સ્તા[illegible] લેવા માટે તઇઆર ઉભો હતો. જેવી હોડી [illegible] ગઠયાં આગલ જઇ ઉભી કે તે સખસ બોલ્યો: 'નીકોલસ સ્તારકોસની આજ્ઞા માટે સ્કોપેલો અહીં ઉભો છે!'

સ્તારકોસે પોતાના માલમને ઓલખ[illegible]ણની એક નીશાણ કીધી સ્તારકોસ હોડીમાં[illegible] સીહડી પર કુદી પડયો, અને સ્કોપેલો [illegible] રેહેર ભણી જવા લાગ્યો. ઘેરો [illegible] માનતોના થઇ ગયલાં ખંડેરોમાંથી [illegible] તરકી તથા આરબ લશકરીઓથી ચીકાર થયલી ગલીઓમાંથી પસાર થઇ, તેઓ એક નાના હોતેલમાં દાખલ થયા; એક મીનીટ વધુ થઇ નહી કે સ્તારકોસ અને સ્કોપેલો એક ટેબલ આગલ બેઠા. તેમની આગલ રાકી નામના દારૂથી ભરેલી એક બાટલી અને બે ગલાસો મુકલાં જણાતાં હતાં પણ તેઓ હાલ તરત

સીગાર પીવામાં અને ધુમાડાંના ગોટેગોટા પોતાના મ્હોંમાંથી બાહેર કહાડવામાં રોકાઇ ગયલા દીસ્તા હતા. વચ્ચમાં તેઓ વાત પણ કરતા હતા. આરકીપેલેગોના ચાંચીયાઓને સ્કોપેલો વગર ચાલતું નહી હતું. તરકીના બજારોમાંથી ગુલામો સસતી કીમ્મતે ખરીદ કરી તેમને આફ્રીકા તરફ મોંઘી કીમ્મતે વેચાવી આપવાનું કામ આ સ્કોપેલો ઘણી આસાનીથી બજાવતો હતો. તેમજ દરીયામાં લુટાયલા વહાણોંનો કીમ્મતી અસબાબ તેમજ લુટારૂઓને હાથ સપડાયલાં માણસોને આફરીકા તરફના દેશોમાં સલામત અને નફાકારક રીતે વેચવાની કલા આ સ્કોપેલોને ઘણી સરસ આવડતી હતી.

'યુનાનના શા સમાચાર?' સ્તારકોસે પુછયું.

'તમે છોડી ગયા તે પછી મામલાએ જુદું રૂપ પકડયું છે.' સ્કોપેલોએ ઉતર વાલ્યો 'ત્રીપોલીનો કીનારો કેરીસ્તા વહાણને છોડી ગયાને એક મહીનો થયોની? પણ ત્યાર પછી તમોને કસી જાણવા જોગ ખબર મલી નહી હશે.'

'નહી' સ્તારકોસે ઉતર વાલ્યો.

'ત્યારે તો કપતાન! તરકીના વહાણો ઇબ્રાહીમ પાશાને અને ઇસલામી લશકરને હાઇદરા ખાતે લઇ જવા તઇયાર છે.'

'હા' સ્તારકોસે ઉતર વાલ્યો 'જ્યારે હું નેવેરીનો બંદર છોડી આવ્યો, ત્યારે મેં તેમ જોયું હતું.'

'ત્રીપોલી છોડી ગયા પછી તમે કેટે ઉતરયા તો નહી હશો?' સ્કોપેલોએ પુછયું.

'હા! હું એક ટેકાણે થોડી વાર ઠોભ્યો હતો. કેરીસ્તા માટે માણસો લેવા સારૂ એક બે કલાક હું વીતીલો ટાપુ પર ઉતરયો હતો. પણ સ્કોપેલો! મને જણાવ કે આપણા વહાણો હાલ શું કરે છે?'

'લડાઇ જરા ઠંખ પડેલી હોવાથી કાંઇ લાભ જેવું મલતું નથી. લડાઇ ધમધોકાર ચાલે તો યા તદનજ બંધ પડે તો આપણું ગાડું ઠીક ગગડે. તોપણ મેં સાંભલ્યું છે કે બ્રીટીશ, ફરેંચ અને રસ્યન સરકારનો કાફલો તરકીના કાફલા પર હુમલો લઇ જવાની તઇઆરીમાં છે. જો તેમ હોય તો ઠીક. તેઓ એક ઠેકાણે મરાઇ છુંદાશે, જ્યારે આપણે આરકીપેલેગોમાં આપણા ધંધાને ઘણી તેજી આવશે. તે વખતે આપણને અટકાવનારૂં કોઇ રહેશે નહી.'

'સ્કોપેલો! તારૂં બોલવું રાસ્ત છે. પણ વારૂ?' સ્તારકોસે પુછયું. 'સઘલાંઓ હજુ પણ આપણે અફવા ફેલાવેલુંજ નામ બોલે છે કે?'

'કોણ, પેલું? સેકરેતીફનું કની?' સ્કોપેલોએ હલવેથી જણાવ્યું.

સ્તારકોસે 'હા' તરીકે ડોકું ધુનાવ્યું

'હા, તેજ! સઘલે તે નામનીજ વાત છે —તેઓ તે નામ માટે સારૂં બોલતા નથી હો!'

'તેઓને ગમે તે બોલવા દે! એમાં અડચણ શી છે?' સ્તારકોસે હસીને જણાવ્યું 'મોંહડું તો તેમનુંજ દુખશે; કોઇ બીજાનું દુખવાનું નથી!' એટલું બોલી સ્તારકોસ ખુરસી પરથી ઉઠયો, અને પોતાના હાથમાં સ્કોપેલોએ દારૂથી ભરેલું ગલાસ ઉંચકી, એક તાંસે પી ગયો. તે હવે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો. ત્યાર પછી અદબ વાલી તે બારી આગલ ઉભો રહયો, અને તરકીશ લશકરી સીપાઇઓનું ઘણે દુરથી સંભલાતું ગીત સાંભલવા લાગ્યો.

આખરે તે ટેબલ આગલ પાછો ફરીયો, અને સ્કોપેલોની બરાબર સામું બેસી, એક જુદીજ વાત છેડી.

'બંદર પર કાઘેલી વાવટાની તેં કાઘેલી નીશાણ પરથી જણાય છે કે અહીં તારે હસતક પુરકલ બંધવાઓ છે.'

'હા, સ્તારકોસ. ચારસો ટનના વજણના વહાણમાં ભરચક કરીએ એટલા છે. કરેમાઇડીની કતલ ચાલતાં સપડાયલા આ બંધવાઓ છે. તેટલા વખતમાં ઇસલામીઓએ પુરતો ઘાણ વાલી નાખ્યો હતો! જો આપણે તેમને

અટકાવતે નહી તો એકબી ખંધવો જીવતો આપણે હસ્તક આવતે નહી.'

'મરદો તેમજ ઓરતો છે કે?'

'હા, અને વલી બાલકો પણ!'

'હાલ તેઓ કયાં છે?'

'હાલ તરત કીલ્લામાં પુરવામાં આવ્યાંછે.'

'ઘણો ખરચ બેસતો હશે.'

'હા, તેમ છે તો ખરૂં! પાશા જરા નીરાશ થયલો દીસે છે' સ્કોપેલોએ જણાવ્યું 'તે જણાવે છે કે છુટાપણા માટે ઉઠાવેલી લડાઈનો છેડો માઠાં ભાગ્યે આવ્યો છે. તે કહે છે કે લડાઈ નહી, એટલે ખુના મરકી તેમજ મારામારી નહી; ખુના મરકી નહી, એટલે રઝીઆ નહી; અને રઝીઆ નહી એટલે ગુલામી ધંધો પણ નહી! પણ જો ગુલામોની અછતજ છે, તો તેની કીમ્મતમાં વધારો છે. આ એક દીલાસો છે, કેપટન! મેં ભરૂસેદાર ઠેકાણેથી સાંભલ્યું છે કે આફરીકાના બજારોમાં ગુલામોની ઘણી અછત છે, અને તેથી આપણે સારે નફે વેચી શકીશું.'

'જેમ તારી મરજીમાં આવે તેમ કર.' સ્તારકોસે ઉતર વાલ્યો 'સઘલું તઈયાર છે કે? તું કેરીસ્તા પર આવશે કે?'

'સ્તારકોસ! સઘલી તઈઆરી મેં આગલથી કરી રાખી છે. અહીં રહેવાની હવે કસી જરૂર રહેલી હું ધારતો નથી.'

'ઠીક, ત્યારે. આઠ દશ દીવસમાં સ્કારપેનતોથી વહાણ અહીં આવી લાગશે, જેમાં તું તારો જીવતો સામાન ભરજે. વહાણના માણસો તારા હાથમાં વહાણ મુકશે.'

'તે તો ખરૂં! પણ બંધવાઓને રાખવા માટે પાશાને જે ખરચ થયો છે, તેનું કેમ? એલીઝનડો સાથે રોકડ નાણું યા હુંડીઓ અહીં મોકલવાની તમારે ગોઠવણ કરવી જોઈએ. હુંડી પર તેની સહી બસ થશે, અને પાશા ધારે છે કે તે રોકડ નાણા જેવીજ છે.'

'હું એ માટે એલીઝનડો પર ચીઠી લખીશ, અને જણાવીશ કે એ કામ સારૂ હું જાતે કોરફુ ખાતે આવીશ' સ્તારકોસે ઉતર વાલ્યો.

'એ કામ ઉપરાંત પેલું બીજું કામ પણ કાંઈ થોડું અગત્યનું નથી.' સ્કોપેલોએ યાદ આપી.

'કદાચ તેમ હોય પણ.' સ્તારકોસે ઉતર વાલ્યો.

'એ કામ કરવામાં આપણે વાજબી છીએ.' સ્કોપેલોએ નીરાંતે ઉતર દીધો 'એલીઝનડો તવંગર છે; લોકો કહે છે કે ઘણોજ પઈસાવાલો છે! પણ હું પુછું છું કે એ બધા પઈસા કયાંથી આવ્યા? આપણા ધંધાથીજની? આપણી જીવ સટોસટની મેહેનતથીજની? લોકો આપણને લુટારૂઓ કહે છે: પણ એ લોકોને માલમ નથી કે દરેક લુટારૂનો જીવ સરંગની એક સીસોડી પર લટકેલો હોય છે*! આહા! આરકીપેલેગોના લુટારૂઓના સરાફ થવાનું કામ ઘણું સરસ હોય છે! અને તેથી સ્તારકોસ! હું કહુંછું કે આપણી માંગણી વાજબી છે!'

'શું વાજબી છે?' સ્તારકોસે પોતાના મદદગાર સ્કોપેલોના ચેહેરા તરફ બારીકીથી જોતાં પુછયું.

'શું? તમે નથી જાણતા?' સ્કોપેલોએ ઉતર વાલ્યો 'સ્તારકોસ! કબુલ કરો કે એ શબ્દો મારા મુખથી—કદાચ સો વખત પણ—સાંભલવા માંગોછો!'

'તેમ હોય પણ!'

'એલીઝનડોની બેટી!'

'જે વાજબી હશે તે કરવામાં આવશે!' સ્તારકોસ ઉઠતાં બોલ્યો.

ત્યાર પછી બન્ને જણા પાછા બંદર પર ગયા, જ્યાં સ્તારકોસ માટે તેની હોડી રાહ જોતી હતી.

'અંદર કુદકો માર તો!' સ્તારકોસે સ્કોપેલોને હોડીમાં કુદી પડવા માટે જણાવ્યું

* દરીયા વરધી ખાતાંમાં એવો કાયદો હતો કે એકાદ લુટારૂ પકડાતાં, કેટલીક વેલા પુરતી તપાસ કરયા વગર, સરંગ જેવી મ્હોંડથી એક સીસોડી ફોડતો, કે પેલા લુટારૂને વહાણના પરબાણ પર ફાંસી લટકાવવામાં આવતો.—મા૦ એ૦ વાછા.

'આપણે કોરફુ ખાતે જઈ પોહોંચતાં વારજ એ માટે લખત તઈઆર કરીશું. એ કામ જેવું ખલાસ થયું કે તું પાછો આરકેડીઆ ખાતે પાછો ફરજે, અને આપણા માલની ગોઠવણ કરજે.'

એક કલાક વધુ થયો નહી કે કેરીસ્તા વહાણ બંદરમાંથી ઉપડી, ખાડી પસાર કરી, આગલ વધ્યું. પણ તે દીવસે સાંજના કેરીસ્તા વહાણ પરના માણસોએ તોપોના ધડાકાઓ ઘણે દુરથી આવતા સાંભલ્યા હતા. આ અવાજ નેવરીનો આગલ બ્રીટીશ, ફ્રેંચ અને રસ્યન જોડાયલા કાફલા અને તરકીશ કાફલા વચ્ચે થયલી પેલી લડાઈના હતા. નેવેરાનો આગલ થયલી આ લડાઈ તેજ હતી, કે જેનુ પરીણામ કહેવા તા૦ ૨૦ મી અકટોબર ૧૮૨૭ એક્ષારીસ દોડતો દોડતો પોતાના શેઠ એલીઝનડોના મકાનમાં ગયો હતો, અને ત્યાં હાજાઈન તથા હેનરીને તેની ખબર આપી ખુશ કીધાં હતાં. અને એ ખબરથીજ હાજાઈન અને હેનરીના લગણ તા૦ ૩૦ મી અકટોબરે નક્કી કીધાં હતાં.

આપણે આગલ જોઈ ગયાં તેમ તા૦ ૨૩ મી અકટોબરે એલીઝનડોને એક ચીઠી ટપાલમાં મલી હતી, જે ચીઠી વાંચતાં તેણે, તેના લખનારને શ્રાપ દઈ, તે ચીઠી બાલી નાખી દીધી. આ ચીઠી પેલીજ હતી કે જેને માટે આરકેડીયા ખાતે સ્તારકોસે પોતાના મદદગાર સ્કોપેલોના આગલ ઈસારો કીધો હતો, અને જેને માટે બન્નેને ભરમમાં બોલ્યા હતા. ત્યારે શું આ ચીઠી ઘણી અગત્યની હતી? હા, તેમ હતી, અને તે સાથે તેના સંબંધમાં થનારૂં ... અત્યાર તુલીક બેદ ભરેલું હતું. તેની ... ટુંક વખતમા આ ... જાણીશુ, પણ ... ગાડોના બનાવો તરફ આપણને નજર નાખવી જોઈએ.

આપણે આરકેડીયાથી કેરીસ્તા વહાણ પર સ્તારકોસ અને સ્કોપેલોને, કોરફુ ખાતે આવવા માટે, ઉપડી ગયલા જોઈ ગયા છીએ.

કેરીસ્તા વહાણની બાંધણી તથા તે પરના માણસોની રીતભાત, વગેરે સઘલું એવું હતું કે તે એક લુટારૂ વહાણ હતું, એમ કદી કોઈના ખ્યાલમાં નહી હતું. એક વેપારી તરીકે તે પસાર થતું હતું, અને તે પરના માણસોને વીશે કોઈને કદીબી શક ઉપજતો નહી હતો. લોકોને તેમજ સતાવાલાઓને પણ માલમ નહી હતું કે કેરીસ્તા વહાણ તો લુટારૂ વહાણોનો સરદાર હતું, અને તે પરના માણસો લુટારૂઓના સરદારો હતા. તે વેપારી વહાણ તરીકે પસાર થતું હતું, તેમાંજ તેની સલામતી હતી, અને તેથીજ તે બેધડક જુદાં જુદાં બંદરો આશાનીથી કરી શકતું હતું.

આરકેડીયા ખાતેથી ઉપડેલું, કસી પણ અડચણ વના, એક સાંજે પાંચ વાગતે તે કોરફુના બારામાં અવ્યું, અને ત્યાં લંગર નાખ્યું. માણસોને હુકમ આપી સ્તારકોસ અને સ્કોપેલો ગામની ગપસપ સાંભલવા માટે, હોડીમાં બેસી, કીનારે ઉતરયા.

કેરીસ્તા વહાણ પર દાણોપાણી નવેસરથી ભરવાની જરૂર હોવાથી અને બીજું ધંધા અરથે પરચુરણ કામ કરવાનું હોવાથી સ્કોપેલો વેપારી લતા તરફ ચાલ્યો, જયારે સ્તારકોસ ગામ ગપાટા સાંભલવા માટે કોરફુના 'એસપલેનેડ' નામના મેદાન તરફ ચાલ્યો, જયાં સાંજને સમે લોકો ફરવા હરવા જતાં હતાં. આ મેદાન બંદર આગલજ આવેલું હતું, અને તેની આસપાસ નાના મોટાં ઝાડો ઉગાડી, બાગ જેવું કીધું હતું. સ્તારકોસ ઉઘાડા કાન રાખી અને બારીક નજર આસપાસ ફેંકી આમ તેમ ફરતો હતો, તેથી તેણે ખુલ્લું જોયું તથા સાંભલ્યું કે લોકો થોડાં ઘણાં ઉશ્કેરાયલા હતાં. સઘલાંના મ્હોંમાંથી 'સેકરેતીફ! સેકરેતીફ! એ સેકરેતીફનું સ—શ થાઓ!' વગેરે શબ્દો નીકલતા હતા. લોકો ઈંગ્રેજી, યા ફ્રેંચ યા ઈટાલીયન યા યુનાની ભાષા બોલતાં હતાં, છતાં તેઓ 'સેકરેતીફ' ને શ્રાપ દેતાં જણાતાં હતાં.

તેને જણાયું કે, તે અઠંગ ચાંચીયોહ તો, અને સઘલાં વેપારી વહાણોને લુટી લઇ, ધુમે ધુમ પડાવતો હતો, અને તેને કચડી નાખવા માટે કોરકુ બંદરથી 'સાફેનતા' નામનું એક વહાણ થોડા વખતમાં ઉપડી જવાનું હોવાથી, 'સેકરેતીફ' નું નામ લોકોના મ્હોંડાંમાં વધુ રમી રહયું હતું. આ 'સેકરેતીફ' લુટારૂ કોણ હતો, તે સ્તારકોસ, સ્કોપેલો, અને બીજા થોડાક લુટારૂઓ સીવાય બીજું કોઈ જાણતું નહી હતું.

બંદરની નજદીક એક પોહોંચખાનું આવેલું હતું, જેની નજદીક લોકોનું એક ટોલું વધુ ઉસકેરાઇ વાત કરતું સ્તારકોસને જણાયું. સુર્ય તે વખતે પશ્ચીમ તરફ પોતાની છેલ્લી આરામગાહની જગ્યામાં જવાની નજદીકમાંજ હતો. પેલાં પોહોંચખાનાની આગલ એક નાનો બાગ બનાવેલો હતો, જેમાં ઠેકાણે ઠેકાણે નાની ટેબલો તથા ખુરસીઓ મુકેલી હતી. પણ એક ટેબલ આગલ બેસી ચાર પાંચ જણા વધુ ઉસકેરાયલી હાલતમાં વાત કરતાં જોવાથી, તેમની વાત સાંભલવા સ્તારકોસ તે તરફ ગયો; અને નજદીકની એક ખુરસી પર બેસી, દારૂનું એક ગલાસ મંગાવી, તે તેઓની વાતચીત ગુપચુપ સાંભલવા લાગ્યો. તે જોકે તેઓની તરફ બરાબર જોતો નહી હતો, છતાં તેના બન્ને કાનો તદ્દન ખુલ્લા હતા. આ બન્ને કાનો સો કાનોની ગરજ સારતા હતા.

'ટુંકમા મતલબ તો એ છે કે વેપાર હવે સલામત નથી.' એક વેપારી ઉસકેરાઇ બોલ્યો 'હવે લીવંટ ખાતે સલામત માલ જઇ પુગતો નથી.'

'પણ હવે તો તેમને કચડી નાખવા આરકીપેલેગોમાં જવા એક વહાણ તઇઆર થાય છેની?' એક ઇંગ્રેજે પુછયું.

'હા, પણ એ સેકરેટીફ જ—માં જજો. એનું સ—શ થજો! આપણને એ કેટલી મેહેનત આપે છે?' કેટલાક જણા બોલી ઉઠયા.

'સાફેનતા વહાણ કયારે ઉપડી જાય છે?' ઇંગ્રેજે પુછયું.

'આજે રાતના આઠ વાગતે.' પેલા વેપારીએ ઉતર દીધો. પછી હલવે સાહડે જણાવ્યું 'પણ હાલ જેમ જાય છે, તેમ પાછું ફરે તો એનું મોટું નસીબ!'

'એ શા માટે પોતાનું કામ બજાવી સલામત પાછું નહી ફરે, તેનું કસું કારણ હું સમજી શકતો નથી. એક બ્રીટીશ વહાણની સામે એક લુટારૂ-કદીબી ટકી—'

'ઇંગ્રેજો ઉપરાંત તેમાં જયારે ફરેંચો, ઇટાલ્યનો અને યુનાનીઓ છે, ત્યારે તો તેને કસી ધાસ્તી નથી.' એક જણ વચ્ચમાં બોલી ઉઠયો. ત્યાર પછી તેઓ પરચુટણ વાત કરી, ઉઠવા તઇઆર થયા. હવે સ્તારકોસે ટક ગુમાવી દેવા દરૂસ્ત ધાર્યું નહી, તેથી તે બોલ્યોઃ 'અહયો! આ સાફેનતા શું છે, કે જેને માટે આજે સઘલાંઓને હું બોલતાં સાંભલું છું? મને કહેશો?'

'સાહેબ; તે એક મનવાર છે. આ મનવાર ઇંગ્રેજ, ફરેંચ અને યુનાની વેપારીઓથી બનેલી એક મંડલીએ પોતાને ખરચે તઇઆર કીધી છે.' એક જણે ઉતર વાલ્યો.

'અને તે કયાં જાય છે?' સ્તારકોસે પુછયું.

'એ લુચ્ચા સેકરેટીફને અને તેના સોબતીઓને પકડી, તેમને ફાંસીએ લટકાવી દેવા જાયછે.'

'અહ!' સ્તારકોસે જરા અજાયબી દેખાડી પુછયું 'અને આ લુચ્ચો સેકરેટીફ કોણછે?'

'સેકરેતીફ કોણ છે, કરી હજુ તો તમો પુછો છો?' યુનાનીઓ સાથે બોલી ઉઠયા, જયારે પેલા ઇંગ્રેજના મુખમાંથી 'ઓહ!' શબ્દ નીકલેલો સંભલાયો.

ખરૂં કારણ તો એ હતું કે સેકરેતીફના નામથી અજાણ્યા એક સખસને જોઇ, તેઓ અચંબો પામ્યા હતાઃ કારણકે કોરકુ અને તેની આસપાસના ટાપુઓ, વગેરેમાં સેકરેતીફનું નામ નાનાથી મોટાં દરેકના મોંહમાં હતું.

કેરીસ્તા વહાણના કપટાન સ્તારકોસે પો-

તાના અજ્ઞાનપણાથી થયલી અસર જોઇ, તરતજ વધાર્યું: 'અહસ્યો! હું અજાણ્યો છું! આરા ખાતેથી હમણાજ હું અહીં આવ્યો છું, અને તેથી આર્ચીપેલેગોના ટાપુઓમાં શું બને છે, તેની મને કસી માહીતગારી નથી.'

'કહોની કે આખા આરકીપેલેગોમાં બનતા બનાવોથી તમે તદન અજાણ્યા છો.' પેલો વેપારી બોલી ઉઠયો 'બાબદ તો એ છે કે આરકીપેલેગોનો આખો લટો ચાંચીયા સેકરેટીફ અને તેના લુટારૂ સોબતીઓના હાથમાં હાલ વરત છે. તેઓ ત્યાંથી પસાર થતાં દરેક વહાણને માહુ માહુ બોલાવે છે!'

'ત્યારે તો સેકરેતીફ એક મોટો લુટારૂ દેખું!' સ્તારકોસે અજાયબી દેખાડી જણાવ્યું 'હું ત્યારનો વીચાર કરતો હતો કે એ સેકરેતીફ કોણુક મોટા નામદાર હશે!'

'સાહેબ! એના જેવો ખુની લુટારૂ આ ધરતી પર કદી જન્મ પામ્યો નહી હશે. તે એવો તો લુચ્ચાનો લુચ્ચો છે કે તેની લુચ્ચાઇના દાખલા સાંભલી તમે દાંતમાં આગલાં પકડશો!' પેલા ઇંગ્રેજે ઉસ્કેરાઇ જણાવ્યું. ત્યાર પછી જરા ઠાક ખાઇ, સ્તારકોસ ભણી ફરી તે બોલ્યો 'મને અજાયબી એટલા માટે લાગે છે કે તમે એ સેકરેતીફનું નામ પણ સાંભલ્યું નથી!'

'સાહેબ! એનું નામ મારેથી કંઇ તદન અજાણ્યું નથી.' સ્તારકોસે જણાવ્યું 'પણ આ સખસ એક મોટો લુટારૂ છે એ મેં તમારે મહોંડેથીજ જાણ્યું છે. પણ ત્યારે શું તે આ કોરફુમાં ધુનરો લાવવા માંગે છે કે?'

'તે અહીં આવવાની હીમ્મત કરે નહી!' પેલો વેપારી બોલ્યો 'અમારા ટાપુમાં તે કદી સલામત પગ મુકી શકે નહી!'

'અહ!' લુટારૂ કેરીસ્તા વહાણના કપતાન સ્તારકોસે જણાવ્યું.

'જો તે અહીં આવે, તો તેને તરતજ લટકાવી દેવા ફાંસીનો માચરો તઇઆરજ રાખેલો છે!'

'પણ ત્યારે આટલી બધી ઉસકેરણીનું કારણ હું સમજી શકતો નથી?' સ્તારકોસે જણાવ્યું 'મને આ ટાપુ પર પગ મુકવાને ભાગેગે બે ત્રણ કલાક થયા હશે, અને તેથી હું સમજી નથી શકતો કે—'

"ખરી બાબદ તો એ છે કે આજથી મહીના એકની વાટ પર 'ધી બ્રધર્સ' અને 'કરનાટક' નામના બે વહાણો આ સેકરેતીફે જીતી લીધાં હતાં, અને તે પરના માણસોને ત્રીપોલીના બજારમાં ગુલામો દાખલ વેચી નાખ્યાં હતાં.'

'ઓહ!' સ્તારકોસે ચાલા કરી જણાવ્યું 'ઘણું કમકમાત ભરેલુ! એ વાત સાંભલી મારૂં લોહી આ ઘડીએ ઉકલી આવે છે! ખચ્ચીત! આ સેકરેતીફને તેને લાયકની શીક્ષા કરવી ઘટે છે.'

'અને તેથી' પેલા વેપારીએ વાત આગલ ચાલુ રાખી 'વેપારીઓની એક મંદલી ઉભી થઇ, ઉઘરાણું કરી, આ સીફેનતા વહાણના કેપટન સ્ત્રાદેનાના ઉપરીપણા હેઠલ તઇઆર કીધું છે, અને આશા રાખવામાં આવે છે કે આરકીપેલેગોમાં પેલા કંગાલ સેકરેતીફને લાયક સજા કરશે. અને તેથીજ લોકો આજે જરા ઉસકેરાયલી હાલતમાં છે.'

સ્તારકોસને જે જાણવું જોઇતું હતું, તે સઘલું જાણી લીધું હતું.

રાતના આઠનો સમો થયો કે કીલ્લા પરથી એક પછી એક મલી ત્રણ તોપો ફોડવામાં આવી. સીફેનતા વહાણને ઉપડી જવાની આ નીશાણ હતી, અને તેથી હજારો લોકોના હુરરેના પોકારો વચ્ચે સીફેનતા પોતાના નાખુદા કેપટન સ્ત્રાદેનાના ઉપરીપણા હેઠલ કોરફુના બંદરેથી ઉપડી ચાલ્યું. સેકરેતીફ નામના મોટા લુટારૂને અને તેના કાફલાને જડમૂલથી ઉખેડી નાખવાનું કામ તેને ભજવી બતાવવાનું હતું. સીફેનતા વહાણ બારાંમાંથી ઉપડયું ત્યારે સ્તારકોસ હાજર હતો. નજદીક એક કલાક થયા છતાં સ્તારકોસ ઉંડા વીચારમાંને વીચારમાં કીનારા પર ફરયા કીધો. આ વખતે તે સાંત નહી હતો. તેની આંખમાંથી

અનુન પ્રગટી નીકલ્યું હતું. તે ઘણો ઉસકેરાઇ ગયલો જણાતો હતો.

સેંટ સ્પીરી ડીયોન નામના દેવલના મોટાં ઘડીઆલમાંથી અગ્યારના ટકોરા પડેલા સંભલાયા, ત્યારેજ સ્તારકોસને સુધ્ધી આવી કે તે વખતે ડક્કાના એક ચોક્કસ ભાગ આગલ સ્કોપેલોને મલવા તેણે અગાઉથી ગોઠવણ કીધી હતી. તે તરતજ ઉતાવલે પગલે જવા લાગ્યો. ત્યાં સ્કોપેલો તેની વાટ જોતો ઉભો હતો. સ્તારકોસ તેની નજદીક ગયો, અને હલવેથી બોલ્યો: 'સીફેનતા મનવાર ઉપડી ગઇ છે.'

'આહ!' સ્કોપેલો બોલ્યો.

'હા!—સેકરેતીફની શોધમાં!' સ્તારકોસ ગંભીરતાથી બોલ્યો.

'અથવા કોઇ બીજાને માટે.' સ્કોપેલોએ નીરાંતથી ઉતર વાલ્યો. 'પણ તેથી શું થયું?' એટલું બોલી સ્કોપેલોએ નીચે દરીઆમાં બોટી થતી હોડી તરફ આંગલી દેખાડી.

થોડીક પલ પછી પેલી હોડી બન્ને જણાને લઇ કેરીસ્તા વહાણ આગલ જઇ ઉભી, અને સ્તારકોસ વહાણ પર ચઢતાં બોલ્યો:—'કાલે—એલીઝનડોને ત્યાં.!'

બીજે દીને સહવારના આશરે દશ વાગતે નીકોલસ સ્તારકોસ બંદર પર ઉતરયો, અને સરાફ એલીઝનડોના ઘર તરફ જવા લાગ્યો. તે ત્યાં આ પેહલીજ વખત ગયો નહી હતો: આગલ ઘણી વખત તે ત્યાં ગયો હતો, અને તેને પોતાના ઘરાક દાખલ એલીઝનડો હમેસાં માનથી બેસાડતો હતો, અને ધંધાને લગતી વાતો કરતો હતો.

એલીઝનડોની હીલચાલ પરથી જણાતું હતું કે તે સ્તારકોસના આવવાની આશા રાખતોજ હતો. બે દીવસ અગાડી એલીઝનડોને એક ચીઠી મલી હતી, જેથી તે જાણી શકયો હતો. આ ચીઠી પેલીજ હતી, કે જે વીશે આપણે થોડું ઘણું જાણી ગયાં છીએ. સ્તારકોસને ઘરમાં દાખલ થતાં વારજ ઓફીસવાલા ઓરડામાં લઇ જવામાં આવ્યો, અને તેના દાખલ થયા પછી બારણા મજબુત બંધ કરવાની સંભાળ એલીઝનડોએ લીધી હતી. એલીઝનડો અને તેનું ઘરાક હવે ઓરડામાં એખલાજ હતા. કોઇ તેમની વાતચીતમાં ખલલ કરનારૂં નહી હતું. તેઓ શી વાતચીત કરતા હતા, તે પણ હવે કોઇથી સંભલાઇ શકાય એમ નહી હતું.

'સાહેબજી!' એલીઝનડો એક ખુરસી પર ગોઠવાઇને બેસતાં બોલ્યો. 'આપણે છ મહીના થયા એક બીજાને મ્હોંડે મ્હોડું મલ્યા નથી, જો કે તમે મારે વીશે ઘણું સાભલ્યું હશે! પણ તમારી સાથે શેકહેંડ કરવા વગર કોરફુ છોડી જવા મેં ના દરૂસ્ત ધાર્યું, અને તેથીજ હું અહીં આવ્યો છુ!'

'મને ભેટવા માટે નહી, યા મારી સાથે શેકહેંદ કરવા માટે, સ્તારકોસ! તમે અહીં આવ્યા નથી!' સરાફે નીરાંતથી જણાવ્યું 'તમારી અહીં આવવાની ખરી મતલબ મને જણાવશો?'

'આહ!' સ્તારકોસે હસીને જણાવ્યું 'મારા જુના મીત્રને હાલ હું પાછો જોઉં છું. તાહેલું નહી; પણ એકદમ કામકાજ! તીજોરીનો થોડોક ભાર ઓછો કરવાને ઘણો લાંબો વખત થયો છે!'

'તમે અહીં શા માટે આજે આવ્યા તે, તથા પેલી ચીઠી શા માટે તમે લખી તે, નો મને એકદમ ખુલાસો કરશો!'

'એલીઝનડો! હું તમારી રીત પસંદ કરૂં છું. પેહલાં કામ, પછી વાત. એક કામ આપણા ધંધાને લગતું છે; બીજું, ખાંનગી બાબદને લગતું છે!' સ્તારકોસે ઉતર વાલ્યો.

'પછી!'

'એલીઝનડો! તમે કહો તે! આપણે પેહલાં કઇ બાબદ વીશે વાત કરીએ?' સ્તારકોસે પુછયું.

'તમારાં પેલાં ખાંનગી કામ વીશે' સરાફે ઉતાવલથી જણાવ્યું.

'તેથી ઉલટું, હું પેહલાં આપણા ધંધા માટે વાત કરવા પસંદ કરૂં છું' સ્તારકોસે દ્રઢતાથી ઉતર વાલ્યો.

'જેમ તમારી મરજી! આગલ ચલાવો'

'આરકેડીયા ખાતે બંધીવાનોની એક સંખ્યા પડેલી છે. સઘલાં મલી તેમાં ૨૩૭ સ્ત્રી, મરદ તથા બાળકો છે—એઓને સ્કારપેનતો ખાતે મોકલીને, ત્યાંથી આફ્રીકાના બારબરી કીનારા પર નીકાશ કરવામાં આવશે. હવે એલીઝનડો તમો જાણો છો તો ખરા કે એ ધંધો તમોએ આગલ કીધો હતો. તમે તરકી સતાવાલાઓને રોકડ નાણું યા તમારી સહી સાથની હુંડીઓ આપી એઓના માલને તમારે હસતક લઈ, તેમને નફાકારક રીતે વેચ્યા હતા. તેજ પ્રમાણે આ બંધવાઓને તમે વેચાતા લઈ, તેના બદલામાં રોકડ નાણું યા તમારી સહી સાથની હુંડી અમને આપવા માટે, તમારી પાસે કબુલાત લેવા અહીં આવ્યો છું. આ બંધવાઓને લગતાં દસ્તાવેજો સ્કોપેલો તમને સ્વાધીન કરે, તે વખતે તેને મેં જણાવેલી ચીજો આપશો, એવી આશા હું રાખું છું. એ માટે કસી મેહેનત પડવાની નથી. અલબતાં! ત્યાર પછી તમારે હીસાબે આ બંધવાઓને અમે નફાકારક રીતે ગુલામો દાખલ વેચીશું!'

એલીઝનડોએ તરતજ એનો કસો ઉતર વાલ્યો નહીઃ પણ તેની ચુપકીડીની મતલબ સ્તારકોસની અરજ સ્વીકારવા જેવી હતી. આગલ એ પ્રમાણે ઘણી વખત થયું હતું.

'હાલ યુરોપ્યન સરકારો તરકીશ સતાવાલાઓની સામે થઈ છે, અને તેથી મોડે યા વેહેલે યુનાન જરૂર સ્વતંત્ર થશે; પણ જો તેમ થયું તો યુરોપ્યન કાફલો ગુલામી વેપારને કચડી નાખવા સમુદરોમાં ફર્યા કરશે; જેનાં ચીન્હો અત્યારથીજ માલમ પડે છેઃ માટે સ્તારકોસ! આપણે આ છેલ્લી વેલા માલનો આ જથો વેચીશું. હાલ ગુલામોની ઘણી અછત છેઃ માટે એ ઘણે મોંઘે ભાવે વેચી શકી શું. તમે હુંડી પર તમારી જરૂર સહી આપશો એવી મારી ખાતરી છે!

'કોઈ પણ હુંડી પર હવે મારી સહી આપતો નથી, અને આપીશ પણ નહી. પણ તમારા આંકડાંઓ હું ચુકાવી આપીશ.' એલીઝનડોએ જણાવ્યું.

'જેમ તમારી મરજી!' સ્તારકોસે ઉતર વાલ્યો 'અમે એથી પણ સંતોષ પકડીશું. પણ મારે કહેવું જોઈએ કે આગલ તમારી સહી આપવા માટે તમે કદી પણ આનાકાની કરતા નહી હતા.'

'રાઈના પાર રાતે ગયા! હમણા એ માટે મને જુદોજ વીચાર આવે છે.'

'જેવી આપની મરજી! પણ એલીઝનડો! તમે હવે ધંધામાંથી નીકલી જવા માગો છો, એ ખબરમાં શું કાંઇ સચાઈ છે કે?'

'એ ખબર ખરી છે, સ્તારકોસ!' એલીઝનડોએ જણાવ્યું 'અને તેથીજ આ વેલા ચેટવણી આપું છું કે આપણી સાથના ધંધાને લગતો સંબંધ આ છેલ્લોજ સમજવો.'

'વારૂં! પણ ત્યારે તમારી પાસે મોટી રકમ હોવી જોઈએઃ નહી તો આ નફાકારક અને મેહેનત વગરનો ધંધો છોડી દેવા તમો કદી વીચાર કરો નહી.'

એલીઝનડોએ એનો કસો ઉતર વાલ્યો નહી.

'તમારી એ ગંજાવર દોલટ તમારી દીકરીને હસ્તક જશે.' સ્તારકોસે બોલવું જારી રાખ્યું 'ખુબસુરત હાજાઈન એલીઝનડો! તેણી પોતાના પીતાનો વારસો મેલવશે. પણ એ લખો બલકે કરોડોની દોલટને તેણી એખલી શું કરશે?'

એલીઝનડો આથી ઉઠયો, અને બોલ્યો 'મારી દીકરી, મારા મુવા બાદ, કાંઈ એખલીજ આ દોલટ ભોગવશે નહી!'

'ત્યારે તમે તમારી હઈઆતીમાં એને પરણાવશો; અને તે કોણ સાથે? મને જણાવશો?' સ્તારકોસે પુછ્યું. 'જ્યારે તેનો થનાર પતી જાણશે કે તેની પીયાની દોલટનો મોટો ભાગ એક અપરમાણીક ધંધામાંથી ઉતપન્ન થયો છે, ત્યારે તે તેણીની સાથે કેમ પરણશે? અને હું પુછું છું કે તેણી જ્યારે પોતેજી એ વાતથી વાકેફ થશે, ત્યારે તે જાણ્યા પછી પોતાનો હાથ બીજાને આપવા કેમ હીમ્મત કરશે?'

'તે કેમ જાણશે?' એલીઝનડોએ પુછ્યું 'એ બીચારી હાલ જાણતી નથી. ત્યારે તેણીને કોણ કહેશે?'

'હું કહીશ!' સ્તારકોસે જણાવ્યું.

'તમે?'

'હા! હું સ્તારકોસ પોતે તેણીને એ વાતથી વાકેફ કરાશ. એલીઝનડો! મારા બોલવા પર પુરતું ધ્યાન આપો.' સ્તારકોસે જાણી જોઇ મગરૂબીથી જણાવ્યું 'તમે જાણો છો કે તમારી મોટી દોલટ મને આભારી છે. આપણે ગુપચુપ જે ધંધો ચલાવતા આવ્યા હતા, અને છીએ, તેમાંથી એ દોલટનો મોટો ભાગ ઉતપન્ન થયો છે. તમારી આ દોલટ માટે મેં પોતાને મોહતના હાથમાં મુકયો છેઃ પણ જયારે છુટાંપણા માટે હાલ ચાલતી લડાઇ પુરી થશે, અને તેમ ટુંક વખતમાં બનશે, ત્યારે હું એકાંત જીંદગી ગુજારવાનો ઇરાદો રાખું છું. તમારીજ પેઠે ધંધાથી ફારેગ થવા મારો ઇરાદો છે. પણ તે વખતે હું એખલો રહેવા માંગતો નથી. મારાં સુખ દુખની એક ભાગ્યન મને જોઇએ: અને તે ભાગ્યન કોઇને નહી પણ હાન્જાઇન એલીઝનડોને હું કરવા માંગું છું. નીકોલસ સ્તારકોસની ધણીઆણી હાન્જાઇન એલીઝનડો થવીજ જોઇએ!'

એલીઝનડો આ સાંભલી ખુરસી પર પછડાઇ પડયો. તે જાણતો હતો કે પોતે સ્તારકોસના સપાટામાં હતો. તે જાણતો હતો કે તેની આબરૂ આ સ્તારકોસના હાથમાં હતી.

'મારી બેટીને તમે પરણી શકશો નહીઃ કારણકે થોડા દીવસમાં તેણીના એક બીજા સખસ સાથે લગન કરવાનું નક્કી કરવામાં આવ્યું છે,' એલીઝનડોએ સેજસાજ હીમ્મત રાખી જણાવ્યું. સ્તારકોસને ગાળો ભાંડી યા તેની સાથે મારામારી કરી તેને ઉસકેરવા એલીઝનડોએ આ વેલા દરૂસ્ત ધારયું નહી.

'કોઇ બીજા સાથે?' સ્તારકોસ બોલી ઉઠયો 'પણ તેનું શું? હું તો લગન થવાની અગાડી આવી પુગ્યો છું; એટલે કશી મુશકેલી છેજ નહી! વારૂ, કયે દીવસે લગન થવાના છે?'

'પાંચમે દહાડે!'

'અને તે કોણ સાથે?' સ્તારકોસે ગુસ્સાથી પુછયું.

'એક ફરેંચ અમલદાર સાથે!'

'અલબતાં! યુનાનીઓને છુંટાપણુ આપવાને મસે અહીં આવેલા પોશાક કુતરાઓમાંનો એકાદ હશે!' સ્તારકોસે ધીકકારથી જણાવ્યું. 'વારૂં તેનું નામ શું?'

'કેપતન હેનરી ડી આલબરેટ.'

'ત્યારે હું તમને ખુલ્લું જણાવીં છું કે હું હેનરીને તમારા ધંધાની વીગતથી માહીતગાર કરીશઃ એટલે તે કદીબી તમારી યા તમારી દીકરી સાથે સંબંધ રાખશે નહી; માટે સરસ રસ્તો તો એજ કે તેમના વચ્ચેનું લગનનું સાટું જો આજે નહી બને તો કાલે તોડી નાખવું. હાન્જાઇન, મારી ધણીઆણી થવીજ જોઇએ, અને હુંજ તેણીની દોલતનો ભાગીદાર થઇશ.'

'મારી દીકરીને તારા હાથમાં આપવાને બદલે હું આપઘાત કરી મરી જઇશ.'

'કાલે આપઘાત કરવાના હો તો આજેજ કાં નહી કરતા? જીવ તમારો જશે, અને તેથી બી કાંઇ આરકીપેલેગોના લુટારૂઓના શરાફ દાખલની તમારી વાત છુપી રહેશે નહી!'

બીજો અરધો કલાક સુધી ચીકછીક ચાલ્યા પછા, તેનું પરીણામ સ્તારકોસની તરફેનમાં આવ્યું. બીજે દીને લગનનો કોલ તોડવાની વાત જાહેર કરવામાં આવી. હેનરી એનું કશું કારણ સમજી શકયો નહી. તેણે એલીઝનડોને યા હાન્જાઇનને યા હારીસને મલવા માંગ્યું, પણ તેને જણાવવામાં આવ્યું કે તેઓ તેને મલી શકશે નહી. હેનરી સાથનું લગનનું સાટું તોડવાની વાત હાન્જાઇનને તેણીના પીતાએ કેવી રીતે કહી હશે, અને તે વખતે એલીઝનડો સાથે હાન્જાઇનને કેવું લાગ્યું હશે, વીચારવું સેહેલ છે. પણ વધારે કરૂણાસીક દેખાવ તો ત્યારે થયો, કે જયારે એલીઝનડોએ પોતાની બેટીને સ્તારકોસ સાથે પરણાવવાની વાત છેડી, ત્યારે સ્તારકોસનું

નામ સાંભલતાંજ હાન્નાઇન કમકમવા લાગી. નહી જણાયલાં કાંઇ કુદરતી ભેદી કારણથી તેણી તેને ધીક્કારતી હતી.

'પીતા! શું તમને મારાં ભવીષ્યનાં સુખનો કસો વીચાર નથી?' હાન્નાઇને નીરાશીથી પુછ્યું.

'અને મારી આબરૂ?' એલીઝનડોએ વલતો સવાલ પુછયો.

'અને તમારી આબરૂ શું એ માણસના હાથમાં છે?'

'હા!' એટલું બોલી એલીઝનડો ઉઠયો, અને ઓરડો છોડી ચાલ્યો.

લગન તો તેજ તારીખે—એટલે તા૦ ૩૦ મી અકટોબરે—થવાના હતાઃ ફરક એટલોજ કે કનયા તેજ હતી, પણ વરરાજા હેનરીને બદલે સ્તારકોસ હતો.

પણ તા૦ ૨૯મીની સાંજે કોરકુમાં વાત ફેલાઇ કે તવંગર શરાફ એલીઝનડોને તે દીવસે બપોરના માથે લોહી ચડડયું હતું, અને તે ઘણી ધાસ્તી ભરી બીમારી ભોગવતો હતો. સાંજે છ વાગતે લોકોને ખબર મલી કે એલીઝનડો મરણ પામ્યો હતો.

કોઇના પણ ખ્યાલમાં નહી, એવો આ બનાવ બન્યો હતો. પોતાની દીકરીના સુખને બદલે પોતાની આબરૂ વ્હાલી ગણનાર આ શખસ તે બારે હકતાલાની દરબારમાં પોતાના કામનો હીસાબ આપવા ગયો હતો. પણ આ બનાવથી હેનરીને પાછી આશા આવી હતી. તેણે છુપી રીતે કીધેલી તપાસ પરથી જણાયું હતું કે એલીઝનડોની ઘણી પણ નામરજી છતાં તેણે પોતાની દીકરીને સ્તારકોસ સાથે પરણાવવા કબુલાત આપવી પડી હતીઃ આ પરથી તેણે કુદરતી રીતે ધારયું કે એલીઝનડોની કાંઇ છુપી બાબદ આ સ્તારકોસ જાણતો હોવો જોઇએ, કે જે છુપી વાત એલીઝનડો બાહેર લાવવા માંગતો નહી હતો. અને તેથીજ જ્યારે તેણે એલીઝનડોના મરણની વાત સાંભલી, ત્યારે તેને પાછી હીમ્મત આવી ગઇ. તેણે ધારયું કે હાન્નાઇન હવે પોતાને જોઇએ તે કરવા મુખત્યાર હતી; તેણે વલી વીચારયું કે સ્તારકોસને એલીઝનડોએ કબુલાત આપી હતી; કાંઇ હાન્નાઇને આપી નહી હતી.

એલીઝનડોને મરણ પામવાને છઠે દીવસે, સાંજે છએકને સુમારે, ક્ષારીસે ઓફીસવાલા ઓરડામાંથી બાહેર આવી, બાહેર ઉભો રહી વાટ જોતા સ્તારકોસને જણાવ્યું કે તેણે ગમે તો હવે ઓફીસવાલા ઓરડામાં જવુંઃ આથી સ્તારકોસ તરતજ તેમાં પેઠો. હાન્નાઇનને પોતાના પીતાની ખુરસી પર ગુપચુપ બેઠેલી દીઠી. તેણીએ શોકનો પોશાક પેહેરયો હતો. તેણીની સામે ટેબલ હતી, જેની પર ચીઠીઓ, દસ્તાવેજો અને ચોપડીઓ વગેરે ઉંધાડું પડેલું હતું. આ જોઇ સ્તારકોસે ધારયું કે પોતાના બાપના ધંધાની વાતથી હાન્નાઇન અત્યાર અગાઉ વાકેફ થયલી હોવી જોઇએ; અને તેમજ હતું. તોપણ તેણે ધારયું કે એલીઝનડો આરકીપેલેગોના લુટારૂઓ સાથે વેહેવાર રાખતો હતો, અને તેમનો તે સરાફ હતો, એ બીના હાન્નાઇનને માલમ હોવી નહી જોઇએઃ અને તેથીજ બીક બતાવી પોતાનું કામ કહાડી લેવા માટે આગલથી તે તઇઆર થઇ આવ્યો હતો.

સ્તારકોસને જોતાંજ તેણી ખુરસી પરથી સાંતપણે ઉઠી, અને ક્ષારીસને ઇસારત કરી, તેને ઓરડામાંથી બાહર જતો રહેવા ફરમાવ્યું.

'હાન્નાઇન એલીઝનડો; હું અહીં આવ્યો છું!' સ્તારકોસે જણાવ્યું 'તમે મને શા સારૂ અહીં બોલાવ્યો છે?'

'બે કારણ સર' હાન્નાઇને ઉતર વાલ્યો 'પેહેલું કારણ એ કે મારા પીતાજીએ આપણ વચ્ચે જે સગપણ કરવાની તમુંને કબુલાત આપી હતી, બલકે તમે તેવણને તેમ કરવા ફરજ પાડી હતી, તે સગપણ આજથી તુટેલું તમોએ ધારવું.'

'અને, હાન્નાઇન એલીઝનડો!' સ્તારકોસે બેપરવાઇથી ઉતર વાલ્યો 'હું તેના બદલામાં તમોને ચેતાવું છું કે એનું પરીણામ શું આવશે, તે તમે જાણતાં નથી.'

'મેં તે માટે પુરતો વીચાર કીધો છે' હાજાઇને ઠંડાપણાથી ઉતર વાલ્યો 'અને તેટલા માટે નીકોલસ સ્તારકોસ! હું જણાવું છું કે મારા પીતાજીની પેઢેડી સાથનો સંબંધ આજથી તમોએ છોડેલો ધારવો, અને આપણ વચ્ચે પણ હવેથી સંબંધ જેવું કશું રહેલું તમોએ ધારવું નહી.'

સ્તારકોસે આવા જવાબની કદીબી આશા રાખેલી નહી હતીઃ અને તેથી તે લગનને માટે મુસ્તાક રહયો હતો. પણ હાજાઇનના જવાબ પરથી હવે તેની પુરતી ખાતરી થઇ ગઇ, કે લુટારૂઓ સાથના એલીઝનડોના સંબંધની વાતથી હાજાઇન પુરતી રીતે વાકેફગાર હતી, અને તેથીજ તેણે હવે જે જવાબ વાલ્યો તે કઠણાઇથી હતો.

'અને ત્યારે તમારા મરનાર પીતાના ધંધાની સઘલી વાત તમોને માલમ છે; છતાં, તમે મને આવો જવાબ વાલો છો કે?'

'મારો એજ જવાબ છે; અને હમેશ એજ જવાબ હું તમોને તમારા મ્હોંપર કહીશ.'

'ત્યારે હું ધારૂં છું કે તમોએ પેલા કેપતન હેનરી.—'

'તમોએ તેવણનું નામ આપણી વચમાં લાવવું નહી.' હાજાઇન વચ્ચમાં બોલી ઉઠી. પણ વચ્ચે બોલી ઉઠવાથી સ્તારકોસને ગુસ્સે થવાનું કારણ રહે નહી, તેટલાં માટે તેણીએ તરતજ વધારયું:—'તમે પુરતી રીતે જાણો છો કે કેપટન હેનરી ડી આલબરેટ હવે કદીબી એલીઝનડોની દીકરી સાથે પરણવા તઇઆર થાય નહી.!

'શું તેમ નહી બની શકે?'

'એ કાંઇ પ્રમાણીકપણું કહેવાય નહી.'

'શા માટે નહી?' સ્તારકોસે પુછયું.

'કારણ કે જે છોકરીનો પીતા આરકીપેલેગોના લુટારૂઓ સાથે નાણા સંબંધી સંબંધ રાખે, તેની સાથે કોઇબી પરણે નહી! નહી! એક પ્રામાણીક સખસ જાણી જોઇ આવી રીતે પેદા કરવામા આવેલી દોલત કદીબી કબુલ રાખે નહી!'

'પણ હું ધારૂં છું કે આપણી ભુલ બાબદથી આપણે વેગલાં ગયાં છીએ!'

'તે બાબદનો અત્યાર અગાઉ આપણે નીવેડો લાવી મુકયો છે.' હાજાઇને હીમ્મતથી ઉતર વાલ્યો.

'પણ મને કહેવા દો કે તમે તમારા પીતાની ઇચ્છાની વીરૂધ કામ કરો છો.' સ્તારકોસે જણાવ્યું.

'મારા પીતાજીનો શો હેતુ હતો, તે હું તે વખતે જાણતી નહી હતી; અને તેથી તેવણની આજ્ઞાને હું તાબે થઇ હતી. હમણા હું જોઉં છું કે એમ કરી તેવણની એક ભુલ સુધારૂં છું, અને તેવણની આબરૂમાં વધારો કરૂં છું.'

'જો તમે જાણતે કે—'

'હું જાણું છું કે' હાજાઇને વચ્ચમાં બોલી ઉઠી ઉતર દીધો 'આ ધીકકારવા લાયક ધંધામાં મારા અસરાફ પીતાજીને તમે ઉતારયો હતો; હું જાણું છું કે તમે અમારા ઘરમાં પગ મુકયો નહી, ત્યાં સુધી મારા પીતાજી પ્રમાણીક રીતે દોલટ એકઠી કરતા હતા. મને માલમ છે કે જયારે તેવણે પોતાની દીકરીનો હાથ તમને આપવા ના કહયો, ત્યારે તમે તેવણને જાહેરમાં ઉઘાડા પાડવાનો દમ આપી, તેવણની મંજુરયાત મેલવી હતીઃ અને તેથી હાલ જે રાહ હું અખતયાર કરૂં છું, તેજ મરનારની ખરી ઇચ્છાને અનુસરતો છે. મારો હાથ તમોને આપવા તેવણની મુદલ મરજી નહી હતી, પણ તમોએ તેમ કરવાની તેવણને ફરજ પાડી હતી!'

'જેમ તમોને દરૂસ્ત લાગે, તેમ કરો! મારે કશું બોલવું નથીઃ' સ્તારકોસે ધમકીની ઢબે જણાવ્યું 'પણ હું તમોને ખુલ્લું જણાવું છું કે જો તમે મારી સાથનું સાટું તોડશો તો-'

'નીકોલસ સ્તારકોસઃ તમે સઘલી વાત જાહેર કરશો!' હાજાઇને પીઠારથી અને તીરસ્કારથી જણાવ્યું.

'હા—દરેક બાબદ? સ્તારકોસે જવાબ વાલ્યો.

'નીકોલસ સ્તારકોસ! તમારેથી એમ કરાશે નહી.'

'શા માટે નહી?' સ્તારકોસે પુછયું.

'કારણકે એથી તમે પોતેજ ઊંઘાડા પડશો!'

'હાન્નાઈનઃ હું ઉઘાડો પડું!' સ્તારકોસ હસીને બોલ્યો 'શું તમે ધારો છો કે તમારો પીતા મારાં ખરાં નામ સાથે વેહેવાર રાખતો હતો? શું તમે એવું ધારો છો કે આરકીપેલેગોમાં સ્તારકોસ લુટારૂ ધંધો કરે છે, અને બધવાઓને વેચવાનો ધંધો કરે છે? નહી! પણ જો તમે મને જાહેર કરવાની ફરજજ પાડશો, તોજ હું સઘલું જાહેર કરીશ.'

'નીકોલસ સ્તારકોસઃ' તેણી બોલી 'હું જો ચાહું તો મારા એક શબ્દે તમોને આ ઘડીએ દુર કરૂં. હું જાણું છું કે તમે શા કારણ સર મારી સાથે પરણવા માંગો છો. ફકત મારા પીતાજીની દોલટ પર તમારો ડોલો ખોભાયો છે!એ સીવાય બીજાં કસાંને માટે તમે આ બધી જંજાલ કરતા નથી! હું તમોને ખુલ્લું જણાવું છું કે મારો વારસો મેલવવા માટે તમો આ સઘલું કરો છો. હું તમોને તે આપતઃ પણ નહી! કરોડો રૂપ્યામાંથી તમોને જુજ રૂપ્યા પણ હું કદી આપીશ નહી! સ્તારકોસ! એ હુંજ રાખીશ, અને મારે ગમે તેવી રીતે એ હું વાપરીશઃ નહી! એક ફુટી બદામ પણ તમોને હું આપીશ નહી! અને હવે અહીંથી જતા રહો. મારૂં ઘર આજે ઘડીએ તમે છોડી જાઓ. હું તમોને હુકમ કરૂં છું કે એકદમ મારાં ઘરમાંથી તમોએ નીકલી જવું! એકદમ!' હાન્નાઈન ગુસ્સાથી જમીનપર પગ ઠોકી બોલી.

'હાન્નાઈન એલીઝન્ડો!' સ્તારકોસ દાંત કચકચાવી બોલ્યો 'હા! તું કહે છે તે ખરૂં છે! તારી દોલત મારે હસ્તક થવીજ જોઈએ! કોઈબી રીતે હું એ મેલવીશ! હા! બેશક, એ દોલત મારી થશે!'

'નહી! હું તેમ બનવા દઈશ નહી! તમારા હાથમાં જવા દેવા કરતાં હું તે સમુદ્રનાં પાણીમાં હોમાવીશ! હા! હું તેમ જરૂર કરીશ!' હાન્નાઈને પણ મકકમપણે ઉતર વાલ્યો.

'તું ગમે તે બોલ! પણ મેં કહયું છે, તેમ હું એ જરૂર તારી પાસેથી છીનવી લઈશ! સ્તારકોસે ઉચારેલો શબ્દ અત્યાર સુધી કદીબી ખોટો પડયો નથી! હું તે માંગું છું!' એટલું બોલી સ્તારકોસે હાન્નાઈનનો હાથ મજબુત પકડ્યો. તેનો ગુસ્સો તેના કાબુમાં રહેલો દીસ્યો નહી. તે ખુની જેવો થઈ ગયો હતો.

હાન્નાઈને એક પલમાં સઘલું જોઈ લીધું. તેણીએ જોયું કે સ્તારકોસ તેણીનું ખુન કરવા તઈઆર થયો હતો. પણ તેણીએ તે પલે પોતાની સમય સુચકતા ખોઈ નહી હતી.

'ક્ષારીસ!' તેણીએ મોટેથી હાંક મારી.

બારણું ઉઘડયું,—અને કદાવર આંગનો ક્ષારીસ ઓરડામાં દાખલ થયો.

'આ માણસને બાહેર હાંકી કહાડ!' હાન્નાઈને હુકમ કીધો.

એક પલમાં ક્ષારીસના લોખંડી હાથો સ્તારકોસની કમ્મર આસપાસ વીંટલાયા, અને હજુતો સ્તારકોસ કાંઈ ખેંચતાણ કરે, તેની અગાડી એક પંખેરૂં ઉંચકી લઈ જાય તેમ, ક્ષારીસ તેને ઉંચકી ઓરડામાંથી નીકલી પડ્યો. ક્ષારીસના રાહોડ હાથો એવાતો મજબુત રીતે વીંટલાયા હતા કે સ્તારકોસ ઘણી મુસકેલીએ પોતાનો દમ ખેંચતો હતો. તે જાણે ગુંગલાઈ જતો હતો. તે બુમ મારતે, યા બોલતે, યા છુટવા કોશેશ કરતે, પણ તે વખતે સ્તારકોસ તદન નાચાર થઈ ગયો હતો. ક્ષારીસ તે વેલા એક રાક્ષસ જેવો જોરેમંદ થયલો દીસતો હતો. તેણે સ્તારકોસને ઉંચકી, કમ્પાઉન્ડની બાહેર રસ્તા પર નાખ્યો, અને તેજ વેલા તે બોલ્યો :—

'હું તુંને મારી નાખતો નથીઃ કારણ કે તવણે મને તેમ કરવા જણાવ્યું નથીઃ જયારે તવણ મને એ કામ કરવા કહેશે, ત્યારે સ્તારકોસ! હું તેમ જરૂર કરીશ!' અને એટલું બોલી તેણે કમ્પાઉન્ડનું બારણું બંધ કીધું.

તે વખતે રસ્તા પર કોઈ નહી હતું; જો કોઈ હતે તો કેરીસ્તા વહાણના કપતાન સ્તારકોસને વધારે ભારી પડતે.

એલીઝનડોના ઘરમાંથી અપમાન ભરેલી રીતે સ્તારકોસને હાંકી કહાડવાનો બનાવ જોવા માટે ત્યાં કોઇ અજાણ્યો નહી હતો; પણ કેટલાકોએ તેને ઘરમાં દાખલ થતો જોયો હતો, એ પુરતું હતું. પણ સ્તારકોસને એલીઝનડોના ઘરમાં દાખલ કરવામાં આવ્યો હતો, એવી વાત જયારે હેનરીના કાન પર આવી, ત્યારે તે તદન નાઉમેદ થયો: તેણે ધારયું કે હાજાઇને તેને પોતાના ભવીષ્યના ખાવીંદ તરીકે પસંદ કીધેલું હોવું જોઇએ: અને એ વીચારથી તેની સજીવન થયલી આશા પર જબરદસ્ત ફટકો પડયો. હાજાઇન સાથે જયારથી તેનો સંબંધ તોડી નાખવામાં આવ્યો હતો, ત્યારથી હેનરીને આ સ્તારકોસ સામે શક બેઠો હતો, અને તેથી અનેક વખત તે બંદર આગલ ઉભો રહી કેરીસ્તા વહાણ અને તેની પરના માણસોની હીલચાલ દુરબીનની મારફતે તપાસતો હતો. 'આ સ્તારકોસ કોણ છે? તે કયા દેશનો વેપારી છે? તે શું વેપાર કરે છે? વગેરે સવાલો હેનરી પોતાના મનમાં પુછતો. તેણે બંદર પરના થોડાક ખલાસીઓમાં પણ ચુપચુપ તે માટે તલાસ કીધી, પણ તેને ખરૂં માલમ પડયું નહી. તે એટલીજ વાત જાણી શકયો, કે સ્તારકોસ અને તેના વહાણે એકથી વધુ વખત કોરફુનું બંદર કીધું હતું, અને દર વખતે જયારે તે ઉપડી જતો, ત્યારે તે કયે ઠેકાણે ઉપડી જતો હતો, તે કોઇને જણાવવામાં આવતું નહી હતું. ખુદ કેરીસ્તા વહાણ પરના ખલાસીઓ વટીક તે વીશે જાણતા નહી હતા. કયુ બંદર કરવું, તે ફકત સ્તારકોસના હાથમાં હતું. આ ખબરે પર પુરતી રીતે ઘોર કરયા પછી હેનરી એવા ઠરાવ પર આવ્યો કે પોતાના આ કરીફની હીલચાલ ઘણી શક ભરેલી છે, અને તેથી તેણે છુપી રીતે તે પર તકેદારી રાખવા ઠરાવ્યું તેને વધારે તો અજાયબી એ લાગી કે આવા શકમંદ પુરૂષ સાથે હાજાઇનિ અંચોતી પરણવા કેમ થઇ, બલકે તેણીના બાપે તેમ કરવા શા માટે તેણીને ફરજ પાડી? આ બધું ભેદી હતું, અને તેથી હેનરી કાંઇ થોડો ગુચવણમાં પડયો નહી.

જો કે સ્તારકોસે સઘલું ભોપાલું જાહેર કરવાની હાજાઇનને ધમકી આપી હતી, તોપણ લાંબો વીચાર દોડાવતાં સ્તારકોસે તેમ કરવા દહાપણ ભરયું ધારયું નહી, અને તેથી તેણે હાલ તરત ચુપકીડી સઊથી સરસ રસ્તો ધારયો. વખત આવવે તેણે એલીઝનડો સરાફનું ભોપાલું ફોડી દેવા ઠરાવ્યું, અને એમ કરી સ્તારકોસ પોતે પણ હાલ તરત પાછો સ્વતંત્રપણે પોતાનો ધંધો ચલાવવા શકતીવાન થયો.

પોતાના એલીઝનડોના મકાનમાં જે આદરસ્તકાર હાજાઇનના અને ક્ષારીસના હાથથી મલ્યો હતો, તે સઘળી વાત સ્તારકોસે પોતાના મદદગાર સ્કોપેલોને જણાવી દીધી, અને તેણે પણ ચુપકીડીનો અખત્યાર કીધેલો ઉમદા કાનુનાપસંદ કીધો. પણ આ બન્ને લુચ્ચાઓને વધુ અજાયબી લાગી તે એ હતી કે પોતાની પીતાની સઘલી છુપી બાબદ જાણ્યા છતાં હાજાઇન તેઓ સાથે આવી રીતે કેમ વરતી? સાધારણ રસ્તો તો એ હતો કે તેઓને નાણાની રકમ આપી, તેમના મ્હોડાં ચુપ કરવાં, પણ તેથી ઉલટો રસ્તો હાજાઇને શા માટે અખત્યાર કીધો હતો? તેઓ એનું કસું કારણ સમજી શકયા નહી.

એલીઝનડોના મકાનમાં પોતાને મલેલા અપમાનના દીવસથી તે તા૦ ૧૨મી નવેમ્બર સુધીના દીવસોની વચ્ચે એક કલાકબી સ્તારકોસે પોતાનું વહાણ છોડયું નહી. તે પોતાની મતલબ કેવી રીતે પાર પાડવી, તેની તરેહવાર યોજનાઓ પોતાના મનમાં કરતો, પણ કોઇબી રસ્તો તેને સુજ પડયો નહીં.

હેનરી પણ સેજ વખત બંદર પર જઇ, બાકીનો આખો વખત પોતાના ઘરમાંજ ભરાઇ રહી, વીચાર કરવામાં ગુજારતો હતો. હાજાઇન સાથે એક વાર ફરીથી તેણે મુલાકાત લેવાને દરૂસ્ત ધારયું નહીં: તોપણ તે છેકજ આશાભંગ થયો નહી હતો.

તા૦ ૧૨માએ એક કાગલ તેને ઘરે પહોંચાડવામાં આવ્યું. તેણે ધારયું કે હાજાઇન તરફનું હોવું જોઇએ. તેણે તે ઉઘાડયું, અને

નીચે સહી જોઇ તે ઠગાયો નહી હતો. આ ચી-ઠી નાની પણ હાજાઇનના પોતાના હાથ દસ્કતે લખેલી હતી: જે નીચે પ્રમાણે લખેલી હતી:—

હેનરી,—મારા મરહુમ પીતાજીના મરણથી જોકે હું સ્વતંત્ર થઇ ચુકું; પણ મારે વીષે તમોએ સઘળો વીચાર કરવો નહી જોઇએ. એલીઝનડોની બેટી તમારે લાયકની નથી. નીકોલસ સ્તારકોસ જેવા એક લુચ્ચા શખસની હું કદીબી વહુ થઇશ નહી? પણ તમારા જે-વા ભલા અને પ્રમાણીક સખસની ધણીઆણી થવા-નું મારા નસીબમાં સરજેલું નથીજ: મારે લીધે તમો-ને જે દુઃખ ઉપજ્યું હોય યા તમે નીરાશ થયા હો-ય તો, તે માટે મને માફ કરજો, અને હવે છેલ્લી સલામ.

હાજાઇન એલીઝનડો.

જેવી આ ચીઠી હેનરીએ વાંચી કે, તે તરતજ હાજાઇનના ઘર તરફ દોડયો. પણ ઘ-રના તેમજ કમ્પાઉન્ડનાં બારણાંઓ બંધ હતાં. જાણે હાજાઇન અને ક્ષારીસ કદીબી તે ઘરમાં પાછાં ફરશે નહી, એમ જણાતું હતું.

હવે આપણે આરકીપેલેગોના લુટારૂ સેકરેતીફ અને તેના વહાણોને સીક્ષા કરવા માટે કોરફુથી ઉપડી ગયલી સીફેનતા નામની મનવાર તરફ નજર દોડાવ્યે. આપણે જાણ્યે છીએ કે આ મનવાર કેટલાક વેપારીઓથી બને-લી એક મંડલીએ તઇઆર કીધી હતી, અને તે કેપતન સ્ત્રાદેનાના ઉપરીપણા હેઠલ ઉપડી ગ-ઈ હતી વલી આપણે જાણી ગયાં છીએ કે સી-ફેનતા મનવારને સોંપેલાં કામથી સ્તારકોસ જરા ધભરાટમાં પડયો હતો. શા માટે, તે આપ-ણે આગલ ચાલતાં જોઇશું. સીફેનતા મનવાર તો સેકરેતીફ નામના એક અઠંગ લુટારૂને અને તેના કાફલાને શીક્ષા કરવા કેપતન સ્ત્રાદે-નાના નાખુદાપણા હેઠલ ઉપડી ગઇ હતી, ત્યારે સ્તારકોસને બીહવાનું કારણ શું હતું? સ્તારકો-સ એક લુટારૂ હતો. એ ખરી વાત, પણ ત્યારે તે શું પોતાનાજ એક ધંધાદારી—પેલા અઠંગ લુટારૂ સેકરેતીફ—ને તે માટે અગાડીથી સંભા-લમાં રહેવા ચેતવણી નહી આપે? તેણે તેમ આપી કે નહી, તે તેનું કામ હતું; પણ તેણે તેમ કીધું હતું કે નહી, તે તો તેજ જાણે!

પણ આ વાત તો ખરી હતી કે ચાર પાંચ મહીના રહી, લુટારૂઓના પાંચ નાના વહાણો ડુબાડી નાખી, અને બેને જપત કરી સીફેનતા વહાણ સીઓ બંદરે પાછું વલ્યું હતું. આ વખતે તેનો નાખુદા કેપતન સ્ત્રાદેના નહી હતો, પણ તેને બદલે કેપતન તોદરોસના નાખુદાપણા હેઠ-લ મનવાર સીફેનતા સાઓ ખાતે પાછી ફરી હતી. કેપતન સ્ત્રાદેના લુટારૂઓ સાથે લડતાં મરણ પામ્યો હતો, અને તેથી તેની લાસને દ-રીયામાં ઘટતાં આદરમાન સાથે દફનાવી, મન-વારને તોદરોસના નાખુદાપણા હેઠલ સીઓ ટાપુ પર હંકારી લાવવામાં આવી હતી. કે જે ટાપુપર તે વેલા હેનરી પણ હતો, પણ હેનરી ત્યાં કેવી રીતે જઇ લાગ્યો? ત્યાં તેને જવાનું શું કારણ હતું? આ સવાલોનો જવાબ નીચ-લી હકીકત પરથી જણાશે.

કોરફુ ખાતે હાજાઇનના ગુમ થવાથી હેનરીની લાગણીને અને આશાને જબરદસ્ત ફટકો પડયો હતો. હાજાઇને જણાવ્યુ હતું કે તેણીએ સ્તારકોસ સાથનું લગણનું સાટુ તો-ડયું હતું: કારણ કે સ્તાસકોસ એક ‘લુચ્ચો’ હતો વલી તેણીએ તેજ ચીઠીમાં લખ્યું હતું કે તેણી હેનરી સાથે પરણી શકતી નહી હતી: કારણ કે હેનરી જેવા ભલા અને પ્રમાણીક સખસની ધ-ણીઆણી થવાનું તેણીના કીસ્મતમાં નહી હતુ! અહીંઆં કાંઇ ભેદ હતો. તે શું? તેનો ખુલા-સો મેલવવાને માટે હેનરી તેણીને કયાં સોધે? કેટલાંકોની પેઠે બાહેરથી અસરાફ અને અંદર ખાનેથી ખરાબ, એવા વરગમાંની શું હાજાઇન હતી? ના! હેનરીએ એક ઘડીભાર બી તેમ મા-ન્યું નહી. શું ત્યારે તેણીના પીતાની જીંદગીનો કાંઇ સીહા સફો હતો? પણ એલીઝનડો અને આ સ્તારકોસ વચ્ચે એટલો બધો ધાડો સંબંધ શા માટે હતો?

હેનરીએ આ સવાલો પોતાના મનમાં પુછ-યા: પણ તેના જવાબો તેને મલી શકયા નહી. એલીઝનડોની પેઢીના બારણા બંધ કરવામાં આવ્યાં હતાં. મરનાર સરાફનું ઘર તેના કુટુંબે તજી દીધું હતું. ક્ષારીસ પણ પોતાની શેઠાણી-

ની પેઠેજ ગુમ થયો હતો. તેઓ કયાં ગયાં હતાં?

હેનરીએ કોરફુ શેહેરમાં બધે ઠેકાણે શોધ ચલાવી. દરેક ગલીએ ગલી બલકે દરેક ઘર આગલ જઈ, તેણે શોધ ચલાવી આખરે તેને પતો મલ્યો: જે પરથી તેણે ધારયું કે હાન્નાઈન કોરફુનું ટાપુ છોડી ગયલી હોવી જોઈએ. કોરફુમાં આવેલાં એલીપા બંદર પરથી એક દહાડે, એક મરદ અને એક આસરે એકવીસ વરસની અબલા (જે પેલા મરદની શેઠાણી જેવી લાગતી હતી તે) એક નાનું વહાણ ભાડે લઈ કોરે ઉપડી ગયાં હતાં. વહાણ કયાં જવાનું હતું, તે કોઈને માલમ નહી હતું.

તેઓ કયાં ગયાં હતાં? શું સ્તારકોસે તેઓને ફાંદામાં તો નહી લીધાં હોય! તેણી કેરીસ્તાકા કપતાનના સપાટામાં તો નહી હોય!

આ વીચારો જેવા હેનરીના મગજમાં પેચસ થયા, કે તેનું મગજ ફરવા લાગ્યું. પણ તે હવે શું કરે? સ્તારકોસને હવે તે કયાં સોધે! કેરીસ્તા વહાણ કયાંથી આવ્યું હતું તે, તથા પાછું કયાં ઉપડી ગયું તે, કોઈને માલમ નહી હતું. આ બનાવ બેશક શક ઉપજાવે એવો હતો! પણ હેનરી હવે શું કરે? નાચાર! નાચાર! નહી! લડાઈ પાછી ઉઠી હતી, માટે આગલની પેઠે યુનાનીઓ તરફથી તેમના છુટાપણા માટે લડી પોતાનુ મન વેરવાનો ઉપાય તેના હાથમાં હતો, અને તે ઉપાય પર તેણે અમલ પણ કીધો. કદાચ લડાઈના મેદાનમાં તો હાન્નાઈન યા ક્ષારીસ દેખાવ નહી દે? તે સીઓ ખાતે ગયો, જે લડાઈનું મુખ્ય ધામ હતું. તેણે લડાઈમાં બાહદુરી ભરયો ભાગ બજાવ્યો; અને અહીં સીઓ ખાતેજ એક હીમ્મતવાન અબલાએ પણ નબલો ભાગ બજાવ્યો નહી હતો? આ અબલા કોઈજ નહી પણ સ્તારકોસની દુ:ખી મા પણ યુનાનીઓના છુટાપણા માટે લડનાર હીમ્મતવાન એનદરેનીકા હતી. સીઓ ખાતે લડાઈ ચાલી, તે વખતે તરકીશ સતાવાલાઓને હાથ પકડાયલા હજારો બંધીવાનોને સ્તારકોસ તરફથી સ્કોપેલોએ વેચાતા લીધા, અને તેમને સ્મીરના અને આફરીકાના બારબરી ખાતે ગુલામો દાખલ વેચ્યા. આ લડાઈઓમાં કુદરત એક અજબ ખેલ ભજવી બતાવતી હતી. એકમા પોતાના જાતીલાઓને છુટાપણા આપવા માટે લડાઈના મેદાનમાં જીપલાવતી હતી, જયારે તેણીનો બેટો દુશમનોને મદદ કરતો હતો, અને બીજાઓ ઉપરાંત પોતાના જાતવાલાઓને ગુલામો દાખલ વેચતો હતો!

પણ આ સીઓ ખાતેજ હેનરીને પાછી બહાદુર એનદરેનીકા સાથે મુલાકાત થઈ. આ એનદરેનીકા પોતાની જીંદગી માટે હેનરીને આભારી હતી. આગલ થયલી ચાઈદરી આગલની લડાઈ વખતે દુશમનને હાથે કપાઈ જતાં હેનરીએ એનદરેનીકાને બચાવી હતી; અને તેથીજ હેનરીને ફરીથી લડાઈ પુરી થતાંજ મેદાનમાં જોતાંજ તેણી તેની તરફ દોડી ગઈ, તેમાં નવાઈ જેવું કશું નથી.

'હેનરી! બેટા હેનરી!' તેણી હેનરી આગલ દોડી જઈ, એક માતાના જેવા પ્યારથી હેનરીના કપાલ પર બોકી લેતાં બોલી.

'એનદરેનીકા! તમે પાછાં અહીંઆં!' હેનરીએ અજાયબ થઈ જણાવ્યું.

'હા! મારા જાતીલાઓને જુલમગારોના હાથમાંથી છોડવવાની શું મારી ફરજ નથી?' એનદરેનીકા મગરૂબીથી બોલી.

'એનદરેનીકા! યુનાની દેશ તારે માટે બેશક મગરૂર રહેવો જોઈએ!' હેનરીએ ઉતર વાલ્યો 'યુનાન દેશે મગરૂર રહેવું જોઈએ કે તેની તરફથી લડવાને માટે મરદોજ નહી પણ લડાયક અબલાઓ જંગમાં કમ્મર કસવા તઈઆર થાય છે! બેશક! જયારે એવુંજ છે, ત્યારે તો જે પલ જાય છે, તેમાં યુનાન દેશ ઈસલામી સતાવાલાઓના હાથથી વધુ વાર કચડાશે નહી, પણ તેમને હાંકી કહાડશે.'

'હેનરી! હું તે જાણું છું! અને ઈશ્વર પાસે હું એટલુંજ માંગી લઉં છું કે મારાં દેશને છુટાપણું બક્ષેલું જોવા જેટલી જીંદગી બક્ષે!'

ત્યાર પછી બન્ને જણે લડાઇના મેદાન-માંની પોતપોતાના દુઃખની વાતો એકેકને કહી.

'પણ એનદરૈનીકા!, હેનરીએ પુછ્યું 'એલીઝનડો ખરેખર કોણ હતો, તે તમે જાણો છો કે ?,

'નહી!, એનદરૈનીકાએ ઉતર વાલ્યો 'હું તે કેમ જાણું ? અને તમે મને આ સવાલ શા માટે કીધો?,'

'કારણ કે એક યા બે વખત જ્યારે મેં તમારૂં નામ તેની હજુરમાં કહયું, ત્યારે ઘણી અજાયબ જેવી રીતે તે ધ્યાન આપતો મને જણાયો. એક દહાડે તેણે મને પુછ્યું હતું કે આઇદરીની લડાઇ પછી તમારૂં શું થયું હતું, અને તમે કયાં હતાં ?'

'હું તેને વીષે કશું જાણતી નથી, અને મેં કદીખી એનું નામ સાંભલ્યું નથી.'

'ત્યારે તો આ એક વલી એક નવો ભેદ છે, કે જેનો ખુલાસો હું સમજી શકતો નથી; અને હવે જ્યારે એલીઝનડો મરણ પામ્યો છે, ત્યારે તો એનો ખુલાસો કદીખી થાય, એમ હું ધારતો નથી.' ત્યાર પછી તે બોલતો ચુપ રહયો. તે કોરકુ ખાતે બનેલા બનાવો યાદ કરતો હતો. એકાએક તેણે એનદરૈનીકા તરફ ફરીને પુછ્યું: 'લડાઇ સઘલી તમામ થશે, ત્યારે તમે શું કરશો ?'

ત્યારે હું 'મરવા માટે ઇશ્વર પાસે દુઆ માંગીશ; કારણ કે આ ધરતીપર મેં સંસાર સુખ કદી ભોગવ્યું નથી.'

'એનદરૈનીકા—આ શબ્દો સાંભલી હું ઘણો દલગીર છુ.'

'તમારી દીલસોજી માટે હું તમારો ઉપકાર માનું છુ?,

'છટ!'

'પણ હેનરી! તમે મને જણવ્યું હતું કે એક અબલા સાથે તમે પરણવાના હતા, તેટલાં એક હરીફ તમારી વચ્ચમાં આવ્યો. તેનું વારૂં નામ શું?'

'એક થક ભરેલી હીલચાલના વહાણનો તે નાખુદા હતો' હેનરીએ જણાવ્યું 'અને હાજાઇન કોરકુ ખાતેથી કેદે જતી રહી, તેજ વેલા આ વહાણ પણ ઉપડી ગયું હતું: કયાં? તે કોઇ જાણતું નથી?'

'ખુદા તને આ અબલા પાછી મેલવી આપે!' એનદરૈનીકાએ આતુરતાથી જણાવ્યું 'પણ વારૂં તારા આ હરીફનું નામ શું?'

'નીકોલસ સ્તારકોસ!'

'શું?'

આ નામ સાંભલી એનદરૈનીકા ઘભરાઇ ગયલી જણાઇ.

'શું છે?' હેનરીને એની કસી સમજ પડી નહી, તેથી પુછ્યું. 'કેરીસ્તાના નાખુદાના નામથી તમો એટલો ઘભરાટ શા માટે કરો છો? બોલો! એનદરૈનીકા! મને જણાવો કે આ સખસ ખરેખરો કોણ છે?'

'નહી—હેનરી—કદી નહી!' એનદરૈનીકાએ ઉતર દીધો.

'ત્યારે તમે એને ઓલખો છો?' હેનરીએ જણાવ્યું 'એનદરૈનીકા! શું તમે મને કોણ છે, તે નહી કહો? એ શું ધંધો કરે છે? હમણા એ કયાં છે—આપણે એને હાલ કયે ઠેકાણે શોધયે?'

'હું જાણતી નથી!'

'નહી—તમે ખોટું બોલો છો! એનદરૈનીકા! તમે જાણો છો, છતાં તમે એ બાબદ છુપાવો છો. તમે મને-મને—મને—કહેવા ના પાડો છો! કદાચ તમારા એક શબ્દ પરથી મને તેનો—અને તે સાથે હાજાઇનનો—પતો મલે અને તોપણ તમે મને કહેવા ના પાડો છો!'

'હેનરી!' એનદરૈનીકાએ ઉતર વાલ્યો 'હું કાંઇ જાણતી નથી! આ કેપતનને હું ઓલખતી નથી! હું નીકોલસ સ્તારકોસને પીછાણતી નથી!' અને એટલું બોલી તેણી હેનરી આગલથી ચાલી ગઇ. થોડીક પલ સુધી તો તે વીચારમાંને વીચારમાં ત્યાંજ ઉભો રહયો, પણ પાછલથી જ્યારે તેનું ધ્યાન પાછું ઠેકાણે આવ્યું, ત્યારે એનદરૈનીકાને સોધી કહાડવા તેણે દરેક કોશેશ કીધી, પણ

તે સઘલી ફોકતમાં હતી. એનદરોનીકા તેને મલી શકી નહી. એ પરથી ખુલ્લું જણાતું હતું કે તેણી સીઓનું ટાપુ છોડી ગયલી હોવી જોઇએ.

સીઓ ખાતે થયલી લડાઇ અધુરે ગઇ; અને ત્યાં બીજી લડાઇ ઉઠે, એવો કસો સંભવ નહી હોવાથી અમલદારો અને લશકરના માણસો ત્યાંથી ઉઠાંગરી કરવાની દોડધામમાં પડયા હતાઃ અને તેજ પ્રમાણે હેનરી પણ ગ્રીસ ખાતે ઉપડી જવાનો હતો. પણ તે જે દહાડે સીઓથી ઉપડવાનો હતો, તેની એક દહાડો આગમચ સમી સાંજે તેને એક ચીઠી ટપાલમાં મલી, આ ચીઠીપર 'કોરીન્ડ' નો પોસ્ત-છાપ હતો. આ ચીઠી નીચે પ્રમાણે હતીઃ—

'કોરફુના વેપારીઓની મંડલીની 'સીફેનતા' મનવાર પરના કેપતનની જગ્યા ખાલી છે. જો કેપતન હેનરી ડી આલબરેતની મરજી લુટારૂ સેકરેટીફને અને આરકીપેલેગોના લુટારૂઓને કચડી નાખવાની હોય, તો તેણે માટે એ જગ્યા તઇયાર છે.

મારચ માસની શરૂઆતમાં એ મનવાર એનેપોમેરાની નજદીકના સમુદ્રમાં પડી રહેશે, અને પોતાના કેપતનને મનવારપર લઇ જવા ત્યાંનાંજ 'ઓરા' અખાતમા એક હોડી તઇઆર રહેશે.

પોતાને દરૂસ્ત લાગે, તેવી રીત મનવારને લુટારૂઓનો કચડઘાન કહાડવાની કેપતન હેનરીને છુટ છે.

એમાં કોઇની સહી નહી હતી. અક્ષરો પણ ઓલખીતા નહી હતા. આ ચીઠી કયાંથી મોકલવામાં આવી, તે પણ જણાતું નહી હતું. તોપણ સીફેનતા મનવારની કસી ખબર કેટલુંક સુધી કોઇને મલી નહી હતી, તે હવે આ ચીઠીથી મલી હતી. હેનરીને સમુદ્રમાં પોતાની હીમ્મત દેખાડવાની આ સારી જેવી ટક મલી હતી. વલી સેકરેટીફની પુઠે લાગવાની અને કડાચ આરકીપેલેગોના લુટારૂઓ સાથે હમાલ્લેર કરવાની ટક મલે એવું હતું. કડાચ દરીયામાં નીકોલસ સ્તારકોસ અને તેના કેરીસ્તાને જોવાની પણ આથી ટક મલે, એવું હતું.

હેનરીએ થોડા વખતમાં નક્કી ઠરાવ કીધો—તેણે પેલાં કાગલમાં લખેલી માંગણી સ્વીકારી.

સીઓ ખાતેથી તે ઉપડી ચાલ્યો. મારચ માસની પેહલી તારીખે બપોરના તે સલામત એનેપોમેરા ખાતે જઇ પુગ્યો. 'ઓરા' બંદર આગલ એક હોડી તેની વાટ જોતી ઉભી હતી.

'મારૂં નામ કેપતન હેનરી ડી આલબરેત છે.'

'કેપતન હેનરી! તમો મનવાર પર જવા માંગો છો?' હોડીમાના વડા ખલાસીએ પુછયું.

'હા, હમણા' હેનરીએ ઉતર વાલ્યો, અને તેણે હોડીમાં કુદકો મારયો. થોડી વારમાં હોડી 'સેફેનતા' મનવારની નજદીક જઇ લાગી. હેનરી મનવાર પર ગયો. જેવો તેણે તુટક પર પગ મુકયો કે મનવાર પરના સઘલાં માણસોએ એકઠાં થઇ માન આપ્યું, અને મનવાર પર તરતજ વાવટો ચહડાવવામાં આવ્યો.

કામચલાઉ કેપતન તોદરોસે તેજ વેલા આગલ વધી, નમન કરી, સઘલાઓ સમજે તેમ મોટેથી હેનરીને કહયું: 'સીફેનતાના અમલદારો અને ખલાસી સમસ્ત લોક પોતાના કમાન્ડર હેનરી ડી આલબરેટને ઘણી ખુશીથી સતકાર કરે છે.'

આપણે આગલ જોઇ ગયાં તેમ સીફેનતા એક મનવાર હતી, યાને લડાઇનું બારકસ હતું. તેની પર ચોવીસ રતલી ગોલા ફેંકનારી બાવીસ તોપો અને બાર રતલી ગોલાઓ ફેંકનારી છ તોપો હતી. મનવાર ઘણી સરસ બાંધણીની હતી, અને તેની ચાલ પણ ઘણી ઝડપવાલી હતી; તેથી તેના સપાટામાંથી કોઇબી વહાણ નાસીને છટકી જાય, એમ ધારવામાં આવતું નહી હતું. મનવાર પર યુનાનીઓ, ઇંગ્રેજો અને ફરંગો એક સરખી સંખ્યામાં હતા. મહદનીસ નાખુદાનું નામ કેપતન તોદરોસ હતું. આ તોદરોસ આસરે પચાસ વરસની ઉમ્મરનો હતો. તે યુનાની અને હાઇ-

દરાનો વતની હતો. સીફ્રેનતા વહાણ તેને ધરાવવા માટે મગરૂર હતું, એમ કહીશું તો તેમાં કસી સરાગાત સમજવી નહી.

સેકરેતીફ તથા તેના લુટારૂ સોબતીઓનો અને તેમના વહાણોનો નાશ કરવાનું કામ સીફ્રેનતા મનવારને સોપેલું હતું. તેને આરકીપેલેગોમાં ફરયા કરી, ચોકાસી રાખવાનું કામ બજાવવું હતું. તેજ દીને રાતના સીફ્રેનતા મનવાર પોતાનું ધારેલું કામ બજાવવા ઉપડી ગઈ આમરે એક પખવાડયું સુધી તેઓએ સહી સલામત મુસાફરી કરયા કીધી. મારચ માસના છેલ્લાં પખવાડયામાં તો ઇજીયન સમુદ્રમાંના લેમોસ નામના ટાપુ આગલથી આ મનવાર પસાર થઈ ગઈ. આ ટાપુ પીસતાલીસ માઇલ લાંબો અને પંદરથી અઢાર માઇલ પોહોલો છે. શીફ્રેનતા મનવાર આ ટાપુના બારામાં દાખલ થઈ. મનવાર પરનો ખુટી ગયલો સર સામાન, તથા ખાધ ખોરાકી અને પોશાકી આ ટાપુમાંથી મેલવવી હતી, બંદર લોકોથી ચીકાર થયલું હતું; કારણ કે તે વખતે આ ટાપુ વેપારનું એક મુખ્ય મઠક તરીકે લખાતું હતું. વળી ત્યાં ઘણા વહાણો વટીક બાંધવામાં આવ્યાં હતાં. અહીં હેનરીએ તથા તેના હાથ હેથલનાઓએ જે ખબર મેલવી, તેથી બનતી ઉતાવલથી આરકીપેલેગોમાં ઉપડી જવું સીફ્રેનતા માટે અગત્યનું હતું. આ ટાપુમાંબી ઘણાને મ્હોંડેથી 'સેકરેતીફ' નામ સંભલાતું હતું. તેથી એક વખત તોદરોસ પોકારી ઉઠયો : 'આહ! એ ગ્રહસ્થ સાથે મ્હોંડે મ્હોડું મલવા હું ઘણો આતુરછું. મને તો એ નામ કલપીત લાગે છે, જો કે લોકો તો તેની હઇઆતી ખરી માને છે.'

'ત્યારે તમે એની હઇઆતી માટે શકમંદ છો કે?' હેનરીએ પુછયું.

'જો તમે મારો ખરોજ વીચાર પુછો, તો હું કહુંછું કે આ સેકરેતીફની હસ્તીની વાત મારા માનવામાં આવતી નથી. તેની સાથે મ્હોંડે મ્હોડું મુલાકાત થવાની બીના મેં હજુ સુધી કોઇનાબી મુખથી સાંભલી નથીઃ કડાચ કેટલાક લુટારૂ સરદારોએ એ કલપીત નામ ધારણ કીધેલું હશે. પણ આપણને આ નામ સાથે કસું કામ નથી. આપણને જે કામ બજાવવું છે તે એટલુંજ કે એ પ્રમાણીક (!) ભીખારીઓને પકડી, મનવારના પરબાન પર લટકાવી દેવા!' તોદરોસે ઉત્તર દીધો.

'કદાચ તમે કહો છો, તે ખરૂં હોય પણ!' હેનરીએ પોતાનો વીચાર જણાવ્યો 'કદાચ આ એક નામ જુદા જુદા લુટારૂઓએ પણ ધારણ કીધેલું હોય, અને તેમ પોતાને કહેવડાવવામાં તેઓ મઝાહ માનતા હોય. વળી જુદે જુદે ઠેકાણે આ સેકરેતીફ જણાયલો હોવાથી લોકો વધારે બીહીકણ પણ બનેલું લાગે છે.'

'કેપતન! તમારૂં કહેવું દરોબસ્ત છે.' એક ફરેંચ અમલદાર હેનરીના મતને મલતો થયો.

'જો જુદા જુદા શખસોએ આ નામ ધારણજ કીધું હોય, તો અસલ સેકરેતીફ લુટારૂ વધુ સેહેલાઇથી છટકવા પામતો દીસે છે. પણ એનો એક ઉપાય છે, અને તે એકે' તોદરોસે જણાવ્યું 'એ નામના જેબી સખસો પકડાય તેને ફાંસીએ ચહડાવી દેવા, અને નફામાં તેના સોબતી લુટારૂઓને પણ તેવેજ ફેજે પોંહોંચાડવા! એથી ખરો અસલ સેકરેતીફ પણ છટકી જશે નહીં.'

કેપટન તોદરેસનું કહેવું બરાબર હતુ; પણ મુખ્ય મુસીબત તો આ લુચ્ચા અને ખુની ચાંચીયાઓને પકડવાની હતી.

'કેપટન તોદરોસ! હેનરીએ હવે પુછયું 'સીફ્રેનતા પરની તમારી આગલી નોકરીની વેલાએ યા તેની અગાડી પણ, તમોએ કદી સોટનવાલું કેરીસ્તા નામનું વહાણ જોયું છે?'

'કદીબી નહી.'

'અને તમો ગ્રહસ્થોએ?' હેનરીએ આસપાસ ઉભેલાઓને પુછયું.

જોકે ઘણા જણાએ આરકીપેલેગોમાં ઘણી વેલા સફર કીધી હતી, છતાં કોઇએબી કેરીસ્તા વહાણ દીઠું હોય એમ જણાયું નહી.

'ત્યારે કેરીસ્તાનું અને તેના નાખુદા નીકોલસ સ્તારકોસનું નામ તમોએ આજેજ પહેલ

વહેલું, અને તે પણ મારે મુખથી, સાંભલેલું જણાય છે.' હેનરીએ વીચાર જણાવ્યો.

તોપણ તોદરોસ જ્યારે આરકેડીયા ખાતે હતો, ત્યારે એ નામ સાંભલેલાની તેણે હમણા કાંઇ સુરતા રહી હોય, એમ જણાતું હતું. પોતાની યાદદાસ્ત શકતી પર વધુ દબાણ કરતાં તેને હવે જણાયું કે તરકીશ સતાવાલાઓએ પકડેલા બંધવાઓને ખરીદી આ નામવાલા સખસે તેમને આફરીકામાં ગુલામો દાખલ વેચ્યા હતા. 'પણ તમે જે સ્તારકોસ વીશે બોલો છો, તે એ હોય નહી.' તોદરોસે હેનરી તરફ જોઇ જણાવ્યું 'તમે જણાવેલા સખસનું વહાણ ફકત સો ટન વાલું છે, અને તેથી તે લાંબી સફર અને તે સાથે વેપાર કરવાને નાલાયક છે.'

'મને બી એજ વીચાર આવે છે.' હેનરીએ ઉતર વાલ્યો, અને પછી તે પોતાની કેબીનમાં જતો રહયો. સ્તારકોસનું નામ સાંભલી, તેને પોતાની પ્રીયા હાજ્નઇન યાદ આવી ગઇ હતી, અને તેણીનું શું થયું હશે, તે માટે તેના મનમાં તરેહવાર તર્કો પાછી ઉત્પન્ન થઇ હતી.

તા૦ ૨૫ મી મારચે સીફેનતા મનવાર સીઓની ઉતરે ૧૮૦ માઇલ દુર સફર કરતી હતી. તે પોતાની સફરમાં આસપાસ બારીકીથી નજર દોડાવતી હતી. વહાણો સલામતી સાથે છુપાઇ રહે એવી કીનારા આગલની દરેક જગ્યાઓની તે બારીકીથી ખોલ કરતી, અને તેવી જગ્યાઓના વર્ણનો સીફેનતાનો કેપટન હેનરી મનવારના દફતરમાં નોંધ્યો જતો હતો; અને એ પ્રમાણે મનવાર વધુ અને વધુ આગલ મુસાફરી કરતી હતી.

કેસોસ ટાપુની ઉતરે આવેલાં પીર્તિ પાઇરગો નામના બંદર આગલ તા૦ ૨ જી એપ્રીલે સીફેનતા મનવાર જઇ પહોંચી. કેસોસના લોકોના સારાં નસીબે સીફેનતાસ તે દહાડે જઇ પુગી હતીઃ કારણકે જો સીફેનતા ત્યાં તે તારીખે અચાનક આવી નહી પુગતે, તો ચાંચીયાઓ ત્યાં તે તારીખે જરૂર દરોડો પાડતે. બાર તોપો સાથના પાંચ તેમના વહાણો ટાપુની નજદીક દેખાયાં હતાં. આ ટાપુ મજબુત કાલ્લેબંદીવાલું નહી હોવાથી, અને ત્યાં પુરતું લશકર નહી હોવાથી, એ દરીયાઇ લુટારૂઓ ટાપુ પર ઉતરી પડી, જરૂર ત્યાં ખુનરેજી ચલાવતે. ખરી રીતે જોતાં એ ચાંચ્યાઓના વહાણના કાફલાની ત્યાં જવાની મતલબ તેજ હતી, પણ તેટલાં સમુદ્રમાં અધવચ્ચે સીફેનતા મનવાર જઇ પુગી. ચાંચ્યાઓએ આ મનવારને જોઇ. ધારા પ્રમાણે સીફેનતાએ નીશાણ સારૂ પોતાનો વાવટો ઉડાડયો, અને એક બીજા વાવટા તે કાફલાની મતલબ તથા તેનું નામ નીશાણ રેવાજ પ્રમાણે પુછયું. પણ તેનો ઉતર દેવાને બદલે વહાણો લડાઇ કરવાની ધપે ઉભાં રહયાં.

'શું તેઓ આપણા પર હુમલો લાવવા માંગે છે?' તોદરોસે અજાયબ થઇ તુટક પર પોતાની નજદીક ઉભેલા કેપતન હેનરીને પુછયું.

'આપણી પર હુમલો કરવા યા પોતાનો બચાવ કરવા માંગતા હોય, એમ જણાય છે.' હેનરીએ પણ અજાયબ થઇ વીચાર જણાવ્યો.

'આપણને જોતાંજ નાસી જવાની હું આશા રાખતો હતો, તોદરોસે ઊતર વાલ્યો.

'કેપટન તોદરોસઃ આપણી સાથે એઓને લડવા દેઓ; એઓ આપણી પર હુમલો પણ કાંએ નહી લાગે? જો તેઓ નાસીજ જવા માંગતે, તો થોડાંક સેહેલાઇથી છટકી જતે. બેરાદરો! તોપો અને હથીઆરો સાથે તઇઆર! હેનરીએ મોટેથી પોતાના હાથ હેથલનાંઓને જણાવ્યું.

થોડીક પલમાં સઘલું તઇઆર થયું, ચાંચીઆઓના સઊથી મોટાં વહાણ સીફેનતા ભણી તોપનો ગોળો ફેંકી લડાઇ શરૂ કીધી. તરતજ લડાઇ શરૂ થઇ. જેનું પરીણામ ચાચીયાઓના બે વહાણો ડુબાડી દેવામાં, કેટલાક ચાંચીયાઓને મારી નાખવામાં યા તેમને જખમી કરવામાં, અને તેમનાજ ત્રણ વહાણોને ઘણી ખરાબ હાલતમાં નાસવાની ફરજ પડવામાં આવ્યું.

સીફેનતા મનવારને કાંઇ જીવ જેવું નુકસાન થયું નહી હતું. પુસ્કલ ચાંચીયાઓનો આ લડાઇથી ઘાણ નીકળ્યો હતો, જયારે સીફેનતા

મનવાર પરનું ફક્ત એકજ માણસ જખમી થયું હતું. હેનરીએ પોતાના માણસોનો જીવ જોખમમા નહી જાય, તેની પુરતી સંભાલ લીધી હતી, અને તે છતાં તે ચાંચીયાઓના કાફલાને હરાવવા શકતીવાન થયો હતો. સીફેનતા મનવારના માણસોએ આથી તે પ્રત્યેજ જોયું હતું કે હેનરીમાં કેટલું પાણી હતું, અને તેથી તેઓ હેનરીને પોતાના વડા તરીકે ધરાવવા માટે મગરૂર હતા.

આપણે આગલ જાણી ગયાં તેમ ચાંચીયાઓના ત્રણ વહાણો નાસી જવા લાગયાં, પણ તેમને છટકવા નહી દેવા માટે અને તેમની પુઠે જવા માટે સીફેનતા મનવાર તઇયારી કરવા લાગી. પણ તેજ વેલા દુરથી એક બીજું વહાણ આવતું જણાયું. હેનરીએ તે તરફ પોતાની દુરબીન તાંકી રાખી. તેણે તે પુરતી રીતે તપાસ્યું, અને પછી દુરબીન એક ઠેકાણે મુકીને બોલ્યોઃ 'કેરીસ્તા વહાણ!'

'શું? તમે જે વહાણ વીશે વાત કરતા હતા, તે કે?' તાંદરીસે પુછયું.

'હા, તેજ! અને તેને પકડવા માટે— હેનરીએ પોતાનો વાકય પુરો કીધો નહી. જો તે નાસી જતાં ચાંચીયાઓના વહાણોની પુઠ નહી પકડે તો, તે મનવારને ખાડીમાં રાખી મુકી, કેરીસ્તાનો રસ્તો અટકાવી, તેને પકડી શકે, એમ હતું. પણ તેથી દરીઆઇ લુટારૂઓ સલામત છટકી જાય. કરવું શું? ચાંચીયાઓને વધુ શીક્ષા કરવી કે કેરીસ્તા વહાણ અને કદાચ તેની પરના કેપતન સ્તારકોસને પકડવું? કેરીસ્તાને પેલી ખાડીમાંથીજ જવું પડવાનું હતું. શું હેનરી પોતાના હરીફને આ વખતે પકડવાની ટક ગુમાવી દે? હા! હેનરીએ તે ટક જાણી જોઇ ગુમાવી. પોતાનો ખાનગી કીનો લેવાની વાત આ વખતે તેણે વીસારી દીધી, અને સામાન્ય લોકોના ભલાં માટે ચાંચીયાઓને કચડી નાખવાનું કામ તેણે વધારે પસંદ કીધું. કેરીસ્તા વહાણ વીજલીક ઝડપે સફર કરતું હતું, પણ તે પર બારીક ધ્યાન આપવાનો આ વખત નહી હતો. હેનરીના હુકમથી સીફેનતા મનવાર ચાંચીયાઓના નાસી જતાં વહાણોની દુંબાલે બેધડક જવા લાગી, અને તેમ કરી શકમંદ કેરીસ્તાને અને તેટલાજ શકમંદ તેના કેપતન સ્તારકોસને જવા દીધો.

એક કલાક સુધી મનવાર અને વહાણો વચ્ચે નાસવાની સરત ચાલુ રહી. ત્યાર પછી સીફેનતા મનવારે પોતાના એક દુશમન વહાણ પર એવી જગ્યાએ તોપનો ગોળો ફોડયો, કે સેજ પલમાં આખું વહાણ ઉડી ગયું, આ ગોલો તે વહાણ દારૂ કામ રાખવાના ઓરડામાં જઇ પડયો હતો, જે સલગી ઉડવાથી વહાણનો ચુરેચુરો થઇ ગયો હતો. આવો મામલો જોઇ બાકીના બે નાના વહાણોએ સીફેનતા મનવારની સામે વધુવાર થવાનું ડહાપણ ભરયું જોયું નહી, અને તેઓએ મનવારને તાબે થવાની નીશાન દખલ વાવટાઓ નીચે ઉતાર્યો. મનવારે આથી તરતજ તોપોનો મારો બંધ કીધો, ચાંચીયાઓને તેમના વહાણો પરથી બંધીવાન તરીકે પકડી લાવવા, હોડીઓ નીચે ઉતારી. હેનરીએ પુછેલા સવાલોનો જવાબ આપવા ચાંચીયાઇ-કાફલાના વડાએ સાફ ના પાડયું, અને તેથી તેનું નામ, વગેરે સઘલું હમેસ સુધી છુપું રહયું. તેજ પ્રમાણે તેના સોબતીઓએ પણ કસી ઓલખાણ આપી નહી, જેથી સઘલાઓને લાયક સીક્ષા કરવામાં આવીઃ એટલે કે તેઓને ફાંસાએ ચહડાવી દીધા.

આ કામ ખલાસ થયું કે હવે હેનરીનું સઘલું ચીત કેરીસ્તા વહાણે અને તેના નાખુદા સ્તારકોસે રોકયું. લડાઇ ચાલતી હતી, તે વખતે ચાંચીયાઓ સામે સીફેનતા મનવારને મદદ કરવાને બદલે કેરીસ્તા વહાણ શા માટે ચુપચુપ, વીજલીક ઝડપે ચાલી ગયું હતું? દરીયામાંના પીંડારાઓને શીક્ષા કરવાની દરેક પ્રમાણીક વહાણની તેમજ માણસની ફરજ છે, છતાં આ કેરીસ્તા વહાણ શા માટે કાંઇબી કરયા વગર જતું રહયું હતું? શું તે કાંઇ ઉંડી રમતમાં રમતું હતું? અને તે કઇ? આપણે તે ટુંક મુદતમાં જાણીશું.

જે ટેકાણુ ચાંચીયાઓએ પોતાનું કામ કીધું હતું,તેની વચ્ચમાંથીજ પસાર થવાની આ નાના વહાણ કેરીસ્તાએ શા માટે હીમ્મત કીધી હતી? જો પોતાનામાં લડવા યા મદદ કરવા જેટલી શકતી નહી હોય, તો તેવું દરેક પ્રમાણીક વહાણ એવે પ્રસંગે નજદીકના એકાદ બંદરમાં લંગર નાખી, પડી રહેવા, સલામતી ભરયું ધારે; પણ તેને બદલે તો આ કેરીસ્તાએ ઘણીજ વીચીતર રીત અખતયાર કીધી હતી. વારૂં! આ કેરીસ્તા હવે કયાં જતું હતું? તે કયે બંદરે ગયું હતું કે ત્યાં સીફેનતા મનવાર જઇ તેની ચાલનો ખુલાસો માંગી શકે? પણ સીફેનતા મનવારના કેપતનના હાથમાં હવે કસો ઇલાજ રહયો નહી હતો. કેરીસ્તા વહાણ પાસે ખુલાસો માંગવાનું કામ ભવીશ પર મુલતવી રાખવું પડયું હતું.

તા૦ ૩૦ મી એપ્રીલે સીફેનતા મનવાર સેલોનીકા ખાતે જઇ પુગી. એટલા વખતમાં કાંઇ જાજું જાણવા લાયક બન્યું નહી. પણ સેલોનીકા ખાતે જઇ પુગતાંજ હેનરીને ખબર મળી કે રસીયાએ તરકીશ સરકારની સામે ખુલ્લે ખુલ્લી લડાઇ જાહેર કીધી હતી, અને પેલાં ત્રણ સંપીલાં યુરોપ્યન રાજયોએ જાહેર કીધું હતું કે ઇબ્રાહીમના લશકરની મદદે, સમુદ્ર મારફતે જનારાં, લશકરને અટકાવવામાં આવશે.

પણ તા૦ ૧૦ મી મેએ હેનરી માટે એક બીજી અગતયની ખબર બાકી હતી. તે દહાડે રાતે આસરે સાતેકનો અમલ થયો હતો, તે વખતે પોતાની કેબીનમાં પેસતાં હેનરીને પોતાને નામની એક ચીઠી ટેબલપર મુકેલી મલી. તેણે આ ચીઠી ઉંચકી, અને ફાનસની મદદથી સરનામું વાંચ્યું. સરનામું નીચે પ્રમાણે હતું:-

" સીફેનતા મનવારના સરદાર કેપતન હેનરી ડો' આલબરેટને પુગે "

હેનરીએ તેના અક્ષર તરતજ ઓલખ્યા. સીઓ ખાતે તેને જે ચીઠી મલી હતી, તે ચીઠીમાંના અક્ષર જેવાજ આ ચીઠીના અક્ષરો હતા. વળી આગલી ચીઠીની પેઠેજ ચીઠીની નીચે કોઇએ પણ સહી કીધી નહી હતી. આગલી ચીઠી તેને ટપાલમાં મલી હતી, જયારે આ તેની મદદ વગર આવી ટેબલપર પડેલી હતી. આ ચીઠી નીચે પ્રમાણે હતી:—

' જો કેપટન હેનરી આરકીપેલેગો ઓલંગી જઇ સ્કારપેનતો ટાપુની નજદીકના ભાગ પર સપટેમબર માસના પેહેલાં અઠવાડયાંમાં સીફેનતા મનવારને લઇ જશે, તો ત્યાં તેને લાયકનું કામ મલશે. '

નહી તેનીપર તારીખ હતી કે, નહી તે પર કોઇની સહી હતી. કેપતન એક કલાક અગાડી જયારે પોતાની કેબીન છોડી ગયો, ત્યારે ત્યાં આ ચીઠી નહી હતી. પણ તે વખત પછી પાછાં ફરતાં તેને આ ચીઠી જડી હતી. તેટલા માટે એટલાજ વખતના અરસામાં આ ચીઠી કેબીનની ટેબલપર મુકવામાં આવેલી હોવી જોઇએ.

હેનરીએ ઘંટ અફાલ્યો. કેબીનમાં એક ખલાસી દાખલ થયો.

'જયારે હું તુતકપર હતો, ત્યારે કેબીનમાં કોણ દાખલ થયું હતું?'

' કેપટન! કોઇ નહી.' કેબીનના બારણા આગલ બેસી રહી કેબીનની ચોકસી રાખનાર ખલાસીએ ઉતર વાલ્યો.

' કોઇ નહી? પણ કોઇબી અહીં દાખલ થયલું તો હોવુંજ જોઇએ.'

' નહી, કેપટન! કારણ કે હું બારણા આગલજ બેસી રહયો હતો.'

' ઠીક!'

ખલાસીએ સલામ કીધી, અને બાહેર જતો રહયો.

' જો કોઇ બારણા વાટેજ દાખલ થયું હતે તો તેને એ જોતે. પણ અંધારાંમાં કોઇ બારી કુદાવી, અંદર દાખલ થયું નહી હોય?'

પણ બારી વાટે અંદર કોણ દાખલ થઇ, આ ચીઠી મુકી ગયું હશે ?

લાંબો વીચાર દોડાવ્યા પછી હેનરીએ ઠરાવ્યું કે તેણે કોઇને એ બનાવ કહેવો નહી. તાડરોસને વટીક એ બીનાથી વાકેફ નહી કરવાને તેણે ઠરાવ્યું. ચીઠીમાં જણાવેલાં મડક તરફ ઉપડી જવાને તેણે નક્કી કીધું.

હેનરીએ તે ચીઠી સંભાલથી પાછી વીંટાલી, અને ઠાવી મુકીને, મનવારની નવી સફર માટે નવા હુકમો આપ્યા. થોડા દીવસમાં તેઓ સ્કારપેન્તો તરફ ઉપડી ચાલ્યા. તેઓ રસ્તામાં બારીક નજર રાખતા હતા, કે જેથી લુટારૂ વહાણો તેમના સપાટામાંથી છટકી જવા પામે નહી. તા૦ ૨૭ મી ઓગસ્ટે તેઓ ક્રીતની છેક ઉતરે આવેલી મેતેલાની ભુશીર આગલ હતા. અહીંવેર સીફેનતા મનવારને કશું જાણવા જોગ મલ્યું નહી. વચ્ચમાં વચ્ચમાં નાના મછવાઓ અને પડાઉઓ મલ્યા. તે સીવાય મોટાં વહાણો બહુજ જુજ નજરે પડયાં હતાં, અને તેબી લુટારૂ નહો હતાં. ઉપલી ભુશીર આગલથી હવે મનવારને તેની ધારેલી જગ્યા—એટલે સ્કારપેનતો—આગલ સીધ્ધી હંકાલી લઈ જવાનો હેનરીનો વીચાર હતો. પણ તા૦ ૨૯ મી ઓગસ્ટની સાંજે એક બનાવ બન્યોઃ જેથી તેને પોતાની આગલી ગોઠવણ તરત વેલા મુલતવી રાખવી પડી. તે તારીખે સાંજે છ વાગ્યા હતા, અને કેપતન હેનરી તથા મનવારના બીજા થોડાક અમલદારો સુકાન ભણીના તુતકપર ઉભા રહી મેતેલાની ભુશીરનો રમણ્ય દેખાવ જોવા પડયા હતા. તેટલાં ડોલ ઉપરના તબકપર ઉભો રહી ચોકાસી કરતા. એક ખલાસીએ મોટેથી બુમ પાડીઃ—

'એક વહાણ! ડાબી બાજુએ!'

તરતજ જણાવેલી જગ્યા ભણી દુરબીનો ઉંચકવામાં આવી.

'હા! કીનારાની નજદીક એક મોટું વહાણ જણાયછે ખરૂં!' હેનરીએ જણાવ્યું.

'પણ એ કીનારાની એટલું બધું નજદીક શા માટે ગયું હશે?' તોદરોસને સમજ પડી નહીઃ તથી તેણે પુછયું 'પણ એ પોતાનો વાવટો દેખાડે છે કે?'

'નહી, સાહેબ!' એક અમલદારે ઉતર વાલ્યો.

'પણ આસપાસ મોટા મોટા ખડકો આવ્યા છતાં, તે જાણે છુપાતું હોય, એમ શા માટે લંગર નાખી પડયું છે?' તોદરેસે પુછયું.

'મને બો એ જરા શકમંદ લાગે છે!' હેનરીએ દુરબીન પેલાં વહાણ ભણીજ તાંકી રાખી ઉતર વાલ્યો. 'પણ કેપતન તોદરોસ! રાતે આપણી નજર આગલથી એ છટકી નહીં જાય; માટે એની પર મજબુત ચોકાસી રખાવજો. આપણે પણ આજે રાતના અહીંજ લંગર નાખી પડી રહીશું. પણ તેઓની નજર આપણાપર પડવા આપણે માંગતા નહી હોવાથી મનવારની બાહેર જણાતી સઘલી બતીઓને સલગાવવી નહી.'

જરૂર જોગા હુકમો આપવામાં આવ્યા, અને જરૂર જોગી ગોઠવણો પણ સેજ વખતમાં કરવામાં આવી. રાતના ઘણું ધુમસ પડયું હતું. સહવારૂં પડતાંજ હેનરી તુતક પર જઈ ઉભો, અને ધુમસ નીકલી જવાની આતુરતાથી રાહ જોવા લાગ્યો. સાત વાગતે ધુમસ નીકલી ગયું, અને સઘલી દુરબીનો પુર્વ તરફ તાંકવામાં આવી.

વહાણ હજુ જયાંનું ત્યાંજ હતું, બલકે કીનારાની વધુ નજદીક હોય, એમ લાગતું હતું. મનવારથી તે ઓછામાં ઓછી છ માઈલની વેગલાઇએ હોય, એમ જણાતું હતું. વહાણ હવે ઉપડયું. મનવારે પણ ઉપડવાની તઈઆરી કીધી. સડો પાછાં ચહડાવવામાં આવ્યાં. મનવારે તોપ ફોડી પોતાની હાજરીની ખબર આપી, પણ પેલાં વહાણે, તોપનો અવાજ જાણે સાંભલ્યો નહી હોય, તેમ તે ચુપચુપ આગલ વધવા લાગ્યું. સીફેનતા મનવારે આથી તેની પુઠ પકડી.

સહવારના દશ વાગતે બન્ને વચ્ચેનો તફાવત ફકત ચાર માઈલ જેટલો હતોઃ આથી મનવાર પરના માણસો પેલાં વહાણનો દરેક ભાગ દુરબીન મારફતે બરાબર જોઈ શકતા હતા. તે વહાણ વીશ તોપો ધરાવતું હોય, એમ જણાતું હતું.

'વાવટો ચહડાવો!' હેનરીએ હુકમ કીધો. તરતજ સીફેનતા મનવારના ડોળ પર વાવટો ચહડયો.

'એક તોપ ફોડો' બીજો હુકમ નીકલ્યો. સેજ વખતમાં તોપ ફુટવાનો અવાજ દરેકે સાંભલ્યો. આ પરથી ખુલ્લું હતું કે મનવાર પેલાં વહાણ કયા દેશનું છે, તે જાણવા માંગતી હતી. પણ વહાણે એનો કસો ઉતર વાલ્યો નહી. તેણે વળી પોતાની ઝડપમાં કસો ફેરફાર કીધો નહી.

'એની વરતાણુક જરા તોછડી છે!' એક ખલાસીએ જણાવ્યું.

એક બીજી તોપ ફોડવામાં આવી. પણ એનોબી પેલાં વહાણે કસો ઉતર વાલ્યો નહી. તે કોઇનીબી દરકાર કરતું નહીં હોય, એમ જણાતું હતું.

આથી મનવાર પર વધુ સડો ચઢાવી ઝડપ વધારવામાં આવી; અને તે પેલાં વહાણની દુંબાલે ગઇ. પેલાં વહાણે એકબી સડ વધારયું નહી, પણ આગલ હતાં તેટલાંજ રાખી મુકયાં; અને તોપણ અજાયબ જેવું તો એ હતું કે મનવારથી આગલનો જેટલોજ તફાવત તે રાખતું હતું. સેજ વખત રહી વહાણે એક સડ કમી કીધું, પણ બન્ને વચ્ચેનો તફાવત તો જેટલોને તેટલોજ રહયો!

'આહ! એ સ્તીમ એનજીન પર મુસ્તાક છે!' એક ખલાસી પોકારી ઉઠયો.

'પણ ધુંમાડો કયાં છે જે?' બીજા ખલાસીએ પુછયું.

'કડાચ દરીઆના પાણીમાં એ ધુમાડો ખાલી કરતું હશે!'

ખરી રીતે બોલતાં મનવારપરના દરેક જણ આ વખતે ઉસકેરાઇ ગયું હતું. સીફેનતા મનવાર પાસે નજદીક બે માઇલ ગોળો દુર જાય, એવી ત્રીશ રતલી તોપ હતી: તેથી એક વખતે વહાણ નજદીકમાં આવતાંજ તે ટોપ ફોડવામાં આવી. પણ તે વહાણથી વીશ વાર દુર જઇ પડયો. આ બનાવ જોઇ, વહાણે સડો ચઢાવ્યા વગર પોતાની ઝડપ વધારી, અને એક બે કલાકમાં તો મનવારથી ઘણે દુર ગઇ. ત્યાર પછી વહાણે પાંચ માઇલ જેટલો તફાવત રાખી મુકયો. બીજે દીવસબી એ પ્રમાણેજ ગયો. પણ ત્રીજે દહાડે સહવારના સાત વાગતે વહાણે પોતાની દીશા બદલી, અને વલાણુ લીધી.

'શું એ સ્કારપેનતો ખાતે જવા માંગેછે?' હેનરી અજાયબી થઇ બોલ્યો.

તે દહાડે બપોરના આસરે એક વાગતે બન્ને વચ્ચેનો તફાવત ફકત ત્રણ માઇલ જેટલો હતો. થોડાક ગોળાઓ મનવારે વહાણ ભણી ફેંકયા, પણ તે વહાણને ઇજા નહી પુગાડતાં દરીઆમાં પડયા. તે વહાણની નજદીક જવા પણ પામતા નહી હતા.

સીફેનતા મનવાર પરના માણસોએ ધારયું કે સ્કારપેન્તોના બારામાં તેઓ પેલાં વહાણને મલશે: કારણ કે વહાણ સ્કારપેન્તો તરફજ જતું હતું, જેની ટેકડીઓ પણ હવે દુરથી દીસવા લાગી હતી.

પણ સાંજે પવન બદલાયો, અને વહાણ વધુ અને વધુ દુર જવા લાગ્યું. રાતના સાત વાગતે સીફેનતા મનવારની નજર આગલથી પેલું ભેદી વહાણ ગુમ થઇ ગયું હતું! મનવાર હવે સ્કારપેનતોની ઘણી નજદીકમાં હતી.

આ સ્કારપેન્તો ટરકીશ સતાવાલાઓના હાથમાં હતું; અને ત્યાં ગુલામોનો બોહોલો વેપાર ચાલતો હતો. ગુલામોને સરકારે ઠરાવેલા એક કાજીની હાજરીમાં વેચવામાં આવતા, અને દર ગુલામ દીઠ કાઝી પોતાની ચોકસ હકસાઇ વસુલ કરતો હતો. બજારમાં એક ઠેકાણે ગુલામોનું લીલાંઉ થતું, જે વખતે કાઝી એક ઉંચા માચરાપર બેસતો, જયારે લીલાંઉ કરનારો પોતાના હાથમાં એક દાંગ રાખી ઉભો ઉભો લેનારની બીડ બોલતો હતો. સાંજે બરાબર પાંચને અમલે કીલ્લાપરથી એક ટોપ ફોડવામાં આવતી, જેનો અવાજ સંભલાતાંજ લીલાંઉ બંધ કરવામાં આવતું, અને તે વેલા જેની છેલ્લી બીડ હોય, તેને ગુલામો વેચવામાં આવતા હતા. આ તોપનો અવાજ સંભલાયા પછી કોઇથીબી વધુ બીડ થઇ શકતી નહી હતી.

ખુદ તરકીશ સરકાર પોતે પોતાના બંધવાઓનું લીલાંઉ કરી જે પઇસા વસુલ થતા, તેમાંનો ચોક્કસ ભાગ તીજોરીમાં મુકવા શરમાતી નહી, જયારે બીજો ભાગ હાકેમના ખીસામાં અને કાઝીની તીજોરીમાં જઇ પડતો હતો.

સ્કારપેન્તોમાં આરકેસા નામનું એક કીલેબંદીવાલું નાનું જેવું શેહેર હતું. આ શેહેર સમુદ્ર તરફ આવેલું હોવાથી તે એક બંદર તરીકે વપરાતું હતું, અને તેથી ગુલામોને આફ્રીકા તરફ વેચવા માટેની સેહેલાઇ મલવા માટે તેઓનું લીલાંઉ એ શેહેરમાંજ થતું હતું. આ લીલાંઉમાં દરેક જાતવાલાઓ ભાગ લઇ શકતા હતા.

સોફેનતા મનવાર જે વખતે ઉપલાં બંદર ખાતે જઇ પુગી, તે વખતે આરકેસામાં લીલાંઉથી વેચાનારા બંધવાઓની મોટી સંખ્યા હતી. તેમનું લીલાંઉ તા૦ ૩ જી સપટેમબરે થવાનું હતું. આ બંધવાઓનો મોટો ભાગ લડાઇઓમાં તરકીશ સતાવાલાઓને હાથ પકડાયલા બંધવાઓનો હતો; જયારે બાકીનાઓને એક યુનાની વહાણ પરથી પકડવામાં આવ્યા હતા. આ વહાણ ત્યુનીસથી ઉપડેલું હતું, પણ રસ્તામાં યુનાનની દુશમન તરકીશ સરકારે જપત કીધું હતું, અને તેમાંના મરદો, ઓરતો, અને બાલકોને આરકેસા ખાતે લીલાંઉથી વેચવા માટે લઇ જવામાં આવ્યાં હતાં.

ઉપર કહી ગયાં તેમ, તા૦ ૩ જી સપટેમબરે આ સઘલા બંધવાઓનું લીલાંઉ થવાનું હતું, જે દહાડે સહવારથી સ્મીરના અને એશીઆ માઇનરના બીજાં ઘણા શેહેરોમાંથી ત્યાં ગુલામના વેપારીઓ અને તેમના આડત્યાઓ આવી બજારમાં એકઠા થયા હતા. ત્યાં તેઓ ગુલામોની સંખ્યા, ખુબસુરતી, વગેરે સઘલું અગાડીથી જાણી લઇ, બીડની રકમ ધારી મુકતા હતા. આ વખતે જઠહો પુસ્કલ હતો, અને ઓલજીયર્સ, ત્રીપોલી, ત્યુનીસ વગેરે ઠેકાણે ગુલામોની ઘણી અછત હતીઃ જેથી ભારે રસાકસી ચાલવાની વેપારીઓ અને આડત્યાઓ આશા રાખતા હતા. સાંજે પાંચ વાગતે કીલ્લા પરથી એક તોપ ફુટવાની હતી, જેના ફુટવા સાથે લીલાંઉ પુરૂં થવાનું હતું.

કાઝી સાહેબ બીરાજયા, અને તેણે પોતાની હમેસની એક ઉંચી બેઠક પર જગ્યા લીધી. તે તરકીશ સરકાર તરફથી નેમાયલો હતો. તેના માથાં પર કપડાંનું એક છત્ર હતું, કે જેથી તડકું લાગે નહી. તેની પાસેજ એક જાહેર પોકારનાર પોતાના હાથમાં એક લાંબી દાંગ પકડી ઉભો હતો. પોકારનાર ઉતાવલથી પોતાનું કામ કરતો નહીઃ કારણકે મોટી રીકજીક સાંજે પોનાપાંચ અને પાંચની વચ્ચે થતી હતી.

લીલાંઉ શરૂ થયું. સઘલા બંધવાઓનું સામતું લીલાંઉ થવાનું હતું. તેમને છુટાં છુટાં વેચવામાં આવતાં નહી હતાં. માટે આ સઘલા બંધવાઓની પેહેલી બીડ સ્મીરનાના એક વેપારીએ દશ હજાર રૂપ્યાથી શરૂ કીધી.

'દશ હજાર રૂપ્યા!' દાંડીયાએ પોકાર કીધો. ત્યાર પછી જાણે ઠાકી ગયો હોય અને આરાયશ લેવા માંગતો હોય તેમ તેણે પોતાની આંખ્યો મીંચી. પેહેલા કલાકમાં બીડ દશ હજાર પરથી વધી અઢાર હજાર રૂપ્યા પર ગઇ. હવે વેપારીઓનું એક ટોલું એક ઠેકાણે ઉભું, અને પોત પોતામાં કાંઇ મસલત કરવા લાગ્યું. તેઓ સંપ કરી સસતે ભાવે ગુલામો પડાવી લેવા માંગતા હતાઃ કે જેમ તેઓ ઘણું ખરૂ કરતા હતા. લીલાંઉ કદી પણ મુલતવી રાખવામાં આવતું નહી હતુંઃ જેથી વેપારીઓ ફાવી શકતા હતા. તેઓએ આ વેલા પોતાનો ઠરાવ કીધો. બીજાઓ ગમે તો વધે, પણ તેઓમાંના કોઇએબી પોના પાંચ વાગતાની અંદર બીડ મુકવી નહી, અને ત્યાર પછીજ તેઓએ વધવું. પણ તેટલાં એક સખસના આવવાથી તેઓને પોતાનો ઠરાવ તે દહાડે મુલતવી રાખવો પડયો.

સાંજે આસરે ચાર વાગતે બજારમાં બે સખસો હલવે હલવે હીંડતા દાખલ થયા. તેઓ આરકેસાના સાધારણ બંદર ભણીથી નહી, પણ એક પડત પડેલાં અને બીજી દીશાએ આવેલાં બંદર ગમથી આવેલા દીસ્યા હતા.

તેઓની આ ન ધારેલી હાજરીથી પેલાં એકસંપી વેપારીઓમાં કાંઈ જેવો તેવો ધભરાટ ઉપજ્યો નહી હતો. દેખીતી રીતે આ બે નવાઓની બીડ પર ચઢાવો કરવાની કોઈબી વેપારીની શકતી હોય, એમ જણાતું નહી હતું.

'યા અલ્લાહ!' એક વેપારી પેલા સખસોમાંના એકને દુરથી જોતાં બોલ્યો 'એ તો નીકોલસ સ્તારકોસ પોતેજ દેખું!'

'અને તેનો પેલો કંગાલ મદદગાર સ્કોપેલો પણ!' એક બીજો બોલ્યો.

ત્યારે આ તો પેલાજ બે સખસો હતા, જેઓને આપણે ઓલખી ગયાં છીએ. તેઓ ઠેઠ આરકેસા ખાતે આવ્યા હતા; અને પેલા વેપારીઓના બોલવા પરથી અને તેમનામાં પેવસ થયલા ધભરાટ પરથી ખુલ્લું જણાતું હતું કે તેઓ ત્યાં વારંવાર હાજરી આપતા હોવા જોઈએ. એકથી વધુ વખત તેઓ મોટી બીડ કરી ગુલામોને આફ્રીકાના બજારમાં વેચતા જણાયા હતા. તેઓ પાસે મોટી દોલત હોવી જોઈએ, નહીંતર તેઓ ગુલામોનો મોટો વેપાર કરે નહી. તેઓ પાસે એટલું બધું નાણું કયાંથી આવતું હતું, તે માટે આરકેસાના વેપારીઓ વીચારમાં પડતા હતા. પણ એક હાથપર આ બે નવાઓના જઈ પોહોંચવાથી વેપારીઓમાં ધભરાટ ઉપજ્યો હતો, જ્યારે બીજા હાથ પર કાજીને મોટો સંતોષ થયો હતોઃ કારણ કે જેમ વધુ બીડ થાય, તેમ તેના પ્રમાણમાં તેની હકસાઈ પણ વધુ મલે.

સેજ નજરમાં સ્કોપેલોની અનુભવી આંખે, ગુલામોની કીમ્મત જાણી લીધી. એ કામમાં તે ઘણો બાહોશ હતો. તેણે સ્તારકોસના કાનમાં કાંઈ ફુંક મારી, જેણે ડોકું ધુનાવી 'હા' માં ઉતર વાલ્યો.

બંધવાંઓને પણ પેલાઓના આવવાથી વેપારીઓના જેટલો ધભરાટ ઉપજ્યો હતો. સ્તારકોસ અને તેના સોબતીઓની ખુની અને હેવાન્યત ચાલથી તેઓમાંના લગભગ સઘળાં જાણીતા હતાં. બંધવાંઓનો ધભરાટ જોઈ એક લાંબી પણ જઈફ આ બંધવીએ પોતાની નજર ઉંચે કીધી પેલા નવા આવનારાઓને જોતાંજ તેણી ઝનુનથી ઉઠી, અને આગલ વધવા ગઈ, પણ તેટલાંજ કાંઈ યાદ આવવાથી તે પાછી બેસી ગઈ, અને પોતાનો ચેહરો છુપાવવા માટે લુંગડું વીંટાલવા લાગી. આ સ્ત્રીને પેલા નવા આવનારાઓમાંના કોઈએ જોઈ ન હતી.

વેપારીઓ સ્તારકોસ અને તેના સોબતીની હીલચાલ ચુપચુપ તપાસવા લાગ્યા. તેઓ તેમને એક શબ્દ પણ કહેતા નહી હતા. શું તેઓ બીડ કરવા આવ્યા હતા? આફ્રીકાના બારબરી સંસથાનના બેઓ અને પાશાઓ વચ્ચે સ્તારકોસના સંબંધની વાતથી વેપારીઓ જાણીતા હતા.

વેપારીઓએ થોડીક પલમાં તેમના આવી પુગ્યાની મતલબ જાણી. પોકારચી છેલ્લી બીડ મોટેથી પાછો બોલ્યોઃ—'અઢાર હજાર રૂપ્યા!'

'ચોવીશ હજાર રૂપ્યા!' સ્કોપેલોએ મોટેથી બુમ પાડી. હમેસાં તે સ્તારકોસ તરફથી બોલતો હતો.

'ચોવીશ હજાર રૂપ્યા!' પોકારચીએ બીડ જણાવી.

વલી પાછા વેપારીઓ, જુદી જુદી ટોલીઓમાં વેંહેંચાઈ, મનસુબો કરવા લાગયા; જેમ કરતાં પા કલાક વીટી ગયો. લીલાઉ પુરૂં થવાને હવે ફકત પોણો કલાક બાકી હતો. વેપારીઓની ટોલીઓ મસલત કરવામાં રોકાઈ હતી, જે વખતે સ્તારકોસ બેદરકારપણે આસપાસ ફરવા લાગયો. દરેક જણની ખાતરી હતી કે, આખરે એજ સઘળાઓને ખરીદ કરશે, તોપણ પોતાને પાલવતો ભાવ કહેવામાં કશું ખોટું નહી હોવાથી વેપારીઓમાંના એકે સતાવીશ હજારની બીડ કીધી.

'સતાવીશ હજાર રૂપ્યા!' પોકારચીએ જણાવ્યું.

'ત્રીશ હજાર!' આ વખતે સ્તારકોસ પોતે બોલ્યો હતો.

એમ કેમ? સ્તારકોસ કદીબી પોતાને મ્હોંડે બીડ નહી કરતા હતો, અને આજે એમ કેમ? એને શું થયું?

એનું કારણ એ હતું કે આસપાસ ફરતાં સ્તારકોસની નજર એક સ્ત્રીપર પડી, જેણી એક શખસના હાથમાં બેશુદ્ધ થઈ પડેલી હતી. પેલા સખસની નજર સ્તારકોસ પર પડતાંજ તે ઉડવા ગયો, અને તેજ વેલા પેલી સ્ત્રીએ પોતાની આંખ ઉઘાડી. તેણીએ તરતજ જોયું કે તે કેરીસ્તા વહાણનો કપતાન પોતે હતો.

'હાનાઈન!' સ્તારકોસ બોલી ઉઠયો.

ખચ્ચીત! તે સ્ત્રી કોઈજ નહી પણ હાનાઈન એલીઝનડો પોતે હતી, અને તેણીની સાથનો પેલો સખસ ક્ષારીસ હતો.

હાનાઈનને જોતાંજ સ્તારકોસમાં જીવ આવ્યો. તે ઉસકેરાઈ ગયો? શા માટે? તેના સપાટામાં કરોડપતી એલીઝનડોની વારેસ હતી. આ કરોડો રૂપ્યા હવે તેના સપાતામાં આવ્યા હતા, એમ તેણ ધારયું.

'ત્રીશ હજાર રૂપ્યા!' પોકારચી બોલ્યો.

સારાચારનો અમલ થયો હતો. હજુ ત્રીશ મીનીટ બાકી હતી. જયાર પછી તોપ ફુટવાની હતી, અને તોપના ફુટવા સાથે લીલાઉ પુરૂં થવાનું હતું. પણ વેપારીઓએ વધુ વધવાને દહાપણ ભરયુ ધારયું નહી, અને તેઓ ત્યાંથી જતા રહેવા તઈઆર થયા: આથી કેરીસ્તા વહાણનો નાણદાજ સઘલો માલ ખરીદશે, એમ ભાસવામાં આવ્યું. તોપણ સ્મીરનાના એક વેપારીએ એક છેલ્લી બીડ કરવા તજવીજ કીધી.

'પાંતરીશ હજાર રૂપ્યા!' તેણે પોતાની બીડ કીધી.

'ચાલીશ હજાર!' સ્તારકોસ તરતજ બોલ્યો.

'ચાલીસ હજાર રૂપ્યા!' પોકારચીએ ખબર આપી. ત્યાર પછી એક લાંબી ચુપકીડી ફેલાઈ. વેપારીઓએ ઇસારત કીધી, અને પેલો વેપારી જવા લાગયો, પણ તેજ વખતે સરવેની અજાયબી વચ્ચે કોઈએ બીડ કીધી કેઃ-

'પચાસ હજાર રૂપ્યા!'

સ્તારકોસે ફરી જોયું. અવાજ તેની પીઠ ભણીથી આવ્યો હતો. બંદર તરફથી કેટલાક ખલાસીઓ ત્યાં આવી ચહડયા હતા, જેમની હરોલમાં તેઓનો એક અમલદાર દીસતો હતો.

'હેનરી ડી આલબરેત!' સ્તારકોસ અજાયબીથી પોકારી ઉઠયો 'અહીંઆં? હેનરી અહીંયાં?'

હા! હેનરી ત્યાં દઇવયોગે જઈ પુગ્યો હતો. પોતાના માણસોની ઇચ્છાથી તે તેમને આરકેસાનું પ્રખ્યાત બજાર દેખાડવા લાવ્યો હતો, અને તેથી ઘણી અજાયબી વચ્ચે તે લાંબો વખત થયાં ચુપચુપ આ બનાવ જોયા કરતો હતો. સ્તારકોસની મોટી બીડનું કારણ તે ચેટી ગયો હતો.

બન્ને હરીફો ત્યાં એકઠા મલ્યા હતા! બન્ને હરીફો એકેક સામું જોતા હતા! બન્ને હરીફો બીડ કરવા માટે સરસા સરસી કરવાના હતા!

હાનાઈન પેલા કરપીન સ્તારકોસના સપાટામાં જવાની ઘડીમાં હતી, અને તેથી તેણી ક્ષારીસના હાથમાં બેશુદ્ધ થઈ પડવા જતી હતી. તેટલાંજ તેણીએ હેનરીનો સાદ સાંભલ્યો. તેણીએ તેની તરફ જોયું. હા! તે હેનરી પોતે હતો. ખુશાલીથી તેણીની આંખો ચમકવા લાગી! હેનરીએ નીશાણ કરી જણાવ્યું કે હવે તેણીને ધાસ્તી રાખવાનું કસું કારણ રહયું નહી હતું. પણ સ્તારકોસે તેથી ઉલટુંજ મત બાંધ્યું હતું. ગમે તે ભોગે બીડ પોતાના નામ પર ટોકાવવાની તેને આશા હતી, અને તેમ થયલું જોવા માટે તે ઘણો આતુર હતોઃ તેથી તે ઉસકેરાઇ બોલ્યોઃ—'સાઠ હજાર રૂપ્યા!'

'સીતેર હજાર રૂપ્યા!' સ્તારકોસ ભણી સેજબી નજર ફેંકયા વગર સીફેનતા મનવારના કેપતને બીડ કીધી.

કાઝી આથી ઘણો ખુશ થયો, જયારે વેપારીઓ અજાયબીથી આ શકજક જોવા લાગ્યા. તેઓ ખુશ તો થયા કે સ્તારકોસને માથેનો પણ એક નાડલી આવ્યો હતો.

સ્કોપેલોએ પણ હવે સઘલો મામલો જોઈ લીધો, અને તેથી તેણે સ્તારકોસને હરીફાઇના મેદાનમાંથી નીકલી જવા સલાહ આપી

પણ સ્તારકોસે તેના બોલવા પર કશું મચક આપ્યું નહી. થોડીક મીનીટ સુધી પાછી ચુપકીદી ફેલાઇ ગઇ. લીલાંઉ બંધ થવાને હવે ફક્ત પાંચ મીનીટ બાકી હતી.

'સીતેર હજાર રૂપ્યા!' પોકારનારે છેલ્લી બીડ કહી.

'એંસી હજાર રૂપ્યા!' સ્તારકોસ ઉસ્કેરાઇ બોલ્યો.

'નેવું હજાર રૂપ્યા!' હેનરીએ સાંતપણે પોતાની બીડ કહી. વલી પાછી ચુપકીડી ફેલાઇ.

'એક લાખ રૂપ્યા!' સ્તારકોસે મોટેથી બુમ પાડી.

'એક લાખ દશ હજાર રૂપ્યા!' હેનરીએ જણાવ્યું.

'એક લાખ વીશ હજાર રૂપ્યા!' સ્તારકોસે હવે જનુનથી જણાવ્યું,

આ વખતે હેનરીએ તરતજ પોતાની બીડ કીધી નહી. તેણે બીડ કરવા આંચકી ખાધી, એમ કોઇએ સમજવું નહી. તેણે નહી કીધી, તેનું કારણ એકે સ્તારકોસને પોતાના બેવકુફી કામથી વારવા માટે સ્કોપેલો તેને ધસડી લઇ જવા માગતો હતો, જે જોવા પર તેનું ધ્યાન રોકાયુ હતું. સ્તારકોસે આસપાસ નજર ફેંકીઃ તો તેજ ઘડીએ પેલી બુઢી સ્ત્રી ઉઠી ઉભી થઇ, અને પોતાનો ચેહેરો સ્તારકોસને દેખાડી પાછી બેસી ગઇ. સ્તારકોસે આ ચેહેરો તરતજ ઓલખ્યો. તે એ જોઇ બેચાર દગલાં પાછલ હઠી ગયો. તેનું ધ્યાન તેણી તરફ રોકાયું. એજ વેલા કીલ્લા તરફથી વીજલીનો એક ચમકારો થયો, અને તેજ ઘડીએ હેનરી પોકારી ઉઠયો કેઃ—'એક લાખ ત્રીશ હજાર રૂપ્યા!'

ત્યાર પછી તરતજ તોપનો અવાજ સંભલાયો, અને લોકોએ 'હુરરેએ' નો પોકાર કીધો.

આ જોઇ સ્તારકોસે પોતાની નજદીક ઉભેલા સ્કોપેલોને એક એવોતો આંચકો મારયો, કે સ્કોપેલોને જમીન માપવી પડી. પણ હવે ઘણું મોડું થયું હતું. સ્તારકોસે ટક ગુમાવી દીધી હતી. હવે જો તે બેને બદલે બાવીશ કરોડ રૂપ્યા આપવા માગે, તોપણ તે બીડ તેના નામ પર ચહડે નહી. હાન્નાઇન એલીઝનડો તેના સપાટામાંથી છટકી જવા પામી હતી, અને કદાચ હમેસ સુધી!

'ચાલ!' સ્તારકોસ બોખરા સાહડે સ્કોપેલો ભણી જોઇ બોલ્યો. અને તેજ વેલા તે બબડતો સંભલાયોઃ—'હા! એજ સઉથી સસતો અને સરસ ઉપાય છે!'

ત્યાર પછી હાન્નાઇન અને હેનરી વચ્ચે કેવાં પ્રેમથી મુલાકાત થઇ હશે, તેનું વરણન કરવું તદન અશકત છે.

લીલાંઉને બીજે દીને એટલે તા૦૪ થી સપટેમબરને દીને સીફેનતા મનવાર સઘલાં ગુલામોને લઇ આરકેસાથી ઉપડી ચાલી. કાજીને હેનરીએ એક હુંડી લખી આપી, જે કાજીએ ખુસાથી કબુલ રાખી. અલબતાં! આ ગુલામોને કાંઇ આફરીકા ખાતે વેચવાના નહી હતાં, પણ તેમને એકાદ યુરોપ્યન સંસથાનમા ઉતારી પાડવાના હતાં, કે જ્યાં ગુલામી નામની હઇયાતી હોય નહી. આ ગુલામોએ હેનરીની બીડથી પાછું પોતાનું છુટાપણું મેલવ્યું હતું, અને તેથી તેઓના દીલનો ઉભરો કેટલો બધો હશે તે વીચારવું સેહેલ છે. અલબતાં! હાન્નાઇનના સુખને ખાતર હેનરી પોતાથી બનતું સઘલું કરવા લાગ્યો, જેને જોઇ સઘલાંઓ કરવાં લાગ્યાં. પણ એક બુઢી અબલા તો એક ખુણામાં ભરાઇ રહી હતી. તેણી પોતાનો ચેહેરો હેનરી વટીકને દેખાડવા માગતી નહી હતી. આ સ્ત્રી કોણ હતી? આપણે તે હવે ટુંક વખતમાં જાણીશું.

પણ શું હાન્નાઇન અગાડીની પેઠે હાલ તવંગર હતી? નહી! ત્યારે તેણીની અખુટ દોલતનું શું થયું? આપણે તે આગલ ચાલતાં જાણીશું. પણ તેની અગાડી સીફેનતા મનવાર પર જે બનાવ બન્યો, તે તરફ પેહેલાં નજર દોડાવવી જોઇએ.

એક સહવારે હાન્નાઇન અને હેનરી તુતક પર બેઠા હતાં, અને પોતાના દુઃખ સુખની વાતો નીરાંતથી કરતાં હતાં. હાન્નાઇને અગાડીથી હે-

નરીને પોતાની દોલટ કેમ ખરચવામાં આવી, તેનો હેવાલ કહયો હતો, જ્યારે હેનરીએ તેણીને માટે કેવી શોધ ખોલ કીધી હતી, તે જણાંવ્યું હતું. આ વખતે તેઓ એકલાં બેસી વાત કરતાં હતાં, તેટલાં ક્ષારીસ તેઓની નજદીક આવ્યો, અને બોલ્યોઃ 'કેપટન!'

'મારા મીત્ર! શું છે?' ક્ષારીસને બોલતાં અચકી જતો જોઇ હેનરીએ પુછયું.

'ક્ષારીસ! તું શું કહેવા માંગે છે?' હાજાઇને પુછયું.

'હું કેપતનને કાંઇ કહેવા આવ્યોછું.'

'તે શુ?'

'એ કે મનવાર પરના ઉતારૂઓ—કે જેઓને તમોએ ખરીડયા હતા, પણ જેમને તમોએ ઉદાર દીલથી છુટાપણું બક્ષ્યું છે—ને કાંઇ વીચાર આવ્યો છે, અને તે વાચાર તમોને જણાવવા મને અહીં મોકલ્યો છે.'

'ક્ષારીસ! હું સાંભલું છું!'

'ત્યારે કેપતન! ઉતારૂઓ ધારે છે કે તમો હાજાઇન સાથે લગણ કરશો.'

'ખચ્ચીત!' હેનરીએ હસીને જણાવ્યું 'એમાં તે શી નવાઇ?'

'એટલુંજ! કે તમારા લગણ વખતે આ ઉતારૂઓ હાજર રહેવા માંગે છે.'

'ક્ષારીસ! મારે એમાં કસો વાંધો નથી. હું ખુશી થઇશ. આપણે યુનાન પુગતાંજ એ વાશે ગોઠવણ કરીશું.'

'ઠીક!' ક્ષારીસ ખુશાલીથી બોલ્યો 'પણ એ વીચાર કરયા પછી આ ભલા ઉતારૂઓના મનમાં એક બીજોબી વીચાર છે!'

'તે શું? સારો કે?'

'વધારે સરસ! તેઓ તમને અરજ કરે છે કે જે બારકસ પર તેઓને છુટાપણું મલ્યું, તેજ બારકસ પર તેમને છુટાપણું આપનારના લગણ થવાં જોઇએ!'

'કેમ હાજાઇન! તારો શો વીચાર?' હેનરીએ પુછયું. 'હાજાઇન, તું કબુલ થાય છે કે?'

હાજાઇને એના જવાબ તરીકે તેનો હાથ પોતાના હાથમાં લીધો.

'ક્ષારીસ! ઉતારૂઓને જણાવજો કે તેમની ઇચ્છા પ્રમાણે હું મનવાર પરજ અને તેમની હજુરમાં પરણીશ.'

'પણ એજ નથી.' ક્ષારીસે અચકીને જણાવ્યું.

'ક્ષારીસ! તેઓની બીજી શી મુરાદ છે?'

'તે એ કે તમારાં લગણ ભર દરીયામાં થવાં જોઇએ, અને તેબી કાલે! ઉતારૂઓમાં એક પાદરીછે, અને તેથી ઉ—'

'એક વહાણ!' એક ખલાસીનો અવાજ સંભલાયો. 'પશ્ચીમ ભણી!'

સઘલાંઓ તે દીશા ભણી જોવા લાગ્યાં. હેનરી તરતજ ઉઠયો, અને તેણે પોતાની દુરબીન મંગાવી. પણ તે આવી પુગી નહી, તેટલાં 'એક નાનો કાફલો!' નામનો અવાજ સંભલાયો.

હેનરીએ તેમજ બીજા અમલદારોએ પોતાના હાથોમાં દુરબીનો લીધી, અને પેલા ધસી આવતા વહાણોના કાફલા ભણી તાંકી.

હા! તે પાંચ વહાણોથી બનેલો નાનો જેવો કાફલો હતો. તે સાફેનતા મનવાર ભણીજ ધસી આવતો હોય, એમ જણાતું હતું.

'એઓ આપણી પર હુમલો કરવા માંગતા હોય એમ દીસે છે!' હેનરીએ પોતાનો વીચાર જણાવ્યો.

'મને બી તેમજ લાગે છે!' તોદરોસે મત આપ્યું.

'હથીઆરો સાથે તઇઆર!' હેનરીએ હવે ખુલ્લા સાદદે જણાવ્યું.

'પણ એઓ કોણ છે?' તોદરોસે પુછયું.

'તેઓ ઘણે દુર હોવાથી બરાબર જણાતું નથી. પણ આપણે થોડા વખતમાં જાણીશુ!'

પેલો કાફલો વધુ અને વધુ નજદીક આવતો દીસ્તો હતો. આખરે તે ઘણો નજદીક આવી પુગ્યો. હેનરીના હુકમથી મનવારે એક તોપ ફોડી, અને વાવટાઓથી નીશાણ કરી રેવાજ પ્રમાણે કાફલો કયા દેશનો હતો, તે જાણવા માંગ્યું. પણ એનો જવાબ કાફલાએ તરતજ વાલ્યો નહી.

'એઓ તોછડાઇથી વરતે છે. એને સવાદ ચખાડવો જોઇએ!' એક ખલાસીએ પોતાનો વીચાર આપ્યો.

'અરે! સ્કારપેન્તો જતાં આપણે જે વહાણની પુઠ પકડી હતી, પણ જે આપણા હાથમાંથી છટકી ગયું, તેજ વહાણ કાફલાની હરોલમાં દીસે છે!' તોદરોસ પોતાની દુરબીન કાફલા ભણી તાંકતાં બોલ્યો.

ખરેખર! તેમજ હતું.

'પણ એ વહાણનું નામ શું હશે? એ કયા દેશનું છે?' હેનરીએ પુછ્યું. 'મને તો એ લુટારૂ લાગે છે.'

'લેવો! એ પરજ વાવટો ચહડે છે!' તોદરોસ બોલ્યો 'આપણે હવે સેજ પલમાં જાણીશું.'

અને ખચ્ચીત! તેઓએ થોડી મીનીટમાં તે જાણ્યું હતું. જેવો વાવટો બરાબર ઉડવા લાગ્યો, કે તેઓએ તે પરનું નામ જોયું. વાવટા પર S અક્ષર લખેલો હતો!

'સેકરેતીફ!' એક ખલાસીએ મોટેથી જણાવ્યું.

'શું?'

'સાહેબ! સેકરેતીફ!'

'સેકરેતીફ' શબ્દ સંભલાતાંજ લગભગ સઘલા ખલાસીઓ તે તરફ જોવા લાગ્યા.

'હા! સેકરેતીફ! એજ સેકરેતીફ! સેકરેતીફ! આખરે સેકરેતીફ!' ખલાસીઓ મોટેથી બોલવા લાગ્યા.

'ચુપ!'

તરતજ સઘલાઓ બોલતા ચુપ રહયા.

'દરેક તોપો તઇઆર રાખો!' હેનરીએ હુકમ આપ્યો.

'ફાલતુ માણસોએ હથીઆરો તથા દારૂગોલા સાથે તઇઆર રહેવું!'

ફાલતુ ખલાસીઓ પાંચેક પલમાં તઇઆર થઇ ઉભા.

'ઉતારૂઓમાનાં કોઇએભી તુતક પર ફટકવું નહી!' બીજો હુકમ નીકલ્યો.

ઉતારૂઓ નીચે જવા લાગ્યાં

'કેપતન! ઉતારૂઓમાંના કેટલાક આપણી તરફથી લડવા માગે છે! તેઓમાંના કેટલાક તોપો તથા બંદુકો ફોડી જાણે છે, જયારે કેટલાક તલવાર ખંજરથી લડી જાણે છે. એ સઘળાઓ લડવા માટે તમારી પરવાનગી માંગેછે!' ક્ષારીસે થોડી વાર પછી આવી હેનરીને જણાવ્યું.

'તેમને જણાવો કે કેપતન તે માટે ઘણો ઉપકાર માને છે, અને જયારે જરૂર જણાશે, ત્યારે તેમની ખુશીથી મદદ લેશે! પણ હાલ તરત તો તેઓએ ચુપજ બેસવું! તેઓએ જરૂર વગર પોતાના જીવને જોખમમાં નાખવો નહી, અને હું તેમ નાખવા દેનાર પણ નથી!'

'હાજાઇન! પ્યારી હાજાઇન! તું મારી કેબીનમાં જા!' હેનરીએ પાસે ઉભેલી હાજાઇનને જણાવ્યું.

હાજાઇન આનાકાનીથી નીચે ગઇ.

'હવે મારા બેરાદરો!' હેનરીએ ખલાસીઓ ભણી જોઇ કહયું: 'આપણે જે લુટારૂઓને શીક્ષા કરવા માટે નીકલ્યા છે, તે લુટારૂઓ આપણી આગલ હીમ્મતથી પોતાની મેલે આવી ઉભા છે. આપણું એકજ વહાણ છે, જયારે એઓનો સરદાર પોતા સાથે બીજાં ચારને મદદે લાવ્યો છેઃ માટે આપણી હાલત જરા ખારાક છે. તોપણ દુરઅંદેસાથી જો આપણે કામ કરીશું, તો એ ઉછાછલાઓને એમને લાયકની સજા આપણે કરી શકીશું! તમોએ કસો ઘોઘાટ કરવો નહીઃ પણ મારા હુકમને બોલેબોલ તાબે થવું. જો દુશમન આપણી ઘણીજ નજદીક આવે, તોપણ તમોએ મારા હુકમ વગર કસું કરવું નહીં. હું તમારાં મન પર મજબુતીથી ઠસાવવા માંગું છું કે તમોએ હુલડાઇ વાપરી દુશમનો જોય તેમ, તમારો ચેહરો દેખાડવો નહી! આપણને આપણો બચાવ કરવા ઉપરાંત, જે કીમ્મતી જાણોનો તમોએ છુટકારો કીધો છે, તેમને પણ બંચાવવાની ફરજ તમારે માથે આવી પહોંચી છે! માટે તમોએ ખુબ ધ્યાનથી કામ કરવું! જાઓ હવે! સઉ પોતપોતાની જગ્યાએ ઉભા રહો!'

જેવું હેનરીનું ટુંક ભાષણ પુરૂં થયું કે ખલાસીઓએ અને તેમના અમલદારોએ કાનના બેહેર ફાડી નાખે, તેમ હુરરેના પોકારો કીધા, અને પછી સઉ પોત પોતાની નેમી આપેલી જગ્યા પર તઈઆર થઈ ઉભા રહયા.

પેલો કાફલો વધુ અને વધુ નજદીક આવ્યો, અને પછી તોપોના ગોલાઓથી લડાઈ શરૂ થઈ. બે કલાક એ પ્રમાણે નીકલી ગયા, જેટલા વખતમાં દુશમનોના બે વહાણો દરીઆમાં ગરક થયાં, જ્યારે સીફેનતા મનવાર પર થોડાંક માણસો જખમી થયાં. ફકત એકજ ખલાસી મરણ પામ્યો હતો. જખમી થયલાઓને નીચે લઈ જવામાં આવતા, જયાં તેમની સારવાર ઉતારૂઓ કરતાં હતાં. જખમી થવાથી જેવી એક જગા ખાલી પડતી, કે તરતજ તે જગ્યા પર બીજો ખલાસી આવી ઉભો રહેતો.

જો કે દુશમન લુટારૂઓના બે વહાણો ડુબી ગયાં હતાં, અને તેમનાં ઘણા માણસો મારયાં ગયાં તથા જખમી થયાં હતાં, છતાં, તેઓ જીવ પર આવી લડતા જણાતા હતા. તેઓ મનવારની વધુ અને વધુ નજદીક બેધડક ધસી આવતા હતા.

બીજો એક કલાક વધુ થયો, જેટલા વખતમાં સીફેનતા મનવારે પોતાના થોડાક બહાદુરોના જીવની અને દારૂગોલાની ખરાબી સાથે દુશમનોનું એક વધુ વહાણ ડુબાડી દેવા શકતીવાન થઈ હતી. પણ તેથી કાંઈ દુશમનો હઠી ગયા નહી. તેઓ હવે મનવારની છેક નજદીક આવી પુગ્યા. પેલું (સેકરેતીફ)ના નામનો વાવટો ધરાવનારૂં વહાણ હવે સીફેનતા મનવારની છેક નજદીક જઇ લાગ્યું. તરતજ લુટારૂઓ સીફેનતા મનવાર પર બેધડક ધસારો કરવા લાગ્યા. મનવારની હાલત હવે અતી બારીક થઈ પડી હતી. મનવાર પરનાં દારૂગોલાનો જઠો ખલાસ થવા આવ્યો હતો. પણ હવે દરૂગોલાનું ઘણું કામ રહયું નહી હતું. દુશમનો સાથે હાથોહાથ લડવાની ઘડી નજદીક આવી પુગી. મનવાર પરના માણસો લુટારૂઓ સાથે જીવ પર આવી લડયા, પણ લુટારૂઓની સંખ્યા અતી ઘણી મોટી હોવાથી તેમને હઠવું પડયું. મનવાર પરથી વાવટો નીચે ઉતરયો. સીફેનતા મનવાર લુટારૂ સેકરેતીફને તાબે થઈ હતી. લુટારૂઓ મનવાર પર ફરી વલ્યા, અને પોતાના સરદાર સેકરેતીફના હુકમથી દરેક જણને બંધીવાન કીધા.

જે વેલા લુટારૂઓ મનવાર પર ચઢી આવ્યા, તે વેલાએ હેનરીએ નીકોલસ સ્તારકોસને તથા તેના મદદગાર સોબતી સ્કોપેલોને જોયો હતો, અને તેથી તે તરતજ ચેતી ગયો કે હાજાઈનને પોતાના હાથમાં પાછી લેવા માટે સ્તારકોસે આ નવું રમખાન ઉભું કીધું હતું.

મનવારના માણસોને બંધીવાન કીધા પછી, સ્તારકોસે દરેકને એક ઠેકાણે બંધ રાખી કેદ કરવાનો હુકમ આપ્યો; પણ તેણે હેનરીને તથા હાજાઈનને છુટાંજ રાખવા પોતાના માણસોને ફરમાવ્યું. એમાં તેની મતલબ હતી; તે શી, તે આપણે જોઈએ.

'એ લુચ્ચા!' સ્તારકોસે હેનરી ભણી કીનાની આંખે જોઇ કહયું 'એ યુરોપ્યન કુત્તા! ગુલામોને છોડવી લઈ જવાનો સ્વાદ આ દાઠો કે?'

'તુંજ કંગાલ ખુનીને મુખથી એવા શબ્દોની આશા સદા બધાં રાખે છે. અને—'

'ચપ! તારી જબાં હવે બંધ કર.' સ્તારકોસ ખુની જેવો થઈ વચ્ચમાં બોલી ઉઠયો 'નહીંતર, તારા તુચ્છ પ્રાણને આ, ઘડીએ અને આ તારી માશુકની હજુરમાં સદાનો બંધ કરવાની મને ફરજ પડશે.'

'અરે જારે તારા જે—' હેનરી તીખાસથી કાંઈ બોલવા જતો હતો, પણ નીચેથી કાંઈ ખખડાત થવાથી તે બોલતો અચકી ગયો.

'તારે તારી જેહેરી જબાંનો ઉપકાર માનવો જોઇએ કે તું વધુ બોલ્યો નથી. હવે હું કહું છું તે સાભલ! જો તુંને તારો જીવ વહાલો હોય તો તારે ગુપચુપ તારી કેબીન (ઓરડા)માં હાલ તરત જવું. હાજાઈન તો અહીંજ રહેશે.'

'હું અહીંથી એક ડગલું પણ હાલવાનો નથી.' હેનરીએ મકકમપણે ઉતર દીધો. હાજાઈન આ વેલા તેની અડોઅડ ધ્રુજતી ઉભી હતી. તેણીનો એક હાથ હેનરીએ પોતાના દસ્તમાં મજબુત પકડેલો હતો.

'શું તું નહી?' સ્તારકોસે દાંત કચકચાવી પુછયું, અને તેજ ઘડીએ સ્કોપેલો અને તેના

નીચ સોબતીઓ હેનરી પર તુટી પડી, ત્યાંથી તેને ઘસડી જવા લાગ્યા. આ પ્રમાણે મામલો જોઇ, હાજાઇન હેનરીને વલગી પડી, પણ ખુની સ્તારકોસે તેણીને છુટી પાડી. હેનરીને સ્કોપેલો અને તેના લુટારૂ સોબતીઓ ઘસડી લઇ જઇ, તેને એક કેબીનમાં પુરયો.

'હવે એ મગરૂર અને હઠીલી!' સ્તારકોસે ખાપડી હાજાઇન ભણી હસીને કહયું 'તું હવે મારા સકંજામાં બરાબર આવી છે, એ તો તું સારી રવેસે જાણે છે. તારે એક કલાકમાં મારી સાથે નેકા કરવા તઇયાર થવું. હું મારી સાથે ધરમ-ઉપાધ્યો લઇ આવ્યો છું.'

'તું કંગાલ ખુની સાથે નેકામાં મારો હાથ આપ્યા કરતાં આપઘાટ કરવા હું બેહેતર ધારૂં છું, અને હું તેમ જરૂર કરીશ.' હાજાઇને પોતાનો ઠરાવ જણાવ્યો.

'બાઇ, સાહેબ!' સ્તારકોસે હવે મશકેરી કીધી 'તમોને તેવી ટક આપવામાં આવે, ત્યારે કની?'

'મારી સાથે લગ્ન કરવાની તમારી શી મતલબ છે, તે હું અગાડીથી જાણું છું. પણ તમારી સઘલી હુશીયારી છતાં હું ધારૂં છું કે તમારી ગણતરીમાં તમો ભુલ કરો છો. તમો મારી સાથે નહી પણ મારા પીતાજીની દોલટ સાથે પરણવા માંગો છો' હાજાઇને જણાવ્યું 'પણ તમો જાણતા નથી કે એ સઘલી દોલટ તો ખરચી નાખવામાં આવી છે. એક અરધો પણ રહી નથી.'

'શું?' સ્તારકોસ આ સાંભલી ચોંકી બોલ્યો.

'હું કહું છું--અને એજ વાત ખરી છે—કે હાલ તો હું તદન ભીખારી છું: અને તેને માટે હું મગરૂર છું. મારી સઘળી દોલટ મેં સારાં કામમાં ખરચી નાખી છે, એ મારા જીવને મોટા સંતોષની વાત છે. જો સાંભલ! એ સઘલી દોલટ મેં પાપી ગુલામી ધંધો નાબુદ કરવામાં મેં વાપરી નાખી છે.'

'શું? અને તું શું એમ કેહે—' સ્તારકોસ જરા ફીકકો ફચ થઇ વધુ બોલવા જતો હતો, પણ તેટલાં મોટી મારામારીનો અને હથીઆરોનો ખખડાત સાંભલી તે અચકી ગયો. એનું કારણ જાણવા માટે તેણે પાછલ ફરી જોયું તો જે બુઠી સ્ત્રીને મરણ પામેલી જેવી તેણે પડી રહેલી દીઠી હતી, અને જેણીનો ચેહેરો કપડાંથી ઢંકાઇ ગયલો હતો, તે સ્ત્રીને લોહી લહાન હાલતમાં ઉઠતી, અને તેની તરફ હાથ લંબાવતી દીઠી. આ બુઢ્ઢી સ્ત્રીનો ચેહેરો જોતાંજ સ્તારકોસ વધુ ફીકકો થઇ થરથર ધ્રુજવા લાગ્યો. એ પરથી સાફ જણાતું હતું કે તે પેલી સ્ત્રીને ઓલખતો હોવો જોઇએ.

'એનદરોનીકા!' સ્તારકોસના મોંહમાંથી અવાજ નીકલ્યો.

હા! એ જઇફ અબલા કોઇજ નહી પણ સ્તારકોસની દુ:ખી મા અને ગુનાનીઓના છુટાપણા માટે લડનાર હીમ્મતવાન એનદરોનીકા પોતે હતી; જેણી હાજાઇન ભેગી ઇસ્લામીઓને હાથ કેદ પકડાઇ હતી, અને બીજાં ગુલ મો ભેગો તેણીનો છુટકો હેનરી ડી ઓલબરેતે કીધો હતો. પણ પાછલથી પેલા કાફલા સાથે થયલી લડાઇમાં લુટારૂઓ સામે લડતાં તેણી જખમી થઇ પડી હતી. તેણી જખમી થઇ, પડી પડી, એ ખુનખાર લડાઇ જોતી હતી, તેટલાંજ તેણીના ઘણા કમકમાત વચ્ચે તેણીએ જોયું કે એ લુટારૂઓનો સરદાર તેણીનો પોતાનો બેટો સ્તારકોસ હતો. તેણીએ પેલાં લીલાંઉમાં સ્તારકોસને તેમજ હેનરીને દીઠા હતા, અને તેજ વેલા પોતાનું મોંહ છુપાવી નાખી, તેમની નજરે તે ઘડીએ નહી પડવા તેણીએ ઠરાવ કીધો હતો. વહાણના તુટક પર જખમી થઇ તેણી પડી હતી, તેટલાં તેણીએ સ્તારકોસ, હેનરી અને હાજાઇન વચ્ચે ચાલેલી બોલચાલ સાંભલી. તેણીએ તરતજ પોતાનો ચેહેરો છુપાવી નાખી, પોતે જાણે મરણ પામી હોય તેમ પડી રહી, પોતાને થતી ભારે વેદના છતાં તેમની વાતચીત સાંભલી હતી. તેણીના શરીરમાં પડેલા જખમમાંથી એ વેલા લોહી બાહેર નીકલતું હતું. જયારે તેણીએ જોયું કે નબલાઇથી પોતે બેશુધ્ધ થવાની અણી પર આવી હતી, ત્યારે તેણીએ ઉઠવા કોશેશ કીધી. એ વખતેજ જપાજપીનો અવાજ સાંભલી, સ્તારકોસે પાછલ ફરી જોતાં તેને પોતાની મા એનદરોનીકાને ઉઠતી જોઇ હતી.

'એનદરોનીકા!' તેણે બીજી વેલા કહ્યું.

'હા! તારી મા, તને જન્મ આપનાર, એનદરોનીકા! તારાંજ ખુની માણસોને હાથથી જખમી થઇ હાલ તારી હજુર છે.' એનદરોનીકાએ જખમો દેખાડી કહયું. 'જે જાય છે, તે મારી છેલ્લી ઘડી છે. સ્તારકોસ! આ અસરાફ બાનું હાજાઇને જે કહયું, તે સઘલું ખરૂ છે. પણ હવે વધુ મારેથી બોલાતું નથી. હું એટલું-

જ કહું છું કે સ્તારકોસ! મોડે યા વેહેલે ઇન્સાફ દેવી તુંને અને તારા ખુની સોબતીઓને ઘટતે ફેજે જરૂર પોંહોંચાડવા વના રહેશે નહી. હજુબી તું તારા ચાલ સુધાર! પસ્તાવો કર! અને—' એનદરોનીકા વધુ બોલી શકી નહી; તેણી બેસુધ્ધ થઈ જમીનપર પડી, અને સેજ વખતમાં તેણીના તનમાંથી જીવ નીકલી ગયો.

સ્તારકોસ આ જોઈ ત્યાંનો ત્યાંજ ઠંબ ઉભો રહયો. તેનું ધ્યાન એ બાબદ પર એટલું રોકાયું હતું કે એ વેલા તેની આસપાસ હેનરી, તોદરોસ અને તેમના માણસો હાથમાં હથીઆરો લઈ ફરી વલ્યા હતા, તેની પણ તેને સુરતા નહી હતી.

પણ એઓને તો બંધીવાન કીધા હતા, ત્યારે તેઓ પાછા છુટા કેમ થઈ શકયા હતા? એનો જવાબ સેહેલ છે. સ્તારકોસ સીવાય એ સઘલાઓને એક ઓરડામાં બંધ કીધા હતા, કે જે ઓરડામાં એક ફાલકાં વાટે બાહેર આવવા જવાનો રસ્તો હતો, એમ લુટારૂઓને માલમ નહી હતું. તોદરોસ સીવાય ખુદ બંદીવાનોને વટીક એ બાબદ ખબર નહી હતી. દરેક બંદીવાનના હાથમાંથી હથીઆરો છાનવી લીધાં હતાં; પણ પેલાં ફાલકાં વાટે બાહેર નીકલતાં, તેઓ હથીઆરો રાખવાના ઓરડામાં જઈ પુગેલા પોતાને દીઠા. ત્યાંથી દરેક જણે મન ભાવતાં હથીઆરો લઈ, તોદરોસની સરદારી હેઠલ તેઓ લુટારૂઓની શોધમાં નીકલ્યા. તે વખતે પોતાના કેપટન હેનરીને બંધીવાન કરી સ્કોપેલો અને તેના સોબતીઓ લઈ જતા તેઓને દીસ્યા. તેઓ તેમની પર એકદમ ધસારો લઈ ગયા, અને હેનરીનો સેજ પલમાં છુટકારો કીધો. દરેક લુટારૂઓને જાનથી બેજાન કરવામાં આવ્યા હતા, અને સ્તારકોસના સોબતી મીત્ર સ્કોપેલોને તોદરોસે ખુદ પોતાને હાથે મારી નાખ્યો હતો. ત્યાર પછી તેઓ દરેક હાથ આવતા લુટારૂઓને મારી નાખતા સ્તારકોસ આગલ જઈ પુગ્યા હતા. તેઓએ એનદરોનીકાના છેલ્લા શબ્દો સાંભલ્યા હતા કેઃ—'સ્તારકોસ! મોડે યા વેહેલે ઇનસાફ દેવી તુંને અને તારા ખુની સોબતીઓને ઘટતે ફેજે જરૂર પોંહોંચાડયા વના રહેશે નહી.'

ગફેલ જેવો બની સ્તારકોસ પોતાની મા એનદરોનીકાને જોતો ઉભો હતો, તેટલાં કદાવર કારીસ તેની પર ધસ્યો ગયો, અને પોતાના લોખંડ જેવા મજબુત હાથોમાં તેને ઝાલ્યો. ત્યાર પછી મોટે સાહડે હસીને બોલ્યોઃ—'હા, હા! પસ્તાવો કર! હા! હા! શું તારા જેવા ખુનીઓ કદીબી પસ્તાવો કરે કે? હા! હા! કેપટન હેનરી! સીપટી વજાડયે કે?'

'હમણા નહી! હાલ તો એને મજબુત જીકરી ચોકી પેહેરા સાથે કેદ રાખો.' હેનરીએ હુકમ ફરમાવ્યો.

અરધા કલાકમાં લુટારૂઓના બંને વહાણો તાબે કરવામા આવ્યાં; અને થોડા લુટારૂઓને પકડવામા આવ્યા. બાકીનાઓ તે બારે હકતાલાની દરગાહમાં પોતાના પાપી કામોનો હીસાબ આપવા અત્યાર અગાઉ આ દુન્યાંમાંથી કુચ કરી ગયા હતા.

બીજા થોડાક કલાકમાં તો મુએલાંઓને સામતી કીરયા કરી દફનાવવામાં આવ્યા, જખમી થયલાંઓની દરૂસ્ત લાગી તેવી સારવાર કરવામાં આવી, અને વહાણો પર પાછી અસલની પેઠે શાંતી ફેલાઈ.

હેનરીના વહાણ પરના માણસોમાંના થોડાંક જપાજપીમાં મરણ પામ્યાં હતાં, અને થોડાં ઘણા જખમી થયાં હતાં. તેથી શોક દાખલ વહાણ પર હેનરી અને હાજાઈનના લગ્ન ભરદરીયે કરવાનો વીચાર માંડી વાલ્યો, પણ લુચ્ચા અને ખુની સ્તારકોસને અને તેના સોબતીઓને તપાસ કરી સઘલાંઓની હજુરમાં સીપટી વજાડતાં ફાંસી દઈ લટકાવી દેવામાં આવ્યા હતા. એ વખતે ફકત હાજાઈને ત્યાં હાજરી આપી નહી હતી. તેણીને ફાંસીનો દેખાવ જોવા પસંદ નહી હતું.

થોડા દીવસમા બે હતેલાં વહાણો અને 'સીફેનતા' મનવાર કોરફુના બંદરમાં જઈ લાંગર્યાં, અને ત્યાં મનવાર પરના સઘલાંઓની ઇચ્છા મુજબ મનવાર પરજ હાજાઈન અને હેનરી મોટા ધામધુમ સાથે પરણ્યા. સીફેનતા પરના જે જે માણસોએ બહાદુરી દેખાડી હતી અને મેહેનત કીધી હતી, તેમને લાયકનું ઇનામ બક્ષવામાં આવ્યું હતું.*

**સમાપ્ત.**

---

* Jules Verne's The Archipelago On Fire.'